# દેવનું બાલામૃત.



જુઓની! આ બાળ કેવી હોંસથી
"દેવનું બાલામૃત" પી જાય છે

બાળકોને તંદુરસ્ત અને બળવાન
બનાવવામાં આ બાલામૃત રેક
વાપરવા ભલામણ કરીએ છીએ

કિંમત બાટલી એકના આના ૧૨

દેવસહિતા પુસ્તક મંગાવનારને મફત
મોકલવામાં આવે છે

ટી ડી ત્રવાડી

કુંવરતરી ઓરવાલય—જામનગર

## વિજળીના દીવા





નાના ગજવામાં
રાખી શકાય છે

અગ્નિની બીલકુલ ધાસ્તી ન

તેલ કે દીવાસળી
જરૂર પડતીજ નથી કા
આપ દબાવતાજ ઝળકાર
રોશની થાય છે

કિ—રૂા ૨॥ ૩ ૩॥ ૪ ૫ અને ૬
પોસ્ટેજ ૮ આના
સ્પેર બેટરી કીં રૂ ૧-૩ પોસ્ટેજ સાથે

ટી જી શાહજી
ઇલેકટ્રિક સ્ટોર્સ—અમદાવાદ

## શરતો.

1. જે રકમ ડીપોઝીટ રાખવામાં આવશે તેનું વ્યાજ બીલકુલ આપવામાં આવશે નહિ
2. ઉપરના રૂપીઆ તમારા કાયમ જમે રાખી તેના લાભમાં વ્યાજને બદલે દરમહીને સીગલ બાર સોપ (લાટા) નગ બે આપવામાં આવશે
3. ઉપરનો લાભ મેળવનારાઓએ જમે રકમ ત્રીસ દિવસ રાખી પછી તે મુદતની અંદર કોઈપણ રૂપીઆ લેવા માગનારને તુરત રૂપીઆ આપીશુ પરંતુ કંપનીએ આપેલા લાભોની કિંમત દર નગે આના -૪-૬ પ્રમાણે કાપી લેશુ
4. જમે રૂપીઆ કંપનીએ ક્યા સુધી રાખવા તે બાબતમાં કાંઈ ચોક્કસ જણાતું નથી જ્યારે પણ કંપનીને મરજી થાય ત્યારે તમોને તે રકમ પાછી આપી શકીએ

## વર્ગ બીજો

આ વર્ગમાં દાખલ થનાર ગ્રાહકોએ સીગલ બારસોપ લાટા નગ ૬ એક સાથે ખરીદવા જોઈએ તેવા ગ્રાહકોની સગવડ માટે અમારી કંપનીના છાપેલા પોસ્ટકાર્ડ મંગાવી લેવા જે કાર્ડ ભરી મોકલવાથી ઘેર બેઠાં માલ પહોંચતો કરવામાં આવશે

**શાખા નં -૧**——ઘાટકોપર, બચીબાઈનો બાગ

**શાખા નં. ૨**——માટુંગા (બી બી એન્ડ સી આઈ રેલ્વે) જ્ઞાનસાગર ભુવન

**શાખા નં. ૩**——માટુંગા (જી આઈ પી રેલ્વે) લક્ષ્મીનારાયણ રોડ

એજન્ટસ —
- વડોદરા—શેઠ કાસમઅલી અબ્દુલઅલી, ગેડી ગેટ
- સુરત—શેઠ હરિલાલ ગિરધરલાલ જરીવાળા, ભુતીયાવાસ, સુરત

મોકલેના માલનું બીલ તુરત ચુકતે લેવામાં આવશે, જેની કિંમત ચાલુ સમય માટે લાટા નગ એક ૧ ના આના ૦-૪-૬ રાખવામાં આવશે

**જથાબંધ માલ લેનારા વેપારીઓને સારૂ કમીશન આપવામાં આવશે**

અમારી કંપની આગના, છત્રીના અને દરીઆના વીમાનું કામ સંતોષકારક કરી આપે છે

તા. ક.—વિશેષ હકીકત અમારા પત્રવહેવારથી મળી શકશે

તો પણ પ્રશ્નોત્તર વાળી ટીકીટ વગર સીના કાગળોપર ધ્યાન આપવામાં આવશે નહિ

સ્વર્ગસ્થ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ સ્થાપિત

# प्रभुराम अनंत फार्मसी

શાસ્ત્રસિદ્ધ આયુર્વેદિક ઔષધો બનાવનાર

જેને માટે મુંબઈ, અમદાવાદ, પુના, રાજકોટ વગેરે સ્થળોના પ્રદર્શ

નોમાં સોનાના ચાંદા તથા ફર્સ્ટ ક્લાસ સર્ટિફીકેટો મળેલા છે

મુસાફરીમાટે અતિ ઉપયોગી ઔષધોની

## प्रवास पेटी

મુસાફરીમાં તેમજ વહોળા કુટુંબમાં કોઈ વખતે અકસ્માત કંઈ વ્યાધિ થઈ આવે તેવે વખતે તુરત લાગુ પડે તેવા અસરકારક આયુર્વેદિક ઔષધની આ પ્રવાસ પેટી ઘણીજ ઉપયોગી છે. તેનો હિંદુસ્તાનમાં તેમજ દરિયાપારના દેશમાં અત્યાર સુધી ફેલાવો થયો છે તેની અંદર અજીર્ણ ઉલટી તાવ ખાંસી મરડો કોલેરા વગેરે જુદા જુદા બાર રોગોઉપર ખાસ દવા તથા તે સાથે બીજા ૨૮ રોગોઉપરની સૂચના તથા દવા સાથે ચમચો, ઝીણો વજન તેમજ ઔષધો વાપરવાની વિગતવાર ચોપડી હોય છે આ પેટી મુસાફરી માટે ઘણીજ અગત્યની છે દરેક દવા અસરકારક હોઈ તાત્કાલિક ફાયદો કરેછે

કિંમત—પેટી ૧ ના રૂા ૨ ૦-

---

દુઝતા હરસ માટે તાત્કાલિક ઉપાય

### स्थंभक Sthambhak

દુઝતા હરસ જેમાંથી નિરંતર લોહી પડી રોગીને ઘણોજ નબળો કરી નાખેછે અને ઘણી વખત તેને લીધે રોગી મરણતોલ હાલતમાં આવી જાયછે તેમને આ દવા એક આશીર્વાદરૂપ છે. ફક્ત બે કે ત્રણ વખત લેવાથી ગમે તેટલા પ્રમાણમાં પડતુ લોહી તુરત બંધ થઈ જાયછે અને રોગીને સારી શક્તિ આપેછે. આ દવા નિષ્ફળ જવાનો એક પણ દાખલો જોવામાં આવ્યો નથી.

### A Sure Remedy for Bleeding Piles

It at once stops bleeding from the piles and cures weakness due to constant bleeding. Not a single case is till now known where the remedy has failed. Three or four doses have cured profuse bleeding.

DIRECTIONS—One dose of the mixture every four or six hours with an ounce of sugared water three or four times a day.

PRICE—A bottle of eight doses Re 1

ભુલેશ્વર—મુંબઈ

## — વિષયાનુક્રમ —


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| (૧) મંગળસ્તુતિ (કવિતા) | ૧ |
| (૨) નવું વર્ષ | ૩ |
| ( ) નદી | ૪ |
| (૪) પ્રાચીન આયુર્વેદિક અધ્યયન અને અધ્યાપન | ૫ |
| (૫) સાહિત્ય-ચર્ચા | ૧૩ |
| (૬) અપકાર૫ર ઉપકાર (કવિતા) | ૧૮ |
| (૭) ચિત્તવૃત્તિ-વિજ્ઞાન શાસ્ત્ર | ૧૯ |
| (૮) સમળતણા સાથી બધા દુખ જનો નહિ કોય (કવિતા) | ૨૨ |
| (૮) ખુની | ૨૩ |
| (૧ ) સાભિપ્રાય સ્વીકાર | ૨૮ |
| (૧૧) હિંદનુ સ્વપ્ન (કવિતા) | ૨૯ |
| (૧૨) ચરિત્ર | ૩ |
| (૧ ) કેમ નથી જીવન જ જીવન છે | ૩૨ |
| (૧૪) બહુ મહેશ | ૩૪ |
| (૧૫) શિયાળામાં પ્રકૃતિનુ વર્ણન (કવિતા) | ૩૭ |
| (૧૬) દિલ્હી દરબાર વાર્તાક લેખનો ટુંકસાર | ૪૮ |
| (૧૭) દિલ્હી દરબાર (ચાલુ વાર્તા) | ૯૭થી ૧ ૪ |

# અંકુશ.

ANKUSH

પુસ્તક ત્રીજું — કાર્તિક ૧૯૭૬ — અંક ૧ લો.

## मंगलस्तुतिः ।

द्रुतविलम्बितम् ।

परमसौख्यकर सुरसेवित , सकलभूतहृदि स्थित ईश्वर ,
त्रिभुवनस्य पिता करुणानिधिर्नरहरि कुरुता जगता शिवम् १
भवति यो भजता भवनाशको, हरति यो नमता निखिलापद ,
वितरति स्मरता सकला श्रियो, नरहरि कुरुता जगता शिवम् २
भगवता महता हि महेश्वर सकलशक्तिधरोऽमितविक्रम ,
प्रणतपालक इष्टद आत्मभूर्नरहरि कुरुता जगता शिवम् ३
न मनसा वचसामपि गोचरो, सुमनसा च नृणा च सुरद्विषाम् ,
बहुविध निगमै प्रविवेचितो, नरहरि कुरुता जगता शिवम् ४
कलिमल मथन परम शुचि , कविबुधार्यविशारदजीवनम् ,
अनुभवा परम द्रविण गुरुर्नरहरि कुरुता जगता शिवम्. ५
भयभृतामभय शरण सता, स्मरणतत्परसन्मतिदो विभु
स हि शिव सदवाच्यसुखास्पद, नरहरि कुरुता जगता शिवम् ६
सकलरूपविधायिसदाशिवो, निखिलनामधर परमेश्वर
पुरुष उत्तम ईशसनातनो, नरहरि कुरुता जगता शिवम् ७

अमितकोटि[illegible] [illegible]सन्ति हि भगवत प्रतिलोमानि लीकया,
इति सदागमडिण्डिमघोषितो, नरहरि कुरुतां जगतां शिवम्. ८
स्वकुलधर्मरता [illegible] [illegible], द्विजवरास्तु जगद्गुरवश्च ये,
सुनमदा मनुजेषु भव[illegible]ति नरहरि कुरुता जगतां शिवम्. ९
[illegible] [illegible] [illegible] [illegible] अवनिपोषणतोषणतत्पर ;
समदृश सदया इह [illegible], नरहरि कुरुता जगता शिवम् १०
जगति यान्तु सुखाय [illegible]ऽखिलजना विलसन्तु निरामया ,
समयवार्पवनास्तु भवान्त्व[illegible] नरहरि कुरुता जगतां शिवम् ११
भवतु भक्तिकलामृतवर्षिण विरमतु मन परमेष्ठिनि,
तनुभृतां परमा मुद[illegible], नरहरि कुरुता जगता शिवम् १२

— ० —

तनुविकासविरिञ्चिहराच्युतासुरसुरेन्द्रनम शशिभास्कर—
गिरिमहीभुवनेयेऽखिलमूर्तये, भगवत गिरिशाय नमो नम १३
[illegible] [illegible] भुवनानि [illegible], तदनु रक्षति संहरते स्वयम्
त्रिविधितो विधिविष्णुहरात्मने, भगवते गिरिशाय नमो नम १४

— ० —

वतालीय

शरण स्थविर शिव सम , परमात्मा प्रणव प्रकाशन ,
पुष्प प्रभव परायणो, विभुरेको विजयो मनोजव १५
पुष्पेश्वर उत्तमो ध्रुव , सुखदातामितविक्रमो महान्,
प्रपितामह ईश्वरेश्वर , परमात्मा श्रुतिसागर स्वभू १६
अमृत पुरुषोत्तम शुचिर्भुवनेशा निजभक्तवत्सल ,
प्रथमो निधिरच्युतो हरिर्विबुधशो ननु भास्करद्युति १७
परितोऽखिलहृत्, प्रजापतौ, परमब्रे ऽब्वरनूतवत्सरे,
भवभञ्जनमगलस्तुतिजगता [illegible] कुरुता जगत्पति १८

मगळजी हरजीवन ओझा,
शा.श्री—राजकुमार कॉलेज—राजकोट

# નવુ વર્ષ

આશ્વિનમાસ પૂરો થતા ગયો શિયાળો ઉનાળો અને ચોમાસુ એ ત્રણ ઋતુઓના સમૂહરૂપ ૧૯૭૫નુ વિક્રમવર્ષ ચાલુ તેને વિશેષણને બદલે હવે 'જૂનુ વર્ષ' એ વિશેષણ પામ્યુ છે અને કાર્તિક સુદ ૧ થી ૧૯૭૬ના વિક્રમ સવત્ નવાવર્ષ તરીક ચાલુ થાય છે ગયા વર્ષ તરફ એક દર ન ઝર કરો અને જાણી લ્યો કે જમાપાર તથા ખાતેપારમાની તે તે રકમો તમારા જીવનપર કેવી કેવી અસર કરનારી છે જેનો તમે સચ્ચય કર્યોછે તે તમારૂ જમાપાર છે અને જેનો વ્યય કર્યો છે તે તમારૂ ખાતેપાર છે જમાપાર જમરૂ જોઇને હરખાઇ જવાનુ નથી તેમ ખાતેપારના વધારાથી ખેદ પણ કરવાનો નથી હર્ષ કે ખેદના કારણરૂપ તો અ ક ને પારમાની વિગતોજ ટેઇ શકે છે કે જે આપણા જીવનઉપર અસર કરેછે તમારી વૃત્તિઓપર ચાંપેલા કે તેમા ઘુસીજવા પામેલા કુસસ્કારો જો ખાતેપારમાં ખેચાઇ ગયા હોયતો તમારે ખેદ કરવાનો નથી પણ ખુશીજ થવાનુ છે પરતુ જો તેઓની હાજરી જમાપારમા આવી હશે તો અવશ્ય હાન થઇછે એવીજ રીતે પરોપકારઆદિ પવિત્ર ઉચ્ચસસ્કારો જો ખાતેપારમા ખેચાયા હશે તો ખોટનોજ ધધો થયો સમજવો અને જો તેઓની પુ કળ ભરતી જમાપારમા થઇ હશે તો તમે જુના અથવા ગયા વર્ષમા ખરેખર જમાનાનીજ નિવડયા છો ખરો લાભ તમે મેળવ્યો છે અને દીવાળીના તેહેવારોમા તમે જે લક્ષ્મીપૂજન તથા શારદાપૂજન કર્યુ છે તે સપ્રયોજન અને સફળ નિવડ્યુ છે

આ વર્ષમાં પણ તમે એજ સ્મરણ રાખજો આલસ્ય તથા સ્વાર્થ-સકોચને દૂર કરી દુનિયાના વિશેષ ઉજ્વળ ક્ષેત્રમા ઉત્સાહથી આગળ વધવાની પ્રવૃત્તિ કરજો ઉંઘમાં ઘણો વખત પસાર થયો છે જાગૃતિનો સમય હવે થાય છે વિષ્ણુ ભગવાન જે હવે પણ નિદ્રાધીન રહેવુ એ પાલવે તેમ નથી તેઓ પણ જાગૃત થઇ સૃષ્ટિપાલનરૂપ પોતાના કાર્યમાં વધારે ધ્યાન દેશે પોતાના કાર્યમા પૂર્ણ ધ્યાન દઇ આગળ વધવાનો આ જમાનો છે આપણા નિવાસરૂપ આ પૃથ્વી ગોળમટોળ ફરજ કરેછે તેની ઉપર આપણે સ્થિરતાથી વસવુ હોય તો વધુ ધ્યાન રાખવાની વધી ચીવટ રાખવાની તથા શારીરિક અને માનસિક બળ અને કળ એ બન્ને મેળવવાની ઘણી જરૂર છે આપણું માનવપદ તોજ જળવાશે-તોજ ટકી રહેશે.

દુનિયાના દેશ આગળ વધેલા દેશમા કયા ક્રમથી દેશોન્નતિનુ નિરીક્ષણ થાયછે કેવા પ્રકારની પ્રવૃત્તિ કેવી છે ધધાના ક્યાં અગો મજબૂત થયા છે, ક્યા ક્યા અગો નબળા પડયા છે નબળાઓમા કઇ જાતના વિચારોની નબળાઇ છે અને કઇ જાતના

વિચારો દબાઇ જતા લાગ્યા છે એ ગ ધ્રુ ધ્યાનપર લઇ આપણે આપણા દેશનો માર્ગ નિશ્ચિતપણે જગુવાની જરૂર છે આપણા દેશના વિશ્વાસપાત્ર અગ્રગણ્ય પુરૂષો આપણને વરણ કરી આગળ વધનારો ધા માર્ગનું સૂચન કરેછે આપણા વ્યવહારકુશળ આગેવાનો અને આપણા ધર્માચાર્યો કેવી નઝત્તિ કરી રહ્યા છે અને તે પ્રવૃત્તિનો આપણી જાતસાથે ધા ઢાનિની અસર રે તેવો તો સબંધ છે? એ વિચાર સ્થિર ચિત્તથી કરવાની જ રૂર છે ભૂતમાળના વર્તમાનમાં થયેલ લાભ હાનિનો ભવિષ્યમાળના વર્તનમાં દૃષ્ટાંતરૂપે લઇ કાર્યની સુખ રતા સાધવી એમાંજ વિચારશક્તિની ખરી સોટી છે ઇશ્વર આ રતવાસી નરોને મનુ વને સારી બુદ્ધિ અને સારા ...રક આપો

---

# નદી

લેખક—શ્રીયુત પ્રભાશંકર મગળજી દ્વિવેદી રાજકોટ

સાંભળ! સાંભળ! ક્યાં ચાલી જાય છે? ત્હારામાં આટલી વ્યાકુળતા કેમ થઇ ગઇ? આ પ્રમાણે તુ દુ ખિત કેમ દેખાય છે? આ પ્રમાણે ઘરબાર વિના ક્યાં ફરેછે? જ્યારે કે પત્થર તને રોકેછે ત્યારે તુ તેની પાસેથી મોઢુ ફેરવી બીજે રસ્તો લઈ લેછે જરા ઉતાવળ છે હા સમજાયુ તે પત્થર છે જડ છે તારી પ્રકૃતિને જાણી શ તો નથી પરન્તુ આ દશામા મારે તારે રહેવાનું કંઇ ઠેકાણુ નથી ત્યારે જરા તેપર થોડીવાર આરામ લેતી હોતો? મારામાર ફર્તા ફરતુ તો ઠીક જ નો!

કોણ જાણે ક્યા દુષ્ટે તને તે ઉંચ સ્થ ળથી અલગ કરી! હવે તે તાતાને નિરાલંબ અને અસહાય જાણીને તારો રસ્તો લીધા

હરિ કૃષ્ણ! આ શુ! અરે તારો દેહ પણ ગરમ દેખાય છે! શુ તને કોઇ પ્ર કારનો તાપ છે? જો તારા તાપ માનસિક હોય તો કરેલા કાય પર પશ્ચાત્તાપસ્વરૂપ હોય તો આ મારા આ આ ળ વક્ષ સ્થળપર આરામ લે! મારા હૃદયમા ચોટ ધા એક નહિ, એ ... પણ તારા જેવી હ નરા ન દીઓ આરામ લેછે! શાન્તિસુખ ભોગવે છે ... થાં સત નીઃ–સમવે નાની વે ના, ગતિ ધ્વનિ અનેક રોગોથી અનેક છ દોથી ધ્વનિત થઇ રહી છે એવી મારી છાતીમાં આરામ લે શાંતિ સુખનો ઉપભોગ કર!

તારા કુળથી અળગ થયા પછી આ સસાર માથી તને જેટલા ઉપકાર મનુષ્યકૃતિ અભિરામ ધરણીની આત્તવતા મળ્યા છે તે બધાને અનિભત હ યાગારમા લાવીને રાખ! તારા બોજો ઓછો કર! થોડીવાર હૃદયથી હૃ ય મિલાવી આલિંગન આપ વિશ્વાસ ર!

અને ના હૃદયમાં આરામલેવાથી તારી દુરવસ્થા થઇ ગઇ છે પણ મારા હૃદયમા આરામ લેવા માટે તો શકા કરીશ નહિ મારા હૃદયમા લાગવાથી ગ્લાનિમુક્ત થઇને સુરલોકમાં પરબ્રહ્મ પરમાત્માના સિંહાસન પાસે પહોંચીશ મારે ત્યાં ડર નહિ મારે ત્યા દૂધનો દાઝ્યો છાશ પણ ફુકીને પીએ એ બધુ ભુલી જા! મારૂ હૃદય અગાધ છે હુ સમુ છુ!!!

---

વર્તનાર તને કોઈપણ બાબતમાં હરકત આવશે નહિ તો જે કંઈ ઉત્તમપદાર્થ મળે તે શ્રદ્ધા અને પ્રેમથી મને અર્પણ કરી દેવો એવી બાબતમાં મને પ્રધાન ગણવો સર્વદા મને આધીન થઈ વર્તવું અર્થાત્ મારી આજ્ઞાનુસાર વર્તવું જે મને પ્રિય લાગે અને જેમાં મારૂં હિત સમાયેલું હોય તેવું તારે હમેશાં વર્તન કરવું પુત્રનીપેઠે, દાસનીપેઠે અને યાચકનીપેઠે મારી હમેશા સેવા કરવી અસાધારણ ઉત્સાહી ન થવું હમેશાં સાવધાન વર્તવું વૈદ્યકીય વિચારસિવાય બીજી કોઈપણ બાબતઉપર ધ્યાન ન આપવું, સવિનય વર્તવું, દરેક બાબતમાં જોઈ જોઈને કામ કરવું, ઈર્ષ્યાનો ત્યાગ કરવો, મારી આજ્ઞાનુસાર વિચરવું મારી આજ્ઞાનુસાર વર્તનાર તને વૈદ્યકીય કામ કરતાં પહેલાં જે કંઈ મળે તે મને યથાશક્તિ ભેટતરીકે આપી દેવા પ્રયત્ન કરવો વૈદ્યની વૃત્તિ કરનાર કર્મની સિદ્ધિ અર્થની સિદ્ધિ યશોલાભ અને મૃત્યુ પછી સ્વર્ગને ઇચ્છનાર તારે ગાય અને બ્રાહ્મણો આદિ કરીને સર્વ પ્રાણીના કલ્યાણ કરવામાં પ્રવૃત્તિ કરવી હમેશાં ઉઠતાં અને બેસતાં તે જે રોગીનું કામ હાથ લીધેલું હોય તેના આરોગ્યનેમાટે અર્થાત્ રોગ નિવૃત્તિનેમાટે પરમ પ્રયત્ન કરવો તારે તારી આજીવિકામાટે પણ ભવિષ્યમાં રોગીના કુળને દુઃખકારક થઈ પડે તેવી રીતે વધારે દ્રવ્યાદિ પદાર્થોને લેવા નહિ મનથી પણ પરસ્ત્રીની ઇચ્છા ન રાખવી તેવીજ રીતે પારકા ધન લેવાની પણ લાલસા ન રાખવી હમેશા સદ્વૈદ્યને છાજતો વેષ પહેરવો અને તેઓને છાજતા પદાર્થો પાસે રાખવા સદા મત્ત પાપી અને પાપીની સહાયતાવાળું ન થવું સ્નેહયુક્ત શુદ્ધ ધર્મયુક્ત કલ્યાણકર, ધર્મ્ય, સત્ય હિતકર અને પરિમિત વચન બોલનાર થવું બધી બાબતમાં દેશકાળનો વિચાર કરી વર્તવું પ્રત્યેક બાબત સ્મરણમાં રાખવી જ્ઞાનોત્પાદક સાધનોની સંપત્તિ મેળવવામાં પરમ પ્રયત્ન કરવો કોઈ દિવસ પણ તારે રાજાએ દ્વેષ કરાયેલ રાજાનો દ્વેષ કરનાર, મોટા માણસોએ દ્વેષ કરાયેલ અને મોટા માણસોનો દ્વેષ કરનાર મનુષ્યોનું ઔષધ કરવું નહિ આવી રીતે અત્યંત વિકૃત, દુષ્ટ અને દુઃખદાયક છે સ્વભાવ આચાર અને ઉપચાર જેના એવા પુરુષોનું પણ ઔષધ ન કરવું જે રોગી ઔષધોપચાર કરવાલાયક હોય તો પણ તે મરવાની ઇચ્છા રાખતો હોય તો તેના રોગીનું અને જેનો પતિ અથવા વાલી નજીકમાં નથી એવી સ્ત્રીઓનું પણ ઔષધ ન કરવું પતિ આજ્ઞા તો સાધીની વગર રોગિણી સ્ત્રીએ આપેલ માંસાદિ પદાર્થ તારે ન લેવો રોગીના ઘર પ્રત્યે પ્રવેશ કરનાર તારે પહેલાં આવવાની ખબર આપીને, જેનું ગમે તે વખતે રોગીના ઘરમાં આવવું જવું અનુગત હોય તેના પરિચિત પુરુષની સાથે સૌમ્ય વસ્ત્રો પહેરીને નીચું મસ્તક રાખીને સ્મરણશક્તિનો ધારણ કરી અને નિશ્ચલ મન અને બુદ્ધિથી વૈદ્ય

* પ્રાચીન સમયમાં માંસાહારનો વધારે પ્રમાણમાં પ્રચાર હતો અને તેથી રોગીઓ પોતાના ઘેર બોલાવેલ વૈદ્યને ભેટતરીકે માંસાદિ પદાર્થો પણ આપતા હતા.

ઉપર પ્રમાણે આયુર્વેદીય અધ્યયન અને અધ્યાપન થઇ રહ્યા પછી તદ્વિદ્યસંભાષા કરવી જરૂરની છે વૈદ્યની વૃત્તિ કરનાર વિદ્વાન પુરૂષોની સાથે હમેશા આયુર્વેદીય વાતચિતનો પરિચય રાખવો તેનુ નામ તદ્વિદ્યસંભાષા કહેવાય છે

આયુર્વેદ જાણવામાટે જેટલે દરજે અધ્યયન અને અધ્યાપનની જરૂર છે તેટલેજ દરજે તદ્વિદ્યસંભાષાની પણ જરૂર છે કારણ કે તે કર્યાસિવાય કેઈપણ આયુર્વેદીય બાબતનો પોતાની મેળે જોઇએ તેવો નિર્ણય થઇ શકતો નથી વળી તદ્વિદ્યસંભાષા કરવાથી પોતામા જે આયુર્વેદીય વિજ્ઞાન સંપ્રાપ્ત થયેલ છે, તેમા મોટો વધારો થવા પામેછે અને પોતાનુ સદ્વૈદ્યતરીકે નામ સમસ્ત જગતમા ફેલાવા લાગેછે

આયુર્વેદીય અધ્યયન અને અધ્યાપન વિધિનું સુપ્રસિદ્ધ આયુર્વેદીય ગ્રન્થમા સવિસ્તર વર્ણન કરેલછે તેથી પ્રાચીનસમયમાં તદનુસાર અધ્યયન અને અધ્યાપન થતુ હશે એમ જણાયછે પણ વર્તમાનસમયમા તો તે પ્રમાણે અધ્યયન અને અધ્યાપન થતા જાણવામા આવતુ નથી આ કારણને લઇનેજ વર્તમાનકાળમા આયુર્વેદીય વિજ્ઞાનનો જેવો જોઇએ તેવો પરિપાક આવતો નથી અને તેથીજ વૈદ્યો પોતાના કામમા જોઇએ તેવા ફતેહમંદ થઇ શક્તા નથી

વર્તમાનકાળમા યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી, શાસ્ત્રમા લખવાપ્રમાણે બ્રહ્મચર્ય નહિ પળાવતાં શિષ્યને બાલ્યાવસ્થામાજ વિવાહિત સ્થિતિમાં મુકવામા આવેછે, જેને પરિણામે બ્રહ્મચર્ય પાળી શકાતું નથી વળી વિદ્યાગુરૂને ત્યા રહી સાંગ વેદાભ્યાસ પણ કરાવવામા આવતો નથી હાલમા શારીરિકાદિ શક્તિઓનો કેટલાક કારણોને લઇને વધારે પ્રમાણમા હ્રાસ થઇ ગયેલછે તેથી આગળની પેઠે એકથી વધારે વેદોનો અભ્યાસ થઇ શકતો નથી પણ માત્ર એકજ વેદનો અપૂર્ણ અભ્યાસ થઇ શકેછે અને તે પણ અર્થ જાણ્યાવગર ગોખીજ કાઢવામા આવેછે વેદાભ્યાસની સાથે શિક્ષા કલ્પાદિ વેદાંગનો તેમજ ઉપવેદોનો પણ જેવો જોઇએ તેવો અભ્યાસ કરવામા આવતો નથી તેમજ વેદાભ્યાસની શરૂઆતમા જે ક્રિયાઓ કરવાનુ લખેલુ છે તે પણ કરવામાં આવતી હોય એમ જાણવામા આવતુ નથી ઉપર્યુક્ત કારણોને લઇનેજ શાસ્ત્રમા લખ્યાપ્રમાણે વેદાધ્યયનનુ ફળ પણ પ્રાપ્ત થતુ નથી

હવે પ્રાચીન અને અર્વાચીન આયુર્વેદના અધ્યયન અને અધ્યાપનમા જે કાઇ ફેરફાર થવા પામ્યો છે તે જણાવીએ છીએ

પ્રાચીન કાળમા પહેલા તો શાસ્ત્રની ખરીદી કરવામા આવતી હતી અને ત્યારપછી શિષ્ય અને આચાર્યની પણ પરીક્ષા કરવામા આવતી હતી આ ત્રણેની પરીક્ષા થઇ રહ્યા પછી અને અધ્યયન અને અધ્યાપનનો વિધિ કર્યા પછી સાંગ આયુર્વેદનુ અધ્યયન અને અધ્યાપન કરવામા આવતુ હતુ સદ્વૈદ્ય થવાની ઇચ્છાવાળા પુરૂષે આયુર્વેદમા કહ્યાપ્રમાણેજ શાસ્ત્રપરીક્ષાપૂર્વક અધ્યયન અને અધ્યાપન વિધિ કરવો જોઇએ પરતુ હાલના વખતમા આ વિધિનો ઉચ્છેદ થઇ ગયેલ

# साहित्य-चर्चा

## महाकवि कालिदासनु नारीचित्र

लेखक—श्रीयुत जगजीवन काळिदास पाठक—पोरबंदर

(અનુસધાન પૃષ્ઠ ૪૬૧ થી)

ભારતભૂમિ જેમ વીરપુરૂષોની જનેતા છે તેમ સાધ્વીઓની પણ જનેતા છે વૈદિક કાલથી આરભી આજસગી તેમા સાધ્વી સ્ત્રીઓનુ સ માન થતુ જોવાય છે ગોપીના કેશાકર્ષણે જે પ્રચ‿ અગ્નિ સળગ્યો તેમા ઉત્તર ભારતવર્ષના સેકડો વીરો ભસ્મીભૂત થયા છે એ વાત મહાભારત દર્શાવે છે સીતાના શરીરનો સ્પર્શ કરવાથી રાવણની સોનાની લ કા વેદાન મેદાન બની છે એ વાત રામાયણ પ્રદર્શિત કરે છે પ્રાચીન ઇતિહાસો જોતા આવા દષ્ટાતો વિરલ નથી હેલન નુ અપહરણ કરવાથી ‘ ટ્રૉય ’ નગર નષ્ટ થયુ છે એ વાતનુ ઇતિહ‿ પ્રમાણ છે એવા એવા નારીચરિત્રોનું અવલોકન કરવુ એ મોટ કવિઓનો આશય હોયછે પરતુ કોઇને શ કા થશે કે એમાટે નાટકોનો આશ્રય શામાટે લેવો ? એવા ચરિત્રો બીજે સ્થળે નહિ મળે ? એનું ઉત્તર એ છે કે માનવચરિત્ર નાટકમા જેવુ સ્પષ્ટ ચિતરાય છે તેવુ બીજે સ્થળે ચિતરાવુ અશક્ય છે નાટ‿મા આવેના ના ય નાયિકા રગભૂમિઉપર દેખાઇ એક સાદા અભિનયમા એક ભ્રભગવડે—એક તીવ્ર કટાક્ષ વડે કે એક અગુલિના સ કેતવડે જેટલો ભાવ પ્રદર્શિત કરેછે તેટલો ભાવ શ્રવ્યકાવ્યમા ગુચેલા સેકડો શબ્દો પણ દર્શાવી શકતા નથી માટેજ અમે નારીચિત્રો અવલોકના મહાકવિ કાળિદાસના નાટકો લીધા છે જોકે એ મહાકવિના નાટકમા આવેલા તમામ નારીઓના ચરિત્રો અવલોકવા એ અમારી શક્તિઉપરાતનુ કામ છે તોપણ તેમાથી અમે જે કાંઇ સમજ્યા છે તે લેવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે

મહાકવિ કાળિદાસ હો ભવભૂતિ હો કે શુદ્રક હો પરતુ તેના નાટકમા સારા અને નઠારા પાત્રો સાથે સાથેજ આવેલા હોયછે આ પૃથ્વીઉપર જેમ બધુ સારૂજ નથી તેમ નઠારૂજ નથી, તેવુજ નાટકના પણ સમજવુ અસત્ની પાસે સત્ શ્યામ પાસે શુભ્ર અને નષ્ટ પાસે ઉન્નત હેતુ છે વળી જગત્મા જો અધમ દશ્ય નહોત તો ઉત્કૃષ્ટની ઉત્કૃષ્ટતા નહી અને અધકાર ન હોયતો અજવાળાની કિમત અકાતી નથી આકાશમા જો શ્યામ મેઘનો સચાર થતો નહોતતો વિદ્યુત્નો પ્રકાશ મનોહર લાગતો નથી માટેજ નાટકોમા પણ અધમ પાત્રોની જોડે જ ઉત્તમ પાત્રોનો યોગ કરવામા આવેલો

હોય છે મહાકવિ શેક્સપિયરના નાટકોમાં પણ ઇયાગો ઓથેલો વગેરે પાત્રોમાંથે ડેઝ્ડિમોનાં પોર્શિયાની ગુથણી એજ ઉદ્દેશે છે આજ C, શી અમે મહા કવિ કાલિદાસના માલવિકાગ્નિમિત્ર નામના નાટકની સમાલોચના કરી આરા નહાગ નારીચિત્રો દર્શાવીશું અ આરા બધા વાચકોએ એ નાટક વાંચ્યુ હોય છતાં સ્મરણમાંજ હોય એ સંભવિત નથી માટે પહેલાં આ નાટકનો ટુંકસાર આપી પછી સમાલોચના કરીશું

## માલવિકાગ્નિમિત્રનો સાર

વિદિશાનગરીમાં અગ્નિમિત્ર નામનો પરાક્રમી રાજા હતો એની મુખ્ય પટરાણીનું નામ ધારિણી હતું એ પટરાણીને ઇરાવતી નામની એક દાસી હતી એ દાસીના રૂપ તથા ગુણમાં લુબ્ધ બની ઇંદ્રિયપરાયણ અગ્નિમિત્ર રાજા તપાવા લાગ્યો હતો પટરાણી ધારિણી ધૈર્યવાળી તથા પતિપરાયણા પત્ની હતી વળી રાજ્યમાં રાણ તેનું પુષ્કળ ચલણ હતુ જો એણે ધાર્યું હોત તો એ પલમાત્રમાં ઇરાવતીને આઘી કરી દેત પરંતુ એમ કરવાથી પતિના મનને કષ્ટ થાય એમ સમજી તેણે વગર બોલે બધું સહન કર્યું ધારિણીએ પોતાને મુખે તો એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ પરંતુ અંતરમાં તો તે ઇરાવતીતરફ દ્વેષબુદ્ધિ ધરાવવા લાગી અને ઇરાવતીને એની ધૃષ્ટતાનો બદલો કીરીતે આપવો? એ વિચાર તે તક ગોધવા લાગી

એ સમયે વિદર્ભદેશમાં માધવસેન નામે યુવરાજ હતો એ યુવરાજે પોતાની બેન માલવિકાને અગ્નિમિત્રસાથે પરણાવી પરાક્રમી વિદિશાપતિસાથે સંબંધ જોડવા ધાર્યું હતું એટલામાં વિદર્ભમાં પ્રજાવિરોધ સળગી ઉઠ્યો ને ચારેબાજુ મારામારી અને કાપાકાપી શરૂ થઇ એથી પોતાના મંત્રી સુમતિ તેની વૃદ્ધ બેન કૌશિકી અને ભગિની માલવિકાસાથે માધવસેન વિદર્ભદેશ છોડી પલાયન કરી ગયો અને વિદિશા નગરી ભણી ચાલ્યો. રસ્તામાં તેને લુંટારા મળ્યા એ લુંટારાએ મંત્રી સુમતિને મારી નાખ્યો માધવસેન તથા માલવિકાને કેદી કર્યા અને કૌશિકીને મૂર્છિત અવસ્થામાં વગડામાંજ પડી મૂકી

પટરાણી ધારિણીનો ભાઇ વીરસેન અગ્નિમિત્રના રાજ્યની સીમા સાચવવા નર્મદાતીરે નીમાયેલો હતો દૈવયોગે લુંટારાના હાથમાં સપડાએલી માલવિકા તેની પાસે આવી આ સમયની રાણીઓ રૂપવતી બાલિકાઓને અંતઃપુરમાં શિલ્પદારિકારૂપે યોજતી તેથી વીરસેને પોતાની બેન ધારિણીપાસે માલવિકાને મોકલાવી દીધી માલવિકાનું મનોમુગ્ધકારી અનુપમરૂપ જોઇ ધારિણી પણ આશ્ચર્યચકિત થઇ ગઇ કેમ જાણે ઇરાવતીને શિક્ષા કરવા માટે વિધાતાએ પોતાના હાથમાં માલવિકારૂપી એક શસ્ત્ર આપ્યું હોયની! એવો ધારિણીને વિચાર ઉપજ્યો આથી રાણી ધારિણીએ તરતજ નૃત્યગીતાદિના શિક્ષક વૃદ્ધ ઉસ્તાદ ગણદાસપાસે માલવિકાને મોકલાવી દીધી ને તેને નૃત્યગીતાદિ શીખવવા યોજના કરી. એક દહાડો ધારિણીના મ્હેલમાં રાજાએ માલવિકાની છબી જોઇ તેથી તે મુગ્ધ થયો. રાજાનો મિત્ર વિદૂષક જાણતો હતો કે ગણ-

દાસને ત્યાં માલવિકા ગુપ્તપણે રહી નૃત્યગીત શીખેછે એ વાત તેણે રાજાને કહી આથી રાજા વધારે ઉત્સુક થયો. વિદૂષકે રાજાને માલવિકા દેખાડવાનું માથે લીધું અને ઉસ્તાદ ગણદાસ અને હરદત્ત વચ્ચે પોતાની સરસાઇ માટે વિવાદ ઉભો કરાવ્યો કે બન્નેમાં વધારે નિપુણ કોણ? એના નીવેડામાટે તેઓ રાજા પાસે હાજર થયા. વિદૂષકે ફેસલો આપ્યો કે જેની શિષ્યાઓ નૃત્યમાં વધારે નિપુણતા બતાવે તે વધારે નિપુણ! આમ કરવામાં શો હેતુ રહેલો છે? તે ગણદાસ પણ સમજ્યો નહિ તેમ હરદત્ત પણ સમજ્યો નહિ. નૃત્યવિદ્યામાં પરીક્ષા આપવામાટે માલવિકાને ગણદાસે રાજાપાસે આણી. ભયચકિત લજ્જાવતી બાલિકા માલવિકા રાજાસન્મુખ આવી ઉભી. નૃત્ય શરૂ થયું. તેના પ્રત્યેક સુંદર અવયવમાંથી જાણે નૃત્યસમયે ચનનવયન ચતા સ્વર્ગીય શોભા નીકળતી હોય એવું ભાન થયું. કામુક રાજા ઇરાવતીને ભૂલી ગયો—ને માલવિકાને મળવા આતુર થઇ રહ્યો. અનુચિત શ૮ કરવામાટે ધારિણીએ કેટલાક કદાગ્રહ માલવિકાને રાજાની નજરેજ પડવા ન દીધી. આથી બન્ને વચ્ચે મળવાની ઉત્સુકતા 'અત્યંત વધી છે ને એ બન્નેના વિવાહ કરવાનું નક્કી થયું ને ધારિણીજ એ કાર્ય કરનારી બની! એટલામાં દૈવયોગે માલવિકાની ખરી સ્થિતિ જાહેર થઇ! એ આમાન્ય દાસી નથી પણ ઉત્તમવંશની રાજપુત્રી છે એ જાણતાં રાજાની આનંદની માત્રામાં બમણો વધારો થયો. વિવાહના મંગલવાદ્યો વાગ્યાં ને માલવિકા અગ્નિમિત્ર સાથે જોડાઇ, આ પ્રમાણે નાટકનું વસ્તુ છે. હવે આપણે તેમાં આવેલાં ધારિણી ઇરાવતી અને માલવિકાનાં પાત્રોને વિલોકીએ.

**ધારિણી**—ઉંડા ઉતરી અવલોકીએ તો 'માલવિકાગ્નિમિત્ર' એ મહાકવિ કાલિદાસના નાટકત્રયમાં પહેલીકૃતિ જણાય છે કેમકે કાલિદાસનો હસ્ત બરાબર પરિપક્વ થયો નહોય એવું આ નાટકનું વસ્તુઆલેખન જોતાં જણાય છે. માલવિકાના ચરિત્રસાથે શકુંતલાનું ચરિત્ર સરખાવતાં એ વાત સ્પષ્ટ સમજાશે. ધારિણીનું ચિત્રપણ એવુંજ ઝાંખું જણાય છે તોપણ કવિની એ એક અદ્ભુત સૃષ્ટિ છે. ધારિણી એ જાણે ગુપ્તપણે વહતી ફલ્ગુનદી હોય એવું એનું ચરિત્ર છે. મુખેથી એણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી છતાં એના અંતરમાં જાણે એક દ્વેષાગ્નિ સળગતો હોય એવું જોવાયછે. ઇરાવતી ઉપરનો પ્રકોપ ઉતારવામાટે તેણે જે ખટપટ આરંભી છે તે આ વાતની સાક્ષી પૂરેછે. પરંતુ ધારિણી એટલું તો ગંભીર પાત્ર છે કે ઇરાવતીઉપર એનો કેટલો દ્વેષ છે? અને માલવિકાઉપર એનો કેટલો પ્રેમ છે? એ વાત આપણે તેની વાણીથી તો જરા પણ સમજી શકીએ. તેમ નથી. એનું ગાંભીર્ય ભયંકર છે. એ ગાંભીર્ય જોઇ આપણને જેમ સંદેહ ઉપજે છે તેમ ભય પણ ઉપજેછે. માટે કેટલેક સ્થળે માત્ર અનુમાનેજ આપણે તેના ચરિત્રની રેખા આંકી શકીએ છીએ. ધારિણી ગંભીરતા, દયા, સહનશીલતા અને નિપુણતાની હાલતી ચાલતી મૂર્તિ છે. મહાપરાક્રમી અગ્નિમિત્ર જેવો રાજા પણ તેના ઉપર અકળિત

આઘાત થશે વળી રાજાનો ઇરાવતીના યૌવન ઉપર અતિ મોહ છે તો સહેલાઇથી એ મોહથી રાજાને નિવૃત્ત કરવો પણ અશક્ય છે તો કરવુ શુ? રાણીએ વિચાર્યું કે જેમ યૌવનનો ક્ષય છે તેમ સૌંદર્યનો પણ ક્ષય છે ને એ નિયમે ઇરાવતીનુ પતન પણ અવશ્ય ભાવી છે જ્યાલગી સૌદામિનીના અંતરમા જ્વાલામયી દ્યુતિ સળગી રહીછે ત્યા લગી તે મેઘના વક્ષ સ્થળને ભેદી શકેછે પણ જ્યાના ઓલવાણી કે બસ પછી તે મેઘના હૃદયને ભેદી ત્યા વિરાજવા શક્તિમાન થતી નથી ત્યારે તો એટલે વેગે નીચે અંધકારમા એનુ પતન થાયછે કે પછી એનું અસ્તિત્વ પણ જગત્ જાણી શકતુ નથી ઇરાવતીના યૌવનને પણ ક્ષીણતા ગળવા લાગેલી છે એના અધરોની લાલિમામા કાલિમાએ સંચાર કરવા માંડેલો છે માટે પ્રિયતમના મનોવિનોદમાટે નૂતન સૌંદર્યની આવશ્યકતા છે ત્યા દૈવેચ્છાએ માલવિકા આવેછે એટલે ધારિણી તેને નૃત્ય ગીતાદિ શીખવી ગુણશીલે શોભાવી રાજા અગ્નિમિત્રને સમર્પણ કરવા ઇચ્છેછે એ વાત આપણે નાટકમા જોઇએ છીએ આ આચરણ નિર્દોષ નહોતા છતા પણ આપણે ધારિણીને સ્વર્ગીય શોભાવડે અલંકૃત થયેલી જોઇએ છીએ માલવિકા સાથે રાજાનો વિવાહ થશે ને રાજાના નવીન જીવનનો આરંભ થશે એટલે એની મેળેજ ઇરાવતીનુ પતન થશે એ વિચારમા ધારિણી મગ્ન છે ને તેથીજ વિવાહમંડપમા તે હાથ જોડીને રાજા અગ્નિમિત્રને કહેછે કે હે પ્રિય! હુ આપનુ બીજુ શુ પ્રિયકાર્ય કરી શકુ? તે ફરમાવો.

કેટલો સ્વાર્થત્યાગ! પતિની પ્રસન્નતામાટે કેટલી સતીઓ આવો ગર્વ કરી શકે? તે અમે કહી શકતા નથી સપત્ની વિદ્વેષ એટલે શોક્યખાર એ સ્ત્રીજાતિને મન કેટલો અસહ્ય છે તે આપણેજ જાણી શકીએ? આપણે પુરુષજાતિ તે સમજી શકીએ નહિ છતા પતિના સંતોષ માટે ધારિણીએ પોતાનો સ્વાર્થ છોડી નૂતન સપત્ની લાવી આપી પતિનુ પ્રિયકાર્ય કર્યું છે એવુ ચરિત્ર માનવસમાજમા જવલ્લેજ જોવામાં આવે ગમેતેમ હો દોષ અને ગુણ બંનેનુ મિશ્રણ મનુષ્ય છે ધારિણીના ચરિત્રમા બધુંજ સારૂ હતુ એમ કહેવાનો અમારો આશય નથી ઇરાવતીસાથે ધારિણીએ વર્તવામા ભોળાશ ને સરલતા રાખેલી હોવા છતા અંતરથી પ્રપંચની રમત કરેલી છે ઇરાવતી બિચારી સરલ હતી આથી ધારિણી પોતાની બાજીમા ફાવી ગઇછે ને ઇરાવતીનુ સર્વસ્વ નષ્ટ કરી શકી છે બહારના દેખાવમાં ધારિણીએ ઇરાવતીની સાથે મોટીબેનના જેવો વ્યવહાર દર્શાવેલો છે ભોળી ને ભલી ઇરાવતી સાચેસાચ ધારિણીને પોતાની મોટી બેન જેવી માનેછે પણ ધારિણીનુ હૃદય એવુ નથી એણે તો એના ગુપ્ત શત્રુનુ કામ કરેલુ છે ને તેથીજ મહાકવિ ભવભૂતિએ કહેલુ છે કે—

शान्ति कुतस्तस्य भुजगशत्रोर्यस्मिन् निबद्धा
नुशया सदैव ।
नागारिं दशति निशातदंष्ट्राकोटिविषोद्गारगुरु
भुजगा ॥

(અપૂર્ણ)

# ચિત્તવૃત્તિ વિજ્ઞાનશાસ્ત્ર

અનુવાદક—શ્રીયુત "અભ્યાસી"



## પ્રકરણ પહેલું

### ચિત્તવૃત્તિઓના પૃથક્કરણ અને તેના વર્ગવિભાગસંબંધી પ્રાથમિક સૂચનાઓ.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૪૭૨ થી )

ચિત્તવૃત્તિઓના વિષયસંબંધે પશ્ચિમ દેશમાં વાદાનુવાદ ચાલી તેનું છેવટ પરિણામ આ થો એમ આવ્યું દેખાય છે કે પ્રત્યેક ચિત્તવૃત્તિ કિંવા ચિત્તવિકાર અમુક અંશે સ્વતંત્ર સ્થિત કે સ્વતંત્ર છે એટલે કે એક પ્રકારની ચિત્તવૃત્તિસાથે અન્ય પ્રકારની ચિત્તવૃત્તિનો રચના-જન્યસંબંધ શોધાઇ શકતો નથી એટલુંજ નહિ પણ એક ચિત્તવૃત્તિને બીજી તેવી વૃત્તિમાં ગણ્યા દ્વારા અન્તર્સ્થાન કે નિરૂપણ કરવાનો પ્રયાસ પણ વૃથા છે કેમકે એ માનસિક દેખાવોની બલાત્કાર અને કૃત્રિમતારહિત યથાર્થ રીતે વર્ગવારી કરવી કેવળ અશક્ય છે

પરંતુ અમને એમ લાગે છે કે ઉપર દર્શાવ્યું તે પરિણામ છેવટનું નથી એટલે કે ચિત્તવૃત્તિઓની યથાર્થ વર્ગવારી બની શકે તેમ છે અને જૂદી જૂદી ચિત્તવૃત્તિઓનો અરસપરસ રચના જન્ય સંભવ છે તેમજ એક સાદી તેવી વૃત્તિમાંથી અમુક રીતિએ તે વૃદ્ધિ પામી વિષમ ચિત્તવૃત્તિઓ બનવાના અમુક ધોરણ કે નિયમ પણ શોધાઈ શકે તેવું છે ગૌતમમુનિના ન્યાયસૂત્રોઉપર વાત્સ્યાયનનું ભાષ્ય છે તે ગ્રન્થમાં, શ્રીમદ્ભગવદ્ગીતામાં અને આ ભારત દેશના તત્વવાદીઓના જૂદા જૂદા દર્શનો કે શાખાઓના પુસ્તકોમાં આ વિષયને ઉપયોગી થાય તેવી સૂચનાઓ કે આધારો મળી આવે એમ છે આયુર્વેદમાં એટલે કે વૈદકશાસ્ત્રમાં તેમ ખાસ કરી સાહિત્યના વિવિધ ગ્રંથો અને કાવ્ય તથા અલંકારશાસ્ત્ર કે જે સંસ્કૃત સાહિત્યનું પૂર વધારનાર છે તેવા ગ્રંથોમાં પણ આ વિષયને સાહાય્ય કરે તેવા આધારો મળે તેમ છે અસ્તુ

અત્રે પણ એજ બતાવવાનું પ્રયત્ન કરવામાં આવ્યું છે કે ચિત્તવૃત્તિઓનું પૃથક્કરણ અને તેની વર્ગવારી અમુક પદ્ધતિપ્રમાણે થઇ શકે છે આ પદ્ધતિ તત્વશાસ્ત્રના અભ્યાસીને વિચારવાયોગ્ય છે અને આ લઘુ

કર્યો માતાના મરણથી હું ગાંડા જેવો થઇ ગયો. આગળના મિત્રો મને પાછા મળી ગયા પાપના પ્રવાહમાં મે ફરીવાર ઝંપલાવ્યું

માતાના મૃત્યુથી પિતાને સખ્ત આઘાત થયો ત્યારપછી મારા આ સ્વભાવથી તેના દુખમાં વધારો થતાં દુખ અસહ્ય થયું પિતાએ મને ગોસા તો ઘણો સમજાવ્યો ઘણો વિનય કર્યો તિરસ્કાર કર્યો છેવટે પોતાની મિલકતમાંથી કાંઇ નહિ આપે એમ કહી ભય બતાવ્યો પરંતુ કોઇપણ રીતે માન્યો નહિ એ પ્રમાણે ઘણો વખત નીકળી ગયો, પિતા આ અન્યાય સહન કરી શક્યા નહિ મારી વર્તણુક તેને ગમી નહિ એક દિવસ મને બોલાવી મારો તિરસ્કાર કર્યો ક્રમે અમારા વચ્ચે વઢવાડ થઇ પિતાએ તેજ વખતે મને ઘરબહાર ચાલ્યા જવાનું કહ્યું હું પણ પ્રતિજ્ઞા કરીકે આ જીવનમાં હું હવે આ ઘરમાં પગ મુકીશ નહિ એમ કહી બહાર ચાલી નીકળ્યો

(૫)

તેજ રાત્રિએ હું ઘર છોડી સાથે ગામ ચાલી નીકળ્યો મારી સ્ત્રીએ મારી સાથે આવવાનું કહ્યું તો તેને પણ સાથે લઇ લીધી પરંતુ મારી ત્રણ વર્ષની કન્યાને મારા પિતાએ કોઇપણ રીતે મારી સાથે મોકલી નહિ હું કહેવું ભુલી ગયો હતો કે આ દરમ્યાન મારી સ્ત્રીને એક પુત્રીની પ્રાપ્તિ થઇ હતી ઘણો લાંબો કાળ ગયા પછી એક દિવસે મને માલુમ પડ્યું કે મારાથી અન્યાય થયો છે ઘણા જુના મિત્રો પાસે ગયો પરંતુ કોઇએ આશ્રય આપ્યો નહિ હું ચારેતરફ અંધકાર જોવા લાગ્યો મારી સ્ત્રી આ વખતે મને ઘણું સાંત્વન આપતી પિતાપાસે ક્ષમા માગવાને સમજાવતી પરંતુ પિતાએજ મારો તિરસ્કાર કર્યો હતો તેથી પિતાપાસે સહાયની ભિક્ષા ન માગવાનો મે નિશ્ચય કર્યો કોઇ સારે રસ્તે ચાલી અર્થ ઉપાર્જન કરવાનો હું પ્રયત્ન કરવા લાગ્યો હું કાંઇ ભણેલો ન હતો તેથી મને ચિંતા થઇ સ્ત્રીના ઘરેણાં વડે કેટલોક સમય ગુજરાન ચલાવ્યું પરંતુ તે કેટલાક દિવસ ચાલે? ક્રમે ક્રમે અર્થનો અભાવ થયો એ વખતે ખાવાનું પણ પુરું મળતું નહિ હું ગાંડાજેવો થઇ ગયો પરંતુ ત્યારે પણ હું પિતાપાસે ગયો નહિ આ વખતે પ્રેમમયી સ્ત્રીની સાંત્વના એજ મારે શાંતિ હતી પરંતુ એ શાંતિ પણ મારા નસીબમાં વધારે વખત રહી નહિ અન્નના અભાવથી તથા અસહ્ય પરિશ્રમથી મારી સ્ત્રીનું શરીર હાડપીંજર જેવું થઇ ગયું પરંતુ તે બધું છુપાવી રાખી તે હસીને સુખે કામ કરે જતી આખરે તેમ માંદી પડી હું તો બધું જાણતો હતો પરંતુ લાચાર, શું કરૂં? ઉપાય ન હતો

આખરે એક દિવસ મજુરી કરી થાકી સાંજને વખતે ઘેર આવી જોયું તો મારી સ્ત્રી મલિન શય્યામાં આંખો ફાડી પડી હતી તેનું મુખ એટલું તો ગંભીર હતું જાણે મરણની કૃષ્ણ યવનિકા તેના મુખઉપર પ્રસરી ગઇ હોય નહિ? મને જોઇ અતિ[illegible] [illegible] પાસે બોલાવ્યો હું તેની પાસે જઇ બેઠો મારા [illegible] હાથ પોતાના હાથમાં લઇ [illegible]

છોડી હું આવતો રહ્યો તેને સુખી રાખવા ભગવાનપાસે પ્રાર્થના કરી ત્યારબાદ ઘણા વર્ષો વીતી ગયા અછતને મટાડવા મે ફરીથી લુંટવાનો ધંધો શરૂ કર્યો એક દિવસ પાસેના એક ગામમા એક ધનવાનનું ઘર લુંટવાનું નક્કી કર્યું ટોળાના એક માણસે જઈ તપાસ કરી કે તે રાતે ઘરમા કોઈ પુરુષ હશે નહિ આ સમય ગુમાનવાજે વોન હતો રાતે અમારા લગભગ પંદર માણસો બહાર નીકળ્યા સર્વત્ર અંધકાર વ્યાપી ગયો હતો મારૂ શરીર કંપી ઉઠ્યું

રાત્રિ ગંભીર હતી ચારેતરફ નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી તરતજ મશાલ સળગાવી વાત્તે ભાગી અમે ગામમા પ્રવેશ કર્યો અમે પાંચ જણ એક ઘરમા ગયા તે ઘરના એક રમણી બે ત્રણ વર્ષનું બાળક ગોદમા લઈ સુતી હતી અમને દેખી બાળક 'મા મા' કરી માતની ગોદમા ભરાઈ ગયું માતા બાળકને પકડી રાખી કંપવા લાગી અમારામાના એક જણે તે રમણીના ઘરેણાં ઉતારી લેવા રમણીના શરીરને હાથ લગાડ્યો રમણીએ રાડ પાડી હું પછવાડે ઉભો હતો ચિ ૨ સાંભળી તેતરફ જોયું અંધકારને લીધે તેનું મુખ હું સારી રીતે જોઈ શક્યો ન હતો મારા હાથમાની મશાલનું અજવાળું તેના મુખઉપર પડવાથી તેતરફ મે જોયું તેનાતરફ જોતા હું ચમકી ઉઠ્યો મારૂં માથુ ફરવા લાગ્યું હાથમાંથી મશાલ પડી ગઈ પરંતુ તે સંભાળીને હાથમા લઈ લીધી ગાળની ચાબક ખીલાર કરી તેની રક્ષા કરવાને ગયો જે લોકોએ મારી પુત્રીના શરીરઉપર હાથ લગાડ્યો હતો તેને લાત મારી નીચે નાખી દીધો મારા આ અદ્‌ભુત વ્યવહારથી અમારા માણસો આશ્ચર્ય પામી ગયા તેઓએ ક્રોધથી મારાઉપર આક્રમણ કર્યું હું પણ યથાશક્ય તેનો પ્રતિરોધ કરવા લાગ્યો સહસા મારા માથાઉપર એક પ્રચંડ ઘા પડ્યો, હું બેશુદ્ધ થઈ નીચે પડી ગયો

જ્યારે શુદ્ધિમા આવ્યો ત્યારે જોયું કે તે ઘર લોકોથી ઉભરાઈ જતું હતું પોલિસના માણસોએ મારા હાથમા હાથકડી પહેરાવી પોલીસ ઇન્સપેક્ટર મને નાના પ્રકારના પ્રશ્ન પુછવા લાગ્યા તેના પ્રશ્નથી મે જાણ્યું કે મારી પુત્રી મરી નથી બાળકનો હું માઈ પતો મેળવી શક્યો નહિ ભાઈ જ્યારે મે જાણ્યું કે મારી પુત્રી બચી નથી ત્યારે મારા મનની શું અવસ્થા થઈ તે હું કહી શકતો નથી ઓ મારા પાપનું કેવું ભીષણ પ્રાયશ્ચિત્ત!

હુ મારી ઓળખાણ નહિ આપું એમ કહી મે ખુનનો સ્વીકાર કર્યો માજીસ્ટ્રેટે દયા કરી મને જન્મકેદની શિક્ષા કરી મારા પ્રાયશ્ચિત્તનો આરંભ થયો

પંદર વર્ષથના જેલમા છું આજ લગભગ પાંચ વર્ષ થયા આ જેલમા આવ્યો છું મનને થાય છે કે ક્યારે જેલમાંથી છુટું પરંતુ ભાઈ! એ મુક્તિ મારા મનને શાંતિ આપી શકે નહિ આ વીશ વર્ષના દરેક દિવસે



હાલના આ કાળા કહેરના સમયમાં
નિરાધાર થએલાં



અને આ મ્હારો ન્હાનકડો ભાઈ

**પૈસેજ શ્રીમંત નહિ**

પણ

**દિલના એ શ્રીમંતના**

ખરી

**હલાલની રોજીના પૈસાએ**

**કરેલા દાનથીજ**

**ઉગર્યા છીએ**

કેવળ

**ધનનાજ શ્રીમંત નહિ**

પણ

**દિલના ખરા શ્રીમંતો**

જ

**ધનની સાચી શ્રીમંતાઈ**

બતાવી

અમારાં જેવાં અનેક અનાથોને
બચાવો

**શેઠની જ ભાવના હમને**
જણાતા ના

તેમાટે જરૂર લખો—

**મંત્રી-હિંદુ અનાથાશ્રમ,**

**નડીઆદ**

# ચર્ચાપત્ર

શ્રીયુત અધિપતિ મહાશય!

આપના માસિકના આશ્વિનના અંકમાં મહાકવિ કાલિદાસનું નારીચિત્ર એ વિષયઉપરનો લેખ નષ્ટ થયેલ છે અને એ વિભાગને 'સાહિત્ય ચર્ચા' નામ આપેલું છે એ ઉપરથી એમ સમજાય છે કે એ વિભાગમાં સખેદ વિષયમાં કોઇને શંકા અથવા મતભેદ હોય તો તેવિષે ચર્ચા કરવાની તેને છુટ છે આમ સમજી ઉપરનો લેખ વાંચ્યા પછી નીચે પ્રમાણે શંકાઓ ઉપસ્થિત થાયછે તો કૃપા કરી લેખક મહાશયને તેનું સમાધાન કરવા મ્હારીવતી વિનતિ કરી મને ઉપકૃત કરશો

૧ વિમાન માંથી સર્વેશાણી કરતા કેટલાક વિદ્વાનોના અભિપ્રાયઅનુસાર સૂર્યોપસ્થાન નામક તિલ સ્થી નિરૂપ થઇ પાછો ફરતો હતો આને સહેલાણી કહી શકાય?

૨ ઈન્દ્ર તેને શાપ આપ્યો કે જા તું સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇ મર્ત્ય લોકમાં પડ વિગેરે અને ઇંદ્ર ની અનુકંપાને પાત્ર થઇ આ શાપ ભરતમુનિએ આપેલ છે એમ મૂળનાટકમાં શિષ્યોના સંવાદપરથી જણાય છે જુઓ—

द्वितीय–मा खलु भगोपाध्यायेन । महेन्द्रेण पुनरनुगृहीता ।

અને

येन ममोपदेशस्त्वया लङ्घितस्तेन न ते दिव्य स्थानं भविष्यतीत्युपाध्यायस्य शापः । महेन्द्रेण पुनः प्रेक्ष्य विलक्षां लज्जावनतमुखीं भणिता यस्मिन्बद्धभावासि तस्य मे रणसहायस्य राजर्षेः प्रियमत्र करणीयम् ॥

આ ઉપરથી શું સમજવું?

૩ રાજાની ઉન્મનાવસ્થા જોઇનેજ રાણી તેનું કારણ સમજી ગઇ હોય તો ચેટીની ઉક્તિ—

*आश्चर्यमिव देव्या काशीराजपुत्र्या यथा —*
*तावदस्योत्कण्ठाकारणमिति ।* નિરર્થક ન કહેવાય!

કવિવર કાલિદાસ નિરર્થકને સ્થાન આપે!

## ઔશીનરી

૪ પતિના હૃદયઉપર જરાપણ આઘાત કરવા તે અશક્ત છે પોતાના હૃદયનું ઉત્પાટન કરી નાખવું હોય તો તે વાસ્તે ઔશીનરી તત્પર છે પણ સ્વામીના મનને લેશપણ કષ્ટ આપવા તત્પર નથી જો આ સત્ય હોય તો—

राजा–अपराधी नामाहम् વગેરે બોલી

(इति पादयोः पतति) પ્રણામ કરેછે ત્યારે—

देवी–मा क्खु एदुहम्यादमनुनय बहु मन्या

(राजानमपहाय सपरिवारा निष्क्रान्ता)

રાજાને તરછોડીને પરિવારસહિત રાણી જાય છે ત્યારપછી વિદૂષકના મુખમાં—

*प्रावृण्नदीवाप्रसन्ना गता देवी*–એ ઉપમા સુંદર ઉપમા કાલિદાસસ્ય–એ ઉક્તિ સાર્થ કરી બતાવી છે અને કવિકુલગુરુ કાલિદાસ સારી પેઠે સમજે છે કે સ્ત્રીઓ રસહીન દાક્ષિણ્યનો સ્વીકાર કરતી નથી અને તેથીજ ઉપરના જવાબમાં—

राजा–प्रियवचःशतेनापि योषिता दयितजनानुनयैः रमाहते ।

જગતની અંદર ગુપ્તપણે વસાવી સ્થાપિત કરી રાખ્યા છે અને ઉત્કૃષ્ટ કર્મ-ભગીરથ-પ્રયત્ન મહાન ઉદ્યોગોદ્વારાજ આપણે તે નિધિઓને શોધવાનું, તપાસવાનું વિચારવાનું અને તેનું અનુસંધાન કરવાનું કરીએ છીએ ત્યારે લાગેછે કે મનુષ્ય જ્યાંસુધી પોતાની શક્તિઓનો અનુભવ નથી કરતુ ત્યાંસુધી તે એક સાધારણ પત ગમાટની પેઠે પર્વતઉપર ઉગનારા ફુલ ફળાદિ ખાઇને સંતુષ્ટ પડયુ રહેછે પરન્તુ જેવુ કે તે જીવનના સૌંદર્ય અને મર્મને સમજવા લાગેછે, કે તુરત તે પર્વતની અંદરના ભૂગર્ભમાં રહેલા ગુપ્ત રત્નો શોધવાની કાર્યયત્રણામાં નિકળી પડેછે એટલે પછી બાહ્ય જગતની સામગ્રી તેના વિકસિત આત્માને સંતોષ નથી આપી શકતી તે પર્વતની ખીણો ગુફાઓ કંદરાઓ પૃથ્વીનાપ્રાંતો અને મહાસાગરના મહાન મોજાઓને તે ભાગી ઓખરા કરી તેની અંદરના રત્નોને બળાત્કારથી બહાર ખેંચી લાવે છે

માટે એવા બહુમૂલ્ય રત્નોની શોધ કરવામાં આપણે આપણી શક્તિઓને સમર્પણ કરવી જોઇએ અલબત તેમાંથી કોઇક પડેછે, નિષ્ફળમનોરથ થાયછે હતાશ થાયછે અને એ નિરાશા કલેશરૂપ પણ થાયછે એ સાંકડા માર્ગમાં પ્રવેશ કરવાને માટે ઘણાઓને હતાશ થવુ પડેછે ને પ્રવેશ કર્યા પછી પણ ઘણાઓને ઠોકરો વાગી છે ને વાગે પણ વિઘ્ન શું? હાનિ શું ચીજ છે? હજારો તાગડાની ગિલાનટથી જેમ મ્પર્ડો બને છે તેવીજ રીતે હજારો લાખો તથા કરોડો મનુષ્યોના જથ્થાથી સમાજ અને જાતિઓના જીવન સ્થિર થાયછે જાતિરૂપી વસ્ત્રની અંદર કર્મ એક તાગડારૂપ થઇને પ્રત્યેક દેહને નિર્બળ અથવા સબળ બનાવે છે અને તેજ કાર્યરૂપમા પરિણામ પામીને આપણી નજર આગળ અને શરીરઉપર લપેટાય છે માટે તે ઉપરથી આપણે સમજવુ જોઇએ કે એવી રીતે કર્મ-પ્રયત્ન-હીન કે નિરુત્સાહી મનુષ્ય પથ્થરસમાન છે અને તે જીવનના મહત્વને જરાપણ સમજતા નથીજ એવા કર્મહીન રહેનાર લોકો પોતાની જરૂરીયાતોને ઘટાડવાનેજ કલ્યાણ માને છે તેથી તેને આ સંસાર અને ભૌતિક જગત ભયંકર દેખાતુ જાયછે, તેથી તે કરીતે-ધ્રુજીને તેતે ખ્વીરાસણી શક્તિઓની સ્તુતિ-નાચારી-વિનતિ કરવા લાગેછે અને એથીજ ઉલટુ જોઇએ તો એજ કર્મ-ઉદ્યોગ-પ્રયત્ન-ની મહત્તાને સમજનારા આર્ય બંધુઓ આ ભૂત-જગતને દાસ બનાવે છે અને એનાથી સેવા કરાવવાનુજ શ્રેયસ્કર સમજે છે તો તેથી એ નિશ્ચય સમજાય છે કે જગતમા કર્મ-પ્રયત્ન-નો મહિમા-પ્રભાવ અતુલનીય છે અમૂલ્ય છે અર્થાત્ જેનું કર્મમય જીવન છે તેજ ખરુ જીવન છે

— o —

# અદ્ભુ અદેશ

(એક ટુંકો પ્રસંગ)



લેખક—શ્રીયુત ભાઈશંકર કુબેરજી શુકલ—મોરબી

## મંગળાચરણ

### ગીતિ

[1]સાધુચરિતનાં દર્શન દેવો ઇચ્છે સદાય કરવાને
શું તિના ઉર ત પે નમે સાધુ ચરિત ગાવાને ૧

### શાર્દૂલવિક્રીડિત

[2]શંભુ પાર્વતીસાથ ન દી ચડીને વૈકુંઠ
પુરી ગયા
જોયા વિષ્ણુ વધા વિભુ ઉરમહીં
ઇચ્છા થઈ આવવા
ઝાઝા દિવસથી મ પા નયા નભુ!
આજે ફરૂં દર્શન
એવા શંભુ ઉરે વસી પ્રણયથી
આપો મને દર્શન

## પ્રવેશ પહેલો

### વનપ્રદેશ

**મહેશ્વર**–સતિ! આજે મારૂં હૃદય અવનવા વિચારોથી ગદ્‌ગદિત થાય છે અહા! શું કૃષ્ણ ઉંઘે છે કે? મહા પવિત્ર સુધર્મી અને જ્ઞાનવાન એવા પાન્ડુરાજના પરાક્રમી પાંચ પુત્રો દુષ્ટ કુકર્મી કૌરવોના કપટથી વનમા બા વર્ષમાટે નિકળ્યા છે અને મહાકષ્ટ ભોગવે છે? શુ ધર્મીને આવા દુખો? અને પાપીઓને સુખો? ધન્ય છે પાંડવો તમારા સતચરિત્રને

**પાર્વતી**—પ્રાણેશ્વર! પાડવોમા એવી તે શી મહત્તા છે કે તેમને માટે આપ આવુ દુખ લાવો છો?

**મહેશ્વર**—સતિ! પાડવોના ધર્મનું ગૌરવ અગાધ છે તેઓથી બ્રાના અન ય ભસ્ત છે અંતે તેઓનો વિજય થશે અને પાપીઓ નાશ પામશે

**પાર્વતી**–એવો તેમનો શો વિશુદ્ધ ધર્મ છે?

**મહેશ્વર**— વસંતતિલકા

છે રક્તચિત્ત પ્રભુ ભક્તિ મહીં ખચિત્ત
ધર્માદિ દેવ વર અંશ મહા પવિત્ર
સત્યે પ્રીતિ અતિથિ બ્રાહ્મણ પૂજનાર્થ
દુખી શરણ્ય શુચિ પાડવ પંચ પાર્થ[3] ૩

**પાર્વતી**–એવા પવિત્ર જનના શુભ દર્શનેથી
ક્યારે પવિત્ર કરશો મમ દેહ સ્વામી
રે આ સમે નહિ ક ર નભુ! રામ જેવુ*
કોઇ પ્રયુક્તિ રચી પાં વપાસ જાવું ૪

---

૧ આ નયો નો હેતુ પહેલા તથા છેલ્લા શ્લોકમા આવી જાયછે

૨ વસ્તુનિર્દેશાત્મક આ નાન્દી છે આ પ્રયોગમાં શંકર પાડવોને મળવા આવેછે

૩ પાડવો ધર્મ ઇન્દ્ર વાયુ અશ્વિનીકુમાર દેવોના અંશાવતાર છે સત્યમાં જેને પ્રીતિ છે–અતિથિ અને બ્રાહ્મણનુ પૂજન કરવુ એજ જેમનો અર્થ એટલે હેતુ છે દુખીઓને શરણ આપનારા છે પાર્થ એટલે અહીંઆ પૃથાના પાંચે પુત્રો

* રામાવતારવખતે વનમા રામને જોઇને દેવીને શંકા થઇ હતી અને રામની પરીક્ષા કરવા ઉમા ગયા હતાં આથી જાની સજા જુદુ બોલ્યા હતા તેથી ઉમા શાપ પામ્યા અને શંકર તપ કરવા ચાલ્યા ગયા હતા તે કથા રામાયણમાં છે એવુ અહીં નહિ કરે એ કહેલ છે

**મહેશ્વર—** અનુષ્ટુપ્

ભીલોને એકનું મોપ્યું
કાર્ય કો કરવાનું જો
અગમી ભૂખતાં તારી
સો શું વિરહદુઃખ તો    ૫

સતિ! ચાલે હું, અને તમે બન્ને સાવેજ રહીએ હું ભીલ થાઉં છું અને તમે ભીલડી થાઓ. અને જુઓ આ અર્જુન—

શાર્દૂલવિક્રીડિત

વીણેલાં ફૂળ ફૂલ વન મનમહીં
    બાંધી ગ્રહી હાથમાં
ને બીજા કરમાં ચડાવી ધનુ તો
    ચાલ્યો જતો જોરમાં
ભ્રાતાઓ અતિથિ સુપર્ણો સહુને
    સંતોષવા તત્પર
'હે હે કૃષ્ણ" મુખે સદાય રટતો
    કેવો દિસે અર્જુન    ૬

## પ્રવેશ બીજો

### વનપ્રદેશ

**ભીલ—** અનુષ્ટુપ્

ઉભો રે ચોરટા એલા! ચોરીને કેમ ભાગતો
એક હું વનનો રાજા રાજભાગ ન આપતો ૭
કાષ્ઠ કે ફૂળ પત્રો જે આ વનેથી લઈ જશે
રાજભાગ મને આપે, પછી સર્વ જઈ શકે ૮

**અર્જુન—** ઉપજાતિ

ન ઓળખ્યો તે મુજને કિરાત!
છું રાજ મોટો ન ભિખારી માન
રાજા સહુ તો અમને નમે છે
તારી દશા વાળ થઈ દિસે છે    ૯

**ભીલ—**ન હોય રાજા વનમાં ભમે તો,
વસ્ત્રો વિના વલ્કલને ધરન્તો
મિથ્યા લવારી મુકી રે તું ઉભો
દેશે મુને દંડ ભને તું જાતો    ૧

**અર્જુન—** શાલિની

ચકિત કોને મારી સામે થવાની,
જો બોલ્યો તો થાય ઇચ્છા મયાની
મિથ્યા મૃત્યુ કેમ માગી લહે છે,
મારૂં બાણે એક તુને પુરૂં છે    ૧૧

**ભીલ—**મારી હાકે ભીલ ટોળાં બોલાવું
કર તૈયારી યુદ્ધમાં જો હરાવું
જો પાની જો આશ હોયે હજી તો,
ભાગ ત્યાગી જા સુખેથી નમન્તો ૧૨

[દેવીને ધીમેથી] દેવી! જો જો પાર્થનું પરાક્રમ મને ઘણીવાર અર્જુનસાથે યુદ્ધ ખેલવાની ઇચ્છા થાયછે

**અર્જુન—** ઉપજાતિ

ચડાવી બાણો બહુ પાડવું છું,
છું ક્ષત્રિનો બાળ ભિખારી ના હું
છે હસ્તિનાપુર અમારૂં રાજ,
હરાવું પોતે કદિ ઇન્દ્રરાજ    ૧૩

**ભીલ—**(સ્વગત) ધન્ય છે તારા શૌર્યને
(પ્રકાશ) કર બધા ભક્ષણ બાણ સદ્ય
છે યક્ષવિદ્યા મુજને સુસાધ્ય
ભીતિ મને ના તુજ બાણથી રે
સંગ્રામ દે વીર! મને અહીં રે    ૧૪

**અર્જુન—**(સ્વગત) અહો! અનેકાનેક બાણો મે નાખ્યાં તોએ આતો નિમિષમાં બાળીને ભસ્મ કરેછે હા દૈવ! હવે શું કરવું! અગ્નયસ્ત્ર, વાયવ્યાસ્ત્ર મેઘાસ્ત્ર આદિ ઘણા બાણો ભસ્મીભૂત થઈ આકાશમાં ઉડી ગયા અહો! અહો! (નિશ્વાસ મુકેછે)

### વસન્ત તિલકા

**પાર્વતી—**(શંકરપ્રતિ)—

ઉદ્ભ્રાન્ત ચિત્ત, કર ચાપ નમાવી વીર્ય,
છું કરે સ્મરણ કૃષ્ણનું વીર પાર્થ
સુસજ્જ યુદ્ધ કરવા અતુલિત તેજ
શોભે રૂડો નરતણો અવતાર સહી! ૧૫

**મહેશ્વર—**(પાર્વતીપ્રતિ) દેવી! અર્જુન યુદ્ધ કરી અથાગ શૌર્ય બતાવી રહ્યોછે અને હવે આપણ ઇચ્છિત કરવા હું નાગપાશથી બંધાઇશ

# શીયાળામા કાર્તિકનુ વર્ણન

### વસંતતિલકાવૃત્ત

કાર્તિકમાસ અતિ પોષણને મિતાવે તે રાત્રિ ચંદ્રથકી સા જનને રિઝાવે
આ માસ ચંદ્ર પણ આશુ સમો ગણાયો, ઠંડીતણો વખત હાલ જણાય આયો— ૧

આ માસમા જન ભજે કદિ તુલસીને જો નિત્ય ભાવ દિલમાહિ ખરો ધરીને
તો તે બને નિજ સુકામનિમાહિ ફાવ્યો, ઠંડીતણો વખત હાલ જણાય આવ્યો— ૨

કોઇ કરે તુલસિનો હરિસાથ વીવા કોઇ ધરે તુલસિ પાસ અનેક દીવા
કોએ વિવાહ તુલસી ભણિ ખુબ ગાયો ઠંડી તણો વખત હાલ સમીપ આયો— ૩

ક્યાયેક કાગ પરિપક્વ થયેલ જોઇ ક્યાયેક છે કલથિ નીપજવાની સોઈ
છે ક્ષેત્રભાગ બહુ શાલથિ કોય શોભ્યો ઠંડી તણો સમય હાલ જણાય આયો— ૪

સંતોષવા તુલસી મંડપ શેરડીનો બાંધે ગરીબ કરશે પણ દીપ ઘીનો
મિઠાલ તેપણ વિવાહિતતુલ્ય આપ્યો કાર્તિકનો સમય સાવ જણાય આયો— ૫

સૌતાપ્યો સરસ શેરડી સૌ ધરે છે દૃગેશપાસ જન જાગણુ તો કરે છે
રાત્રીતણો વખત જાગી સમરત ગાયો ઠંડીતણો સમય હાલ ગણાય આવ્યો—

જાણેજ કેમ નવરાત્રિ પ્રકાશ ખેચી તે એમ્હાથી રચી આ નવિ રાત સાચી,
દારૂપ્રકાશ વધી તેમ ઉજાસ આપ્યો ઠંડીતણો વખત હાલ જણાય આયો — ૭

પોતાની તુલ્ય રચી માનવજાત જાણે, તે વાત એક મનમાહિ સુગ્નાણુ જાણે
તેથી સુભોગ સહુ દેવકને જણાવ્યો, કાર્તિકનો સમય હાલ જણાય આયો— ૮

દીવાની દેવતણી હાલ ગલી વછોડે દારૂતણી રમત દેવળી પાસ કોઇ
કોયે છછુંદર વછોડી પ્રકાશ આપ્યો, ઠંડી તણો વખત હાલ જણાય આયો-- ૯

કોઇ ફટાક ટલખર્ણિ ઘણી વછોડે, કોઇક ઝાડ બહુ બહુકિયાજ ફાડે
શુ ! આ દિનેજ નવરાત્રિ ઉજાસ આવ્યો ઠંડીતણો વખત હાલ જણાય આયો-- ૧૦

કોઇક દોડી ખુશી થાય રૂક્ષ્મિયાને કોઇ વછોડી હરખાય બપોરિયાને
ટેટો સુદૂર જઇ કોઇ જણે વછોડ્યો ઠંડીતણો વખત હાલ જણાય આયો-- ૧૧

તારાખડી ખડી કરેન્ક કિયાક ફૂટે, ઘડી અને રિગણિયો પણ ક્યાય છુટે
ક્યારેક દારૂ છુટતા જન કોઇ દાઝ્યો, ઠંડીતણો સમય હાલ જણાય આવ્યો— ૧૨

આ માસમા ત્રિપુર યુદ્ધ થયેલ ભારી તેને મુશાત કરનાર થયા પુરારિ
કાર્તિકની પુનમનો દિન એવો પૂજો ઠકીતણો સમય હાલ જણાય આવો— ૧૩
દારૂતણો ત્રિપુર આજ દિન બાળો રે રૌવ તે દિવસ આ ન મદી વધેરે
આશે ન રોધ દિનને રમતે લજા યો ઠકીતણો વખત હાલ જણાય આ યો— ૧૪
આસુતણા દિવસ છેવટ આઠ જેહ કાર્તિકના સકલ વર્જ્ય કહેલ તેહ
આવા ધાતુ વખત આ મિનારે તજા યો ઠકીતણો વખત આમ જણાય આ યો— ૧૫
આ ાવમાં નિયમ છોડી વધુ જમે જે તે રોગના ઘરવિષે સપડાય સેજે
દારે જતા યમની તે પછી થાય આ યો ઠકીતણો વખત હાલ જણાય આ યો— ૧૬
આ ાનમા મન ઠંડીથી નાશ પામે પક્ષી ચકોર સુખિયા નિરખો મુકામે
રાત્ર વિકાસિ શુભ જીવનમા જણાયો હેમતનો વખત હાલ મનાય આ યો— ૧૭

શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર

---

# દિલ્હી દરબાર

**"અકુશ" વર્ષ બીજુ અંક પહેલાથી બારમા અંકસૂધી આવી ગયેલ હકીકતનો ટુક સાર**



શહેનશાહ જહાંગીરના રાજ્ય અમલના છેવટના ભાગની આ ઐતિહાસિક ઘટના છે તે સમયે દિલ્હીપતિનો દરબાર દુનિઆના ઇતિહાસમા અનુપમ હતો. સર્વ સત્તાધીશ અનુપમ લાવણ્યમયી તનના નુર જહાન હાથમા બાદશાહ જહાંગીર સર્વ સત્તા સોંપી પોતે મોજશોખમા મશગુલ રહેતો. બાદશાહને બીજી હિંદુ રાણીઓ હતી નુરજહાનને પોતાને પુત્ર નહોતો તેથી જહાંગીર પછી તખ્તમાટે કો કુમાર ભાગ્યવંત થશે તે નિશ્ચિત નહોતુ તખ્તમાટેની ખટપટની શરૂઆત થઈ હતી.

વાર્તાની શરૂઆતમા ત્રણ બનાવો—બાદશાહ જાદા ખુર્રમનુ અદૃશ્ય થવુ સીકરીના શહેરમા ભૂતપ્રેરિત દેખાવો દિલ્હીના બારી ર વાજામા નગ્ન મુડદાનો દેખાવ એળી સાથે બનવાથી લોકો ચિંતાતુર થયા હતા.

સીકરીની પહાડી ઝાડીઓમાં એક વૃદ્ધ ફકીર રહેતો હતો અને તેના આશીર્વાદથી મહાન અકબરને પુત્રરત્ન થયેલ હોવાથી તે ફકીરની દરગાહને બહુ મૂલ્યવાન મોતીથી શણગારી તેની ચોકી રાખવા એક વૃદ્ધ ફકીરને તેની સ્વેચ્છાથી જહાંગીરે રાખ્યો હતો. આ વૃદ્ધ સનાતનખાનસાથે એક બીજી મધુર પક્તિ રહેતી હતી લુલીઆના સાદર અને સદ્ગુણે એ અન્ય પક્તિ ત્યાં છુપી રીતે આવી રહી હતી અને લુલીના પણ ન જાણી શકાય તેવી અનાદિ શક્તિના પ્રભાવે તે અજાણી વ્યક્તિના પ્રેમના બધનમા બધાતી હતી.

મહાન અમ્બરની ઇચ્છા સીકરીમા પોતાની રાજ્યધાની સ્થાપવાની હતી પણ તેની ઇચ્છા પાર પડી નહિ સીકરીમાં તેણે ઘણા મકાનો બાંધેલ હતા અને તેમા 'મરીયમબેગમ' નો મહેલ સુપ્રસિદ્ધ હતો વાર્તાના સમયે સીકરી નિર્જન હતું અને સનામતખાન તથા તેનાં બે ત્રણ માણસો સિવાય કોઈ રહેતુ ન હોતુ આમ છતાં પણ મરીયમ બેગમના મહેલમા ભૂતપ્રેરિત દેખાવો થાય છે એમ બાદશાહને ખબર થતાં તેણે તરતજ પોતાના વિશ્વાસુ સરદાર અજીતસિંહને માણુસો સહિત સીકરી મોકલ્યો અને ત્યાં થોડો વખત રહેવા ફરમાન કર્યું

સીકરીમા અજીતના આગમનની વાત વૃદ્ધ સનામતને રૂચિકર નહોતી છતા બા શાહી ફરમાનને તાબે થયાવગર છુટકો નહોતો

ભૂત પ્રેતની હયાતીમાં બહાદુર અજીતને વિશ્વાસ નહોતો મરીયમ બેગમના મહેલમાં રાત્રિ ન ગાળવાની અજીતને સૂચના મળ્યા છતા તેણે ત્યાંજ રહેવા નિશ્ચય કર્યો પોતાના માણુસોને સાવધ કરી અજીત મહેલના ઉપરના ખંડમા રાત્રિ ગાળવા ગયો

જેવું વર્ણન પોતે સાંભળેલ હતું તેવાંજ ભૂતપ્રેરિત દશ્યો નજરે પડ્યાં પોતાનુ ભાન ભૂલી જઈ પોતે સ્વર્ગીય સુંદરીઓ સાથે અનુપમ સુખો ભોગવતા ખુબસુરતીના બઝાર મા પોતે હોય એમ એક ક્ષણ તેને લાગ્યુ વળી બીજીજ ક્ષણે પોતાની સુંદરતામા મુગ્ધ બનાવી ઓરતના હાથથી અભાગી યુવાનોનું વિના પ્રયોજને થતુ ખુન જોઇ અજીતને કમકમાટ ઉપજ્યો ત્રીજી જ ક્ષણે આવા મુડદાંને નગ્નાવસ્થામા ભીંત ઉપર લટકાવેલ જોઇ અજીતને તિરસ્કાર થયો આ સર્વ સમય અજીતની સર્વ શક્તિઓ પહેલાથીજ નષ્ટ થયેલ હોવાથી કાઇ પણ કરી શકવાને તે અશક્ત હતો આવા ભયલીન અને કમકમાટ ઉપજાવે તેવા દશ્યને અંતે અજીતને સૂચના થઇ કે "આવતી કાલે કુમારો તમારી પણ આવી સ્થિતિ થશે સૂચનાની સાથે સર્વ અદશ્ય થયુ

ઉપરથી નીચે આવી અજીતે તપાસ કરી તો પોતાના માણુસની પણ ભયાનક સ્થિતિ જોઈ તે સાથે ચારે તરફથી વિલાપ સભળાયો

આ બધુ શુ છે તેની તપાસ કરી પણ કાંઈ અજીત જાણી શક્યો નહિ શુ કુદરતથી શ્રેષ્ઠ શકિતનો આ બનાવ હશે ?

સીકરી ।। નિર્જન શહેરની બહુ તપાસ કરી પણ કાંઈ તે શોધી શક્યો નહિ તપાસને અંતે એક તરુણ સન્યાસીની મુલાકાત થઈ પણ તેપણ લુચ્ચો જણાયો અને તેની પાસેથી કાંઇ હકીકત જણાય તે પહેલા તેપણ ચાલ્યો ગયો અને ફરી નજ મળ્યો એક વૃદ્ધ ડોશી મળી અને અજીતને આ શહેર છોડી જવા સુચના કરી તેપણ અદશ્ય થઇ છેવટ શાક વેચવાવાળી એક બાલિકા નજરે પડી તેનીપાસેથી કાઇ સમાચાર મળે તે પહેલા તે હવામાજ ઓગળી ગઇ

વાર્તાના સમયે ઉદયપુર જોધપુર અને જયપુર એ ત્રણે રાજ્યો બા શાહને મદદગાર હતા ખુરરમ જહાંગીરની રજપુત રાણીનો પુત્ર હોવાથી તેને તખ્ત મળે એવી રજપુતોની ઇચ્છા હતી પણ સર્વ સત્તા નુરજહાનના

હાથમા હોવાથી તેઓ ૮ળુ પોતાની ઇચ્છા સાર પાડી શકયા નહોતા

નુરજહાન સર્વ કારભારમાં પોતાની નિમ સખી જુલેખાંની સલાહ લેતી મહાન અકમ રે નુરજહાન જ્યારે એક બાનિકા મહેરનુસા હતી અને જહાંગીર તેણીના પ્રેમમાં પડયો હતો તેથી બગાલાના એક સર દાર શેરઅફ્ગાન વેરે પરણાવી હતી ત્યારથી જુલેખા તેણીની દાસીતરીકે રહેતી શેરઅફ્ગાને એમ હિંદુ કુટુંબને ધર્મના ઝનુન ખાતર પાયમાલ કરી સરબસુંદરી નામની રૂપવતી ઓરતને વિધવા બનાવી પોતાની મહેરદાર મહેરનુસાની દાસી તરીકે રાખી હતી ત્યારથીજ તે હિંદુ વિધવાએ પોતાનુ નામ જુનેખા રાખ્યુ હતુ આ સરબસુંદરીને પોતાની એક આણસમજુ પુત્રી અને વૃદ્ધ શ્વશુર એ બન્નેનો તે દિવસથી વિયોગ થયો હતો

શેરઅફ્ગાનના મરણ પછી નુરજહાન જ્યારે જહાંગીરના દરબારમા આવી ત્યારે જુલેખા પણ સાથે હતી ગમે તે કારણસર જુલેખા પોતાનો આગનો ઇતિહાસ છુપાવતી હતી અને સર્વ વાતે બાદશાહ બેગમને અનુસરતી હતી બદલામાં બેગમ સાહેબની જુલેખા તરફે અથાગ મમતા અને પ્રીતિ હતી

યમુનાના રમણીય કિનારે આગ્રાનો સુવિખ્યાત સંગે મરમરનો કિલ્લો આવેલ છે કિલ્લાની અંદર બેગમ મહાલ છે અને રાજવંશી કુટુંબને બંદગી કરવામાટે એક મોતી મસી આવેલી છે

બેગમમહાલનુ વર્ણન થઇ શકે તેમ નથી નાહ અને તેના કુટુંબ સિવાય ત્યાં અન્યને આવવાની છુટ હોતી નથી મહાલના જમીન ઉપર અને નીચેના છુપા રસ્તા અસંખ્ય ખંડો અંધાર કોટડીઓ વિગેરેની સંપૂર્ણ માહિતી શા પેજ કોઇને હોઇ શકે છે અને આ સ્થળે કેટલા હતા ભાગી પુરૂષો અને સ્ત્રીઓ સદાને માટે ગુમ થયાં હશે તેનો ઉત્તર કોઈ આપી શકે તેમ નથી

નુરજહાન પોતાના એકાંત આરામગૃહમા બેઠી હતી ત્યા જુનેખા આવી બેગમ સાહેબે ઉપર જણાવેલ ગયુ બનાવો બાબત ઘણાં પ્રશ્નો કર્યા પણ કાંઇ ચોકસ ઉત્તર આપ્યા વગર ત્યાથી ચાલી ગઈ

રસ્તામા તેણીને પકડી બાંધી એક સ્થળે રાખવામા આવી ત્યાથી કોઇ અજાયબ પ્રકારે તેણીને મોતીમસીદમાં લાવવામા આવી અને તેણીની સામે એક વૃદ્ધ ફકીર ઉભો રહ્યો આ ફકીરે જુલેખાના આગના ઇતિહાસની પૂછપરછ કરી પણ જુનેખાએ કંઇ સંતોષ કારક જવાબ ફકીરને પણ આપ્યો નહિ

ફકીર ધારણામા ફળીભૂત ન થવાથી તેણીને છોડી ચાલતો થયો ફકીર આગળ અને પોતે પાછળ એમ જુલેખા બેગમમહાલ તરફ ચાલવા લાગ્યા દરવાજે પહોચતા બાદશાહ એકલાનેજ મળે તેવુ અપ્રાધારણ માન ફકીરને મળતું જોઈ જુનેખા સ્તબ્ધ બની ગઇ સુવેષધારી ફકીર બાદશાહ હતો? મહેલમા આવી તપાસ કરી તો ખબર થઇ કે બાદશાહ તો આજ રાત્રિ નુરજહાનના મહેલમા ગાળવાના હતા

---

---



---



---



જેની આખી દુનિયામા જોડી
નથી અને જેને સોના
રૂપાના ચાંદો મળેલા
છે, એવુ
»» આ ««

# ઓટોમોહીની

વાપરવા ચુકતા નહિ.

આવા હરીફાઈના હાકડીના પ્રસંગોમા પોતાની
કીર્તિને ઝળકતી રાખનાર માત્ર આ એકજ
સેંટ છે, વાપરી ખાત્રી કરો —

---

જરા ચેતો અને વિચાર કરો કે બજારૂ ભભતા તેલો
વાપરી તમારા બાલો સફેદ થઇ ગયાછે અમારૂ આ—

# રોબીનીયા તેલ.

માનને કાળા તથા સુંવાળા બનાવે છે તેની અત્તરની
માર મનમોહક ખુશબો તમારા મનને ખુશી કરવાને
બસ છે કિં બા એકનો રૂા ૧

ત્રા અડધા આનાના સ્ટાંપ
બી સાથી રોબીનીયા તેલનો નમુનો
મફત આપવામાં આવશે

**મોહિની એજન્સી**

જુમામસજીદ—મુંબઈ

ગઇ ? જવાબ વાળ્યો. ત્યારે જોઇએ તેમ ઝર દુધ મીઠાઈ અને ફળો ગમ્યા છે તે જોઇએ ત્યારે ખાય અને મે હમેશની માફક મગન વિગેરે બીજો ખોરાક ગરીબને આપી દીધેલ છે

વાચકોને તદન અસંભવિત લાગશે કે આવા અયોગ્ય વાતાવરણમાં મુસલમાની સત્તાનીચે અગાઉના ઋષિ મુનિ માફક જુલેખા વનસ્પતિ આહારી રહી હતી. અલબત તે વાત ઘણા જાણતા નહિ અને જેઓ પ્રથમ જાણતા તેઓ માનવાને અચકાતા.

મહાન અકબરના સમયથી રજપુતાનાના પ્રખ્યાત વંશની કુંવરીઓ પોતાની હિંદુ દાસીઓ અને બાંદીઓ સહિત આગ્રાના મોગલ ઝનાનખાનામા આવતી અને પોતાનો હિંદુ ધર્મ સ્વતંત્રતાથી તેઓ પાળતી. તેઓની ધાર્મિક લાગણી દુખાવવાનો સહેજ પ્રયત્ન પણ સખ્ત શિક્ષાને પામતો. આ બાબતમા જહાંગીર પોતાના પિતાને પગલે ચાલતો. જુલેખા બ્હારના દેખાવમા મુસલમાન હતી અને બીજી બેગમોની સાથે મુસલમાની ખોરાક તેને મળતો. પણ તેણીતો ફળ અને દુધ ઉપરજ રહેતી. ક્વચિત મીઠાઈ જમતી અને મુસલમાની ખોરાક ગરીબોમા વ્હેચી આપતી.

જુલેખાની મુંઝવણનો પાર નહતો. શું આ બાદશાહ નુરજહાનના મહેલમા હતો ? ત્યારે સીપાઇઓએ જણાવેલ હકીકતનો ખુલાસો શું ? થોડા સમય પહેલા મહેલમા દાખલ થતા શહેનશાહને તેઓએ જોયા. એ ઉપર બદથી જુલેખા મુંઝાણી.

ખોરાકની ઇચ્છા નહોતી. રુચિ નહોતી. થાકી ગયેલ હતી. મુંઝાણી હતી. મગજ તપ્યાં કરતુ હતુ. અર્ધ બેભાન પલંગમા પડી. તેવીજ એકદમ ચીસ ન સાંભળી શકાય તેવા અવાજે બોલી.

અરે મ્હારી હાલી—

---

## પ્રકરણ નવમુ

### દુલાલી

જુલેખાના ખંડના ખુણામાં આખુ અજવાળુ હતુ. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે જુલેખાનો ખંડ એક ઉમરાવની ઓરતને છાજે તેવી રીતે શણગારેલ હતો. છતાં કોઈ ખાસ કારણને લઇને જુલેખા તે કિંમતી ફરનીચરનો કદિ ઉપયોગ કરતી નહિ. જે સમયે તે પોતે ખંડમા દાખલ થઇ ત્યારે તેની માનસિક સ્થિતિ સારી નહોતી.

પલંગઉપર લાંબી થઇને પડી કે એકદમ પાછી કુદી. તે આપણે જોઈ ગયા. આછા અજવાળાથી તેણીને જણાયુ કે કોઇ પલંગ પર સુતુ હતું. કેટલીકવાર ખાનદાન કુટુંબના યુવાનો સ્ત્રીના પોશાકમા મોગલના ઝનાનામા આવતા. કેટલીકવાર જે બાંદીઓને ભાગ્યવશાત્ આખી જીંદગી આહીં ગાળવાની હોય અથવા તો આખી જીંદગી કુંવારી ગાળવાની હોય તેઓ લાગણી અને વૃત્તિઓને તાબે થઇ છુપા કાવત્રાં રચતી અને પોતાના આશકને મળવા છુપી યુક્તિઓ આ બેગમમહાલમા રચતી. કેટલીકવાર એમ પણ બનતુ કે ખુદ બેગમો પોતે —હિંદ અરે હિંદ નહિ પણ દુનિયાના જૂદા જૂદા સ્થળેથી લાવેલ સ્વર્ગીય સુંદરીઓ—

જેની પરણેતર છ દગી મોજશોખથી રગાયેલ છતાં બહુ દુ ખદાયક અને માત્ર નામનીજ હતી તે બેગમોને પણ પોતાની વૃત્તિને પોષવા ગુપ્ત પ્રયત્નો કરવા પડતા—કેટલીકવાર એમ પણ બનતુ કે મોટા ઉમરાવના તરુણો યુવાન ઓરતના વેષમા બેગમ મહાલમા પ્રેમના પ્રસ ગો ભોગવવા જતા અને મધુર મનમોહક સુ દરી સાથે આન દ ભોગની પોતાની હલકી મનોવૃત્તિને તૃપ્ત કરતા

આ ભેદના ભડારમા શુ શુ બનતુ અને શુ શુ ન બનતુ તેની કોને ખ બર છે! બેગમો અને બાંદીઓ ગુમ થવાનુ વળી વખત સ ભળાતુ પ્રેમના પલ ગોમા ઘણા આશકોએ પોતાના પ્રાણ આ સ્થળે ખોયેલ છે આથી પોતાની ગેરહાજરીમા કોઇ પુરુષ બાંદિ આ વેલ હોય એમ ઝુલેખાએ મા નુ

અર્ધ સાભળી શકાય તે રીતે ઉ ઘની અસરથી પથારીમા સુતેલાએ દુ ખિત સ્વર કાઢ્યો ઝુલેખાએ ગ ભીર અવાજે પુછ્યુ કમબખ્ત કોણ છે? મારા પલ ગમા સુવાની હિ મત ધરનાર છે કોણ?''

'અરે મને' એવો દુ ખી સ્વર જવાબમા સ ભળાયો અને સુતેલાએ પડખુ ફેરવ્યુ

"હરામખોર મને નથી પીછાનતો?

આમ કહી ઝુલેખા બત્તી પલ ગપાસ લાવી અને પ્રકાશના અજવાળાથી તેાે ઓળખી તે હબીપણે બોલી અરે મારી દાસી

એક બાર વર્ષની નાની બાળા પલ ગમા સુતી હતી

તેણી બહુ ખુબસુરત નહોતી તેમજ કદી નહોતી કદી મૂલ્યવાન પોશાક પહેરતી નહિ. ક્યાંથી આવેલ છે તેમ કોણ છે તે કોઇ જાણતુ નહિ કદાચ તેને કોઇ તે બાબત સવાલ પુછતુ તો જવાબ આપવાને બદલે માત્ર હસતી તેણીની આખો જોનારના ઉપર પ્રકાશ નાખતી

ઘણા સમયપહેલા જહાગીરના બેગમ મહાલમા આ અજાણી બાળા અજાણ્યા સ્થલેથી આણવામા આવી હતી ઝુલેખા તેને રમાડતી અને લાડ લડાવતી તેબચ્ચામાદક ભોળી હતી કેટલીકવાર તેના ભોળપણ ઉપરથી લોકો તેને અર્ધ ગાડી માનતા, કાચિત્ તે મૂર્ખ—અક્કલવગરની જણાતી, પ્રસગોપાત્ત બુદ્ધિશાળી બની જતી અને તેથી નુરજહાનની પણ તેના ઉપર પ્રીતિ થઇ હતી નુરજહાન પ્રસગોપાત્ત તેની મશ્કરી કરતી અને પોતાનો કેટલોક નકામો સમય તેની સાથે ગાળતી તે 'દુલાલી' એ નામથી ઓળખાવા લાગી

બેગમ મહાલમાથી કાઇની જાણ વગર તે કોઇ કોઇ વખત અદશ્ય થઇ જતી તે ઝુલેખા પણ જાણી શકતી નહિ તે આગ્રાથી ઘણે દૂર જતી અને અહિતિ દિવસોના દિવસ કાઢતી વળી પાછી દર્શન દેતી સિપાઇઓ ચોકીવાળા નાઝર અને બાદીઓ સર્વ તેને ચાહતા અને તેથી બેગમ મહાલના કોઇ પણ ભાગમા જવા તેને છૂટ હતી સર્વ તેને ગાડીજ લેખતા અને દયા લાવી ખાવાને ફળ અને મીઠાઇ આપતા જનાનામાં જવા આવવા તેને કોઇ અટકાવતુ નહિ મોગલ શહેનશાહની મહાન રાજ્યધાનીમા આવો અપ્રતિબધ હક કોઇને હતો નહિ. ખુદ ઝુલેખાને પણ આગ્રા નુરજહાનદ

વીંગ બતાવવી પની હતી મનુષ્યસ્વભાવ દયામય છે અને તેથી સત્તાધીશ મનુષ્યો પણ તે બાળાઉપર મા લાવી તેને ખુશી રાખવા પ્રયત્ન કરતા

એક અઠવાડીયાથી વધારે સમય બાગમાં ક્યાય દુલાલી જ તી નહિ તે કયારે અ રમ ચતી તે જુલેખા જાણતી નહોતી અને તેની ટેવથી ટેવાઇને જુલેખા તેની ઇ તપાસ કરતી નહિ જુનેખા તેમજ દાયમણી પણ આ બાળા સબધી ઇ જાણતા હોય એમ અનુમાન થતુ નહોતુ સૌથી વધારે ઝડપથી ચાલનાર નાણીકરતાં પણ તેની ચાલ ઉતાવળી હતી અને નાની ચકલીની માફક એક જગ્યાએથી બી જગાએ તે સહેલથી જઇ શકતી વાદરાની માફ કોઇ ઝાડ કે ઘર ઉપર ચડી જતી ને તને પકડવા જનારના પ્રયત્નને નિષ્ફળ કરતી

આ બાળાપ્રતે એખા ન જરથી થોગ સમય જુલેખા જોઈરહી અને એ એ પ્રફુલ બની નુરજહાનજેવી ચાલાક રાણી પણ જુલેખાના હૃદયને પારખી શકતી નહોતી તોપછી તેના મનની પરીક્ષા એક સાધારણ આ મી તો ક્યાથી કરી શકે!

ઉંઘમાંથી દુલાલીને જગા ના જતી હતી પણ વળી વિચાર આવવાથી જુનેખા અટકી ગઇ થોડો વખત શાત ઉભી રહી વળી નિશ્ચય કરી બાળાને ઉંઘમાથી ઉઠા વા પ્રયત્ન કર્યો દુલાલી-દુલાલી—

દુલાલી ઉઠી આખો ચોળી બોલી હુ ભર ઉંઘમા હતી નહિ

જુનેખા પણ પો તેનુ માથુ ઝુકા યુ અને કહ્યુ

કેટલે દૂરથી આવેછે

ખરે બહુ દૂરથી

કેટલા દૂરથી?

દુલાલીએ નવાઇ ભરેલી રીતે આખનો ઇશારા કર્યો જુનેખાએ આ નિશાની સમજ

અરે તે ત રફના કાઇ સમાચાર?

હા સર્વ બરાબર છે

મનેલાગે છે કે હજીતે રસ્તામાં ગર્ નથી

અરે ના રજપુતકુમાર એમ સહેલાઇથી તામે થાય નહિ

બીજા કાઇ સમાચાર?

મોહબત માનસહિત ભીમસિહ મોગ લશ્કર સાથે આજુબાજુ આવે છે

અને શાહ ત । ઈાન કયા છે?

કયાતે છુપાયેલા છે તે કોઇ જાણતુ નથી

પણ તુ તો જાણેછેને?

દુલાલી ખડખડ હસી અને કહ્યુ ૧૦ જાણવાજોગ સમાચાર મારે તમનેકહેવા છે

શુ છે? તરત કહે

શાહજાદો પ રીજ આવતી કાલ પરોઢીએ લડાઇમા જનાર છે

કોની સામે?

રજપૂત સામે

આ ખ બર તને કેમ મળ્યા?

તમે અજાણ છો? સઘળી ગોઠવણ થયેલ અનેનામદારબા શાહેઆ હુકમ કરમાવ્યો છે

## પ્રકરણ ૧૦ મુ

### રાજદ્વારી ખટપટો

દુલાની નજરબહાર થઈ ત્યારે જુનેખાં બહાર આવી અને દૃઢ નોકરને જ ગાળી કહ્યુ ‘ અહીંઆ તારુ કામ કર મહારાણીની તુ તપાસ કરજે

આખી રાત્રિ જુનેખાને જરા પણ ઉંઘ આવી નહોતી તે વાચનાર સારી રીતે જાણે છે તેણીએ બાદશાહની હીલચાલઉપર સખ્ત ધ્યાન આપ્યુ હતું બાદશાહને એવી ટેવ હતી કે જે રાણીસાથે સુખ ભોગવવાની ઇચ્છા થાય તે રાણીસાથે તે ઘણો ભાગ ગાળતો અને પછી નિર્વિઘ્ન ઉંઘ લેવા પોતાના ખંડમાં આવતો પણ નુરજહાનસાથે તે જ્યારે હોય ત્યારે ત્યાજ રહેતો અને પોતાના ખંડમા આવતો નહિ વળી વખત એમ બનતુ કે દિવસોના દિવસસુધી રાજ્યનું જરૂરી કામકાજ પણ છોડી જહાંગીર બહારની દુનિયાને ભૂલી જઇ નુરજહાનના મહેલમા આનંદ ભોગવતો અને આથી જુનેખાએ ધાર્યુ કે પોતાની અતિ પ્રિય નુરજહાન સાથે બાદશાહ હજુ સુતો પડ્યો છે

બાદશાહ પોતાની પાસે હોય ત્યારે નુરજહાન પણ બીજી દાસીઓનેજ કામમા રોકતી અને જુનેખાને ઇરાદાપૂર્વક દૂર રાખતી આમા નુરજહાનનો ખાસ હેતુ હતો અને ખુદ બાદશાહ નુરજહાનમાંજ એટલો મુગ્ધ રહેતો કે તે બાદીનજીની બાબત-જુનેખાની ગેરહાજરીઉપર ધ્યાન આપતોજ નહિ પોતાનો ખાનગી હેતુ સિદ્ધ કરવાનો હોવાથી ઇરાદાપૂર્વક જુનેખાં બાદશાહથી દૂર રહેતી અને તેની હાજરીમા જતીજ નહિ

આજે તેને ઘણુ જાણવાનું હતુ અને બાદશાહ નુરજહાનસાથે રહે તો આખો દિવસ પોતે જે જાણવાનું હતુ તે જાણી શકે પણ તેણીના સદ્ભાગ્યે બાદશાહે પોતાની પ્રિય રાણીનો મહેલ છોડી આપેલ હતો તેથી નુરજહાન જરૂરજ તેને બોલાવશે અને તેની પાસે રહેવુ પડશે અને પોતાની જીંદગીનો હેતુ હાલ તરત વાસ્તે તો ફળીભૂત નહિ થાય એમ તેને લાગ્યુ

માત્ર એક દાસીને બાદ કરી બધી સ્વતંત્રતા અને વળી સાથે આવા ગાઢ સબંધથી દરેક વિસ્મય પામતાં આ સબંધ આન રિકસ્નેહને લઇને છે અથવા તો મિત્રમાટેની ઝંખનાને લીધેજ અથવા તો રાજદ્વારી કારણસર છે? તે કોઇ નિશ્ચયથી કહી શકતુ નહિ એટલુ તો ચોકસ કે નુરજહાન પોતાના જીગરજાન દોસ્તથી છુટી રહેવા માગતી નહોતી

નુરજહાનના ખંડના મુખ્ય દરવાજાની આગળ બે બાંદીઓ ભર ઉંઘમા ઉંઘતી હતી તે જોઇ જુનેખાએ ધાર્યુ કે શહેનશાહ હજુ પોતાની પ્રિયરાણીસાથેજ છે જુનેખા ધીમે ધીમે આગળ આવી અને અંદરનો અવાજ સાંભળવા બારણાપાસે કાન ધર્યા પણ મનુષ્યના શ્વાસોશ્વાસ સિવાય અન્ય કાંઇ સાંભળ્યુ નહિ જિજ્ઞાસાએ જોર કરવાથી તેણે દરવાજો ઉઘાડ્યો અને પોતે ચુપકીથી અંદર દાખલ થઇ તો તેની નજરે અજાયબીભર્યો દેખાવ પડ્યો

નુરજહાન-રાણીઓમાં મહારાણી-ઉંઘતી

હતી ખડમા સુગધીદાર સમીર પ્રસરેલ હતો ઞયમખવના પલગમા આ મનમોહક જહાગીરની મહોરવાર આસપાસ બેદરકારીથી પ થરાયેલા પોશાકમા ઉંત્રતી હતી નીસા ચક ચમ્તિ કાળા તળયા આસપાસ વેરાયેલા હતા તે સુનાખી ગાલઉપર ત ુરસ્તીના સેરડા પડતા હતા અને દગારકનુ મ સાન ઓગણ તેની સુ દરતામા ઉમેરો કરતુ હતુ આખા ચહેરાને તેના સુનાખી સ્વભાવ અધગ વધારે મોહક બનાવતા હતા નુરજહાન પોતાના સયનગૃહમા પૂરતી મોજમજાહ ભોગ યાતા જગાપણુ ચિતાતગર અત્યારે ઉંઘતી હતી

જેટલી સભાળથી બારણ ઉઘાડ્યુ હતુ તેટલીજ સભાળથી જુનેખાએ સ્વાત્રે ગ ચ કર્યો અને બહાર આવી એક બાંદીને જગાડી પૂછ્યુ—

બા શાહ બેગમનો મહેલ નામ ર શાહે ક્યારે છોડ્યો?

મને તેની ચોકસ ખબર નથી રાત્રિનો ત્રણો સમય જાગ્યાપછી અમો ભર ઉંઘમા પ યા અને અમારી જાણનગર તે બહાર ગયા હશે ’

જુનેખાએ વિચાર્યું બહુ વિચિત્ર ? જ હાગીર બહુ પ્રવૃત્તિવાળો થયો હોય એમ જણાયછે '

બાંદીને ફરી તેણે સવાલ કર્યો- બાદશા હબેગમે તને કાઇ કહેલ છે ?

બાંદીએ જવાબ વાળ્યો થો । વખત પહેલા બેગમ સાહેબા અમારી પાસે ઉભી હતી અને તેણે અમને ફરમાન કર્યુ કે- "બાદશાહ બહાર ગયા છે આખી રાત્રિ નિરાંતે ઉંઘ લેવા મારી ઇચ્છા છે ધ્યાન રાખો કે કોઇ આવે નહિ હુકમ પ્રમાણે અમોએ આખી રાત તપાસ રાખી અને હમણાજ અનિચ્છાએ ઉંઘમા પ યા

ફરી ઉંઘમા ન પડતા જુનેખાએ તેને કહ્યુ ' જો ક ાચ તેમ થશે તો તમારાં માથા જશે મહારાણી જ્યારે જાગે ત્યારે મને ખબર કહેવડાવજો

પોતાના ખ ડમાં આવી જુનેખાએ વિચાર્યું

'અત્યારેજ સમયછે મારો હેતુ સિદ્ધ કરવાને અત્યારેજ અપૂર્વ અવસર છે આવો વખત મને ફરી મળશે નહિ ગઇ રાત્રિના અનુભવથી મને ઘણ જાણવાનુ મળેલ છે છુપા રસ્તેથી આવી ફકીરના વેપમા શુ બાદશાહે મારી સાથે બધી વાતચીત કરી? હુ ભોળી નથી ઘણા વર્ષો થયા હુ આહિ છુ અને ફકીરના વેષમા બાદશાહ મારી સ મુખ ઉભા રહે એને હુ ન ઓળખી શકુ એ બનેજ કેમ? મે મારી આખે જોયેલ છે કે બાદશાહને જે અપૂર્વ માન મળે તેજ માન તે વેષધારીને દરવાજાના સિપાઇઓએ આપ્યુ અરે પ્રભુ ! આ ભેદ ઉકેલી શકતી નથી શુ ગઈ કાલથી હુ સ્વપ્ન અનુભવુ છુ આટલા બધા વર્ષો થયાં ધીરે ધીરે મે જે ભવ્ય ઇમારત ચણવા માડી છે તે શુ નુરજહાનના એક શ્વાસમાત્રથી ઉડી જશે! અરે પ્રભુ મને સહાય કર હુ અત્યાર નિરાધાર છુ આખરે મારે આ હથિયાર અને ઝેરનો ઉપયોગ કરવા પ્રસગ આવશે 'નહિ નહિ, અત્યારેજ સમયછે નુરજહાન સુતી છે ત્યારેજ સમય છે ' આમ બોલી નીચે ગઈ

બેગમ મહાલની જમણી બાજુએ એક નાનું મકાન મશરૂ નાઝરવાસ્તે હતું મશરૂ ગુલામ પણ સત્તાવાન હતો રાજ્યના મોટા માણસો ઉમરાવ અને બાદશાહી કુટુમ્બની કુવરીઓ પણ તેની મહેરબાની મેળવવા મહેનત કરતા બેગમ મહાલમાં જે લાખો નાણા વપરાતા તે મશરૂના હાથથીજ બેગમ અને બાંદી કુવરી અને દાસી સર્વ મશરૂને કાંઇ પણ જરૂર હોય તો કહેતા અને મશરૂના હુકમવગર કંઇ બનતું નહિ બાદશાહને આ વાતની ખબર નહોતી જો કદાચ એકાદ બેગમને કોઇ જુવાન અમીરની ઇચ્છા થતી જો કોઈ બાંદીને યુવક સાથે અયોગ્ય સબંધ થતો તો આ ગુલામી રાજ્યનો તેમા હાથ હતો અથવા તો તે જોયુ નજોયુ કરતો જો કોઇ જુવાન અથવા અમીર ઓરતના પોશાકમાં બેગમ મહાલમા આવતો અને બેગમમહાલમા રહેનાર કોઇની મહેરબાની મેળવતો તો મશરૂને પ્રથમ પૂછવામાં આવતુ આ બધા હલકા કૃત્યોના બદલામા આ સર્વ અયોગ્ય ગોઠવણની કિંમતમા મશરૂને પોતાને અઢળક દોલત મળતી બહુ મૂલ્યવાન મોતી અને હીરા તેના ઘરમા આવતા

તે મશરૂના ખંડમા જુલેખાં આવી કીનખાબથી જડિત તકીયાને અઢેલીને મશરૂ હુક્કો ગગડાવતો હતો જુલેખાને દાખલ થતી જોઇ મશરૂએ પૂછ્યુ—

જુલેખાબીબી ! કેવુ સદ્ભાગ્ય ! આવા વખતે આ સમયે કયા કારણથી આપ મારાજેવા ગુલામના ખંડમા પધારી મને ઉપકૃત કરો છો !

સાધના જરૂરી કારણને સમય નથી

આપનો તાબેદાર નોકર હુકમ ઉઠાવવાને તૈયાર છે

શાહજાદો લડાઇમાટે ક્યારે રવાના થયો તે તને ખબર છે ?

લુચ્ચા મશરૂએ અજ્ઞાનતાનો ડોળ કરી પૂછ્યુ—

કયો શાહજાદો ?

કેમ અજ્ઞાનતાનો ઢોંગ કરેછે ? એ શાહજાદો જે નાસી ગયેલ છે અને હું પરવીજ વિષે પૂછુછુ

'તમે પૂછો છો કે બાદશાહબેગમ

ત્યારે તે બાબતનું શુ કામ છે ?

ત્યારે તીઓ તે ગઇ રાત્રિએ રવાના થયો એમ મને ખબર છે

ઠીક ગઇરાત્રિએ શાહજાદો પરવીજ જે જે ઓરતો સાથે આનદ ભોગવતો હતો તે ઓરતો કોણ હતી ?

કોણ પૂછાવે છે ?

કેટલો વખત મારે તે તને કહેવુ ?

શહેરયારી શાહજાદો તેણીઓને લાવ્યો હતો.

હાશ તેઓ કયાં છે ?

સૌ સૌને સ્થળે ?

સાહેબ હવે મારા વિષે થોડું જાણવાનુ છે

તમારી સેવા કરી શકીશ તો હુ મારૂ અહોભાગ્ય માનીશ

(અપૂર્ણ)

# મોતને લાત મારનાર.



ગમે તેના

ઝેરી તાવને

પેહેલ ઝપાટેજ

નગાડી મુકવા

અમરકીર્ત્તિ

મેળવનાર



## પરસ્તાન

## ઍગ્યુમીક્ષર

તાવની દવા



૮ આનાની

એક શીશી

એકાવખતે આઠ

માણસને મૃત્યુ

ના મુખમાથી

પાછા ખેચી

કાઢે છે



ધી પરસ્તાન પરફ્યુમરી કુ

ન ૮ પાયધુની મુબઈ ૩

---



જે માસમા જન્મ થયેલ હોય તે માસમા પહેરવાનુ



# ઝવેરાત

કોલ બો કાલુતરા



## સિલોન



એક પાઉંડ અને તે ઉપરની કિમ્મતના
હરકોઈ માસમા પહેરવામાટેની—

## વીંટીઓ

જાન્યુઆરીમા—જન્મેલ હોય તેણે ગારનેટ (Garnet) પહેરવુ તેથી સ્થિરતા ખરી મિત્રતા અને વફાદારી દ થશે

ફેબ્રુઆરીમા—જન્મેલ સ્ત્રી યાકુત (Amethyst) પહેરવાથી શુદ્ધ ભાવ વાત અક્રોધતા અને નિશ્ચિંતતા મેળવશે

માર્ચમા—જન્મનારાઓ બ્લડસ્ટોન (Blood Stone) પહેરવાથી ડાહ્યા તથા દુખવખતે દ્રઢ હિંમતવાળાં રહેશે

એપ્રીલમા—જન્મનારમટે સફેદ હીરો (Diamond) ઠીક છે તે ન હોવાથી શોક અને બળાપો કરવો પડેછે આ રત્ન નિરપરાધપણાની નિશાની છે

મેમાસમા—જન્મનાર સ્ત્રી લીલમ-પાનું (Emerald) પહેરવાથી પતિત ક્ના ચાહને અને સુખને મેળવી શકેછે

જુનમા—જન્મનાર સ્ત્રી અકીક (Agate) ની વીંટી પહેરવાથી ધન આરોગ્ય અને શાંતિનું સુખ ભોગવેછે

જુલાઈમા—જન્મેલી સ્ત્રી માણેક (Puby) પહેરવાથી નિશ્ચક પ્રેમ તથા નિશ્ચિતતાનું સુખ ભોગવશે

ઓગસ્ટમા—જન્મેલ સ્ત્રીએ પુખરાજ (Saidonyx) જરૂર પહેરવુ તેવગર સમ સુખ ન મળતાં પતિના પ્રેમવગરની એ તિ જીંદગી ગાળવી પડેછે

સપ્ટેમ્બરમા—જન્મનાર સ્ત્રીએ ઈન્દ્ર નીલ મણિ શનિ (Sapphire) ભ્રુકુટીપર ધારણ કરવુ તેથી માનસિક પાપ નષ્ટ થશે

ઓક્ટોબરમા—જન્મેલ સ્ત્રી સારી આશા આપનારૂ ક્ષીર સ્ફટિક (Opal) પોતાની છાતીપર ધારણ કર્યાવગર દુખ અને ચડતી પડતી અનુભવેછે

નવેમ્બરમા—જન્મનાર સ્ત્રીએ અંબરરંગી પુખરાજ (Topaz) કે તૃણમણિ પસંદ કરવુ તે ખરો મિત્ર અને સારો પતિ મેળવી આપનાર છે

ડીસેમ્બરમા—જન્મેલ મનુષ્યે જીંદગીમાં ફત્તેહ મેળવવાને આસમાની વદર્યમાંણુ (Turquoise) પહેરવુ જોઈએ

ઘરેણાં બનાવવા તથા ભેટ સોગાદ દેવા સિલોનના કાપી ઘસી સાફ કરેલાં કિંમતી જવાહીરો તેમજ વેપારના કામમાટે સાફ નહિ કરેલા—પથ્થરો અમારી ખાણે માથી કઢેલા—અપવાદતરીકે રોકડી કિંમતે પૂરા પાડીશુ ઈંગ્લીશ બેંક અગર મની. થી. ૧૫ પાઉંડ મોકલશો તો તમને ૧ કેરેટ સાફ કરેલું પુખરાજ અને બીજુ રંગીન જવાહીર—એક પાઉંડ સાફ નહિ કરેલ ઝવેરાતનું પેકેટ મોકલવામાં આવશે

અમારાં કિંમતી ઝવેરાતની અવજીમાં બીજા ઝવેરાત મોતી ઘડીયાળ ઘડીયાળના અછોડાવગેરે પણ રાખીશુ

પત્રવ્યવહાર માત્ર ઈંગ્રેજીમાં કરવો વિગતવાર કિંમતનું લિસ્ટ મંગાવશો કે તુરત મોકલીશુ

| | |
|---|---|
| J Wickramanayaka & Co | જે વિક્રમનાયક એન્ડ કંપની, |
| Kalutara—CEYLON | કાલુતરા પો ઓ-કોલંબો—સિલોન |

# જાહેર ખબર



## પૈસા કેવી રીતે બચાવશો ?

# લાખની પાણ!!!



તમાગ ઘરના રોજ વપરાતી સાકરનો બચાવ કરો

અમારે ત્યા વગ સાકરનો બનતો સ્વાદીષ્ટ લેહજતદાર ચાહ પીવામાં ઘણોજ ઉત્તમ છે જેની અ ર બીલકુલ સાકરની જરૂર પડની નથી

એ કપ ચાહ બનાવવાની ક્રમ મેમાનીભાર ચાહ બસ છે

ચાહ ઘણોજ વા ષ્ટ બને છે એ વપન એકજ ડબો મગાવી ખાત્રી કરો

ફેસી ટીનના ભાની કિ રૂ ૨ પોસ્ટેજ જુદુ

લખો—

ધી મરચન્ટ બ્રધર્સ એન્ડ કુ

લુહાર ચાલ—મુંબઇ ન ૨

## — વિષયાનુક્રમ —


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| (૧) | સગવ઼ના સદુપયોગની સૂચના (કવિતા) | ૪૧ |
| (૨) | પરમેશ્વરપાસે પ્રાર્થના | ૪૨ |
| (૩) | જીવનચરિત્રોના મુખ્ય સિદ્ધાંતો | ૪૫ |
| (૪) | મધુયામિની (કવિતા) | ૪૯ |
| (૫) | યોગિની હરિકુંવરીબાઇ | ૫૫ |
| (૬) | સ્વરાજકાજ આજથી સ્વદેશ ભક્તિ આદરો(કવિતા) | ૫૪ |
| (૭) | જાદુઇ ઘોડો | ૫૯ |
| (૮) | ચિત્તવૃત્તિ-વિજ્ઞાનશાસ્ત્ર | ૬૨ |
| (૯) | ધુ વાવાગી મ ક્યુંયા? (કવિતા) | ૬૬ |
| (૧૦) | સાહિત્ય-ચર્ચા | ૬૭ |
| (૧૧) | સાભિપ્રાય સ્વીકાર | ૭૧ |
| (૧૨) | અનિયમિતતા અને અજ્ઞાનતાથી ઉત્પન્ન થતા રોગો | ૭૨ |
| (૧૭) | દિલ્હી દરબાર (ચાલુ વાર્તા) | ૧ પથી ૧૧૨ |

ૐ

# અંકુશ.

ANKUSH

પુસ્તક ત્રીજું — માર્ગશીર્ષ ૧૯૭૬ — અંક ૨ જો.

## सगवडना सदुपयोगनी सूचना

### ગઝલ–કવ્વાલી

મળ્યું જો હોય તો માણો, પા જગદીશની જાણો,
ખુશીથી ખાવું ને પીવું, વગેરું ' એમ નહિ બીજું— મળ્યું. ૧

સુખોની વસ્તુઓ નેવી, ગરીબોને મદદ દેવી,
મળી તક આ જો ચૂકે, પછીથી પોક તે મૂકે— મળ્યું ૨

ઘણા રાજા મહારાજા અમીર ઉમરાવ બહુ ગાજ્યા,
ગયા તે ક્યાં બધા અંતે પતો નથી ખોળતા ખતે— મળ્યું ૩

મળો સૌને મહોબતથી ભલાઈ કરો ભલી મતથી,
અનિશ્ચિત જીવનું જેમાં ગયા સુખ વાસ ન્યો તેમાં— મળ્યું ૪

હુકમ ત્યાંથી છૂટે જ્યારે, ન ચાલે મ્હારૂં કંઇ ત્યારે,
તરત તેથી સુકૃતો થાતું પછી કયાં આનંદ જાતું— મળ્યું ૫



# પરમેશ્વરપાસે પ્રાર્થના

લેખક—શ્રીયુત શાસ્ત્રી પીપરલાલ અબાભાઇ—જામનગર

આ વિષયમા પરમેશ્વરનું અસ્તિત્વ શબ્દ વ્યાખ્યા સામાન્ય વિચાર ઇશ્વરતરફ સદ્ભાવના અસદ્ભાવનાથી થાય ॥ કરવાનો અધિકાર અને થાયના એ સઘળુ આવી જાય છે પ્રત્યક્ષપ્રમાણના વિષયભૂત પૃથ્વી પર્વતઆદિ અચેતન વર્ગ અને મનુષ્ય પશુપક્ષીવગેરે ચેતનવર્ગના આત્મસ્વરૂપ તથા અપ્રત્યક્ષપ્રમાણ જેમા અનુમાન ઉપમાન અને શબ્દ પ્રમાણોનો સમાવેશ કરવામા આવેછે તેના વિષયભૂત સ્વર્ગ નરકાદિના આત્મસ્વરૂપ આ જગતનો કોઇ કર્તા છે એમ માન્યાવગર છુટકો નથી કારણ કે પૃથ્વી આદિ આ સૌવગેરે સર્વ પદાર્થો કોઇપણ કર્તાએ બનાવેલા છે તેઓએ કેમકે તે પદાર્થ કાર્ય છે જે જે પદાર્થો કાર્ય હોય તે કારણજન્ય હોય જેમ માટીમાંથી કુંભારે બનાવવામા આવતો ઘડો કાર્ય છે માટે કારણવિના થતો નથી તેમ વળી પણ જે અવયવવાળો મોટો સાકાર પદાર્થ તે અવશ્ય કોઇ કર્તાએજ બનાવેલો હોય ઇત્યાદિ શાસ્ત્રપ્રસિદ્ધ તર્કના સાધનથી પણ જગતનો કોઇ કર્તા છે એ વિષય સિદ્ધ થાયછે જગત્કર્તા પરમેશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ થયું એ શબ્દની અંદર સમાવેશ પામતા ઘણાખરા ધર્મોમાં તથા તે સિવાયના બીજા પણ ઇસ્લામીવગેરે ધર્મોમા પણ કશો વાંધો વિરોધ નથી ઉદારતા ઘણી માન્યતાથી સ્વીકારવામા આવેલુ છે ફક્ત બૌદ્ધ અને જૈનધર્માવલંબીએ પોતે વેદવિરૂદ્ધ હોવાથી સ્વીકાર્યુ નથી પરમેશ્વરે આ જગત્ રચેલું હોય તો જગતમા

કેટલાએક પ્રાણીઓ સુખી દેખવામાં આવેછે અને કેટલાએક પ્રાણીઓ દુખી દેખવામાં આવેછે કેટલાએક ધનવાળા અને કેટલાએક ધનવગરના કેટલાએક આરોગ્યવાળા અને કેટલાએક રોગી કેટલાએક પુત્રવગેરે સંતતિવાળા અને કેટલાએક વંશવિનાના કેટલાએક વિદ્વાન અને કેટલાએક મૂર્ખ કેટલાએક મોટા અને કેટલાએક મજૂર જેવામા આવે છે તેનુ કારણ પરમેશ્વરને શું ભ્રમ હતુ અને કદાચ જગતને રચ્યુ તો આવી વિચિત્રતાવાળુ શામાટે રચ્યુ? કાંતો સર્વ પ્રાણીઓને સુખીજ રાખવા હતા અથવા તો સર્વ પ્રાણીઓને દુખીજ કરવા હતા કે જેથી પ્રાણીઓને એક બીજાની સ્પર્ધા કે ચડસાચડસીની વાત નહિ આતો કોઇ વિચિત્રતા દેખાય છે કે જેમા ચેતન વર્ગ સબંધે કે અચેતન વર્ગ સબંધે કશો નિયમ જોવામા આવતો નથી પણ એ મોહોટામામોહોટી બાબત આ છે કે સર્વવ્યવહારો અથવા સર્વ ક્રિયાઓના આધારભૂત જે પ્રાણીવર્ગનુ જીવિત છે તેનિયમી કશી ખબર પડતી નથી અમુકપ્રાણી અમુ વખત સુધી તો અવશ્ય જીવવાનોજ છે કે અમુક વખત પછી જીવવાનો નથી કોઇપણ પ્રાણી જ્યારથી ગર્ભાવસ્થ થાયછે ત્યારથી આરંભી એવો એક ક્ષણમાત્રનો કે તેથી પણ ઓછામા ઓછો સમય નથી કે જેમા તેના જીવિતવિનાશથી હરકત નહિ આવે એવી કોઇને પણ ખાત્રી પડી શકે તેમાપણ જેમજેમ જેનો વધારે વૈભવ વિશેષ જાહોજલાલી અધિક અનુકૂલતા સારીસારી સગવડો અને અનેક સુખ હોયછે તેમ તેમ તેને જીવિત વધારે વખત

# જીવનચરિત્રોના મુખ્ય સિદ્ધાંતો

લેખક—શ્રીયુત મગનલાલ વિ પ્રાણલાલ મહેતા—જુનાગઢ

'Biography depends for its successful accomplishment on the two elements of fit matter and fit manner of fit theme and fit treatment

—*Sir Sidney Lee*

અખિલ જનમંડલમા નરી આવેલ સ્ત્રી પુરૂષો, જેઓ પોતાની જાતમહેનતથી પોતાનુ ચારિત્ર્ય ઉજ્વળ કરી શક્યા છે અને જેઓની કીર્તિ સર્વકોઇ સ્થળે પ્રસરી રહેલ રહેલ તેવા વિરલાઓના નામ દુનિયાની અંદર અમર રહે યાતો યાવચ્ચંદ્રદિવાકરૌ રહે તેવી સહકોઇ દેહધારીની ઇચ્છા છે જીવનચરિત્ર મનુષ્યની અંદર રહેલ સ્મારક-પ્રેરણને તૃપ્ત કરેછે પ્લુટાર્કનાં પુસ્તકોનો અનુવાદ કરનાર એમાએટ (Amyot) જીવનચરિત્ર તેમજ કળાવિષે નીચે પ્રમાણે લખ્યુ છે કે There is neither picture nor image of marble nor arch of triumph nor pillar nor sumptuous sepulchre, can match the durableness of an eloquent biography, furnished with the qualities which it ought to have અર્થાત્ મનુષ્યના મનની અંદર અસરકારક ચોટ બેસી જાય તેના જીવનચરિત્ર બરોબર-તેનું ચિત્ર, આરસપાણની અંદર આકૃતિ કીર્તિસ્તંભ અથવા તો તેની ભવ્ય કબ્ર-અથવા તો પૃથ્વીની સપાટીપરની કોઇ પણ ચીજ નથી

## જીવનચરિત્રનો ઉદ્દેશ

જીવનચરિત્રનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે ભવિષ્યના ઇતિહાસમા લાયક સ્ત્રીપુરૂષોના નામો અમર રહે અને તેઓના ચારિત્ર્યરૂપી ઝગઝગી રહેલ દીવાનુ તેજ અખિલ આલમને રસ્તો બતાવી શકે જીવનચરિત્રોની અંદર તેઓના ચારિત્ર તેમજ પરાક્રમોનો સમાવેશ થવોજ જોઇએ કારણકે માત્ર આ બનેજ તેઓનુ આત્મિક સ્વરૂપ પ્રગટ કરેછે

હવે આ બે મુદ્દાઓ બર લાવવામાટે પ્રારંભમા તો બે પ્રકારની આવશ્યકતા છે પ્રથમ તો જીવનચરિત્રનો વિષય એવો હોવો જોઇએ કે જે ભવિષ્યમા ઘણોજ ઉપયોગી થઇ પડે બીજુ એ કે ભાષાની શૈલી એવી હોવી જોઇએ કે બે કડો વર્ષ પછીની કસોટીમા પણ તે પછાત ન પડી શકે (અર્થાત્ ભવિષ્યમા કોઇપણ મનુષ્યથી તેવા જીવનચરિત્રો વાચવામા આવે તો તેના મનમા એવા વિચારો ન ઉદ્ભવવા જોઇએ કે આ વિષય અપ્રાસંગિક છે)

પ્રારંભમા કહી ગયા તેમ સર સીડનીલીનાજ શબ્દોમા કહીએ તો જીવનચરિત્રને ફતેહ મળી છે તેમ ક્યારે કહી શકાય કે જ્યારે તે બે તત્વો યોગ્ય વિષય અને યોગ્ય

રીતે કરેલ તેનું સ્પષ્ટીકરણ તથા યોગ્ય હેતુ તેમજ રીતે એ બે તત્વોને અવતબીને હોય તોજ

હવે બીજો સવાલ એ છે કે ક્યો વિષય જીવનચરિત્રને અનુકૂળ છે યોગ્ય વિષય ક્યારે હી શકાય કે જ્યારે તેની Serious complete and of a certain magnitude અંદર ગાંભીર્ય સંપૂર્ણતા તેમજ યોગ્ય લખાણુનો સમાવેશ થયો હોય એ વાતમા તો બે મત નથીજ કે બે સાધારણ મનુષ્યનું જીવનચરિત્ર કે જે તેના સમોવડીઆઓથી બિલકુલ ઉંચી પાયરીપર ચડેલ નથી જીવનચરિત્રમાટે યોગ્ય નથીજ વ્યાખ્યા ( Definition ) માટે બીજી જરૂરની ચીજ તે સંપૂર્ણતા છે એ તો દેખીતુજ છે કે જીવતા પુરૂષના ચારિત્ર અસ્થાને છે કારણકે ' Death is a part of life and no man is fit for biography till he is dead અર્થાત્ મૃત્યુ તે જીંદગીનો એક ભાગ છે અને જ્યાસુધી તેને વશ મનુષ્ય થાય નહિ ત્યાંસુધી તેનું જીવનચરિત્ર કેવળ અસ્થાનેજ છે બેશક ઘણા જીવતા ઓપુરૂષોના જીવનચરિત્રો લખાયા છે પરંતુ આ રીતે પ્રધાન સરત-સંપૂર્ણતા ( Completenes ) ના નિયમનું ઉલ્લંઘન કરેછે

Politicians while they are acting on the Political stag are made objects of undue praise or censure but current fame is no sure indication of a man's true greatness રાજકીય પુરૂષો જ્યારે સત્તાવાળા હોયછે અથવા તો જ્યારે તેઓના હાથમા સત્તારૂપી લગામ હોયછે ત્યારે તેઓની અમર્યાદિત પ્રશંસા અથવા તો નિંદા થાયછે પરંતુ તેની તે વખતની ખ્યાતિ તેની ખરી મહોટાઇની ખાત્રી આપવાને માટે અશક્ય છે

વ્યાખ્યાની ત્રીજી સરત તે વિષયનું ગુરૂત્વ યાતો પ્રમાણ-( Magnitude ) છે ખરૂં પુછાવો તો મનુષ્યના કૃત્યો તરેહ તરેહના હોયછે કવીશ્વર શેક્સપીઅરના સાહિત્ય નાટકો અદ્વિતીય યાતો અપ્રતિરૂપ છે અને તેના લખાણોના ગુરૂત્વમા પણ તે પહેલા નંબરના છે પરંતુ વિલિંગ્ટનના પરાક્રમો જમાનામા જરા ઉતરતી પંક્તિ ભોગવેછે કારણકે આપણે જાણીએ છીએ કે આવી ફતેહમંદ લડાઇઓ ઘણા લશ્કરના નેતા [ Generals ] એ લડ્યા છે અને તેવા પ્રતિષ્ઠિત કૃત્યો કરવામા આવે પણ જો તેઓ સાધારણ મનુષ્યોથી સાધી શકાય તેવા હોય તો અચિંત્ય હી શકાય કે તેઓ પ્રમાણુનો નિયમ ઉલ્લંઘન કરેછે કારણકે જીવનચરિત્ર લખવાનો તે મહોટો જરૂરનો ઉદ્દેશ છે

જીવનચરિત્ર લખનારે બીજો મુદ્દો તેની ખ્યિાલમા એ રાખવાનો છે કે તેણે વિષયની નિષ્પક્ષ ચર્ચા કરવી જોઇએ જીવનચરિત્ર સ્વતંત્ર છે માટે તેને સ્વતંત્ર રીતે લખવું જોઇએ [ અર્થાત્ કોઇના હેવાપર અવલંબીને નહિજ ]

' True biography is no hand

maid of ethical instruction Its purpose is not that of history It does not exist to serve biological or anthropological science અર્થાત્ ખરું ચારિત્ર તે નીતિશાસ્ત્રનું મદદનીશ નથી ઇતિહાસમાફક તેનો તેવો ઉદ્દેશ નથી અથવા તે પ્રાણી ધર્મ ગુણ વિદ્યા અને મનુષ્યના બાંધાબંધિનો વિચારો એ સર્વ વિજ્ઞાનનો તેમાં સમાવેશ થતો નથી કેટલાક મનુષ્યના મનની અંદર એવી ચુસ્ત માન્યતા ઘર કરી બેઠી છે કે જે મનુષ્યનું જીવનવૃત્તાંત લખવાનું છે તેના ગુણો હમેશાં પ્રધાનપદ ભોગવેછે જેટલ આઇઝેક વોલ્ટનનો જીવનવૃત્તાંતવિષે એવો મત છે કે 'Honour done to the virtuous dead and a lesson in magnanimity to those who shall succeed them અર્થાત્ પ્રખ્યાત પુરુષનું જીવનવૃત્તાંત લખવું તે તેને માન આપવા બરોબર તેમજ ભવિષ્યની પ્રજાને પણ તે એક આદર્શ યાતો પદાર્થપાઠ (*object lesson*) બરોબર છે તો પણ ગંભીર વિકૃતિ કર્યાસિવાય આપણે મી વૉલ્ટનનો મત સ્વીકારવો ન જોઇએ

ચુસ્ત નીતિશાસ્ત્રના નિયમોને કેટલાક મનુષ્યોના કૃત્યો બરાબર અનુસરતા નથી છતા પણ તેઓના નામો અમર રહે એવી કેટલીક વખતે મનુષ્યની અંદર જિજ્ઞાસા થાયછે ત્રીજા નેપોલીયનની કારકીર્દી જીવનચરિત્રોની સર્વ સરતો તૃપ્ત કરેછે યાતો તેને અનુસરે છે, તોપણ એટલું તો મેનાસમ કહી શકાય કે તેના કેટલાક કૃત્યો નીતિના કાયદાઓનો ભંગ કરેછે યાતો ઉલ્લંઘન કરેછે.

નિખાલસપણું (Candour) તે જીવનચરિત્ર લખનારને ખાસ કરીને દૃષ્ટિમર્યાદામાં રાખવાનું છે ઘણીકવાર એવું બનેછે કે લેખક તે વીર પુરુષના કૃત્યોમાં મીઠું મરચું ભભરાવવાને આતુર હોયછે આ ભૂલના બે પ્રકાર છે એક દબાણ અને બીજી અતિશયોક્તિ એક વખતે લૉર્ડ ટેનીસને કહ્યું હતું " બાયરનના જંગલીપણાથી વાકેફ થવાને જનસમાજને શું કામ છે? બાયરે સારા પુસ્તકો લખ્યા છે અને તેથીજ માત્ર લોકોએ સંતોષ લેવો જોઇએ

હવે અતિશયોક્તિનું દૃષ્ટાંત આ ભૂલ ઘણીથી થાયછે ગેરીની ચાલચલગતમાં થતી ભૂલોમાટે તેના ચારિત્ર્યના લેખકે એમ કહ્યું છે કે તે બીજાને અવલંબીને થયેલ છે પરંતુ અનેક ચારિત્ર્યકરે ધ્યાનમાં રાખવું જોઇએ કે "He is a mere narrator and not a moralist તે તો માત્ર તેની કથા (ચારિત્ર) કહેનારજ છે પરંતુ નીતિશાસ્ત્રોપદેશક નથી He must hold the scales even' અર્થાત્ તેણે ત્રાજવું સમતોલ રાખવું જોઇએ તેના અવગુણોનું પણ અયોગ્ય રીતે સ્પષ્ટીકરણ કરવું ન જોઇએ

અર્થશાસ્ત્રની માફક ઐતિહાસિક શૈલી પણ જીવનચરિત્રનેમાટે દોષિત છે દાખલાતરીકે સર જીલીએ કહ્યું છે કે 'History may be compared to mechanics, the science which determines

the powers of bodies in the mass Biography may be compared to chemistry the science which analyses substances and resolves them into their constituent elements અર્થાત્ ઇતિહાસને યાત્રશાસ્ત્રની ઉપમા આપી શકાય પરંતુ જીવનચરિત્રને તો રસાયનશાસ્ત્રની ઉપમા આપી શકાય તેમ છે કારણકે તે વિજ્ઞાન પદાર્થોનું પરિવર્તન તેના મૂળ તત્વોમા કરેછે ઐતિહાસિક તેના વીરપુરુષના જીવનના મુખ્ય તત્વોનુ ધ્યાન કરેછે અને તેજ દૃષ્ટિબિંદુ લક્ષમા રાખીને તે તેને વર્ણવેછે પરંતુ ચારિત્ર્યકર તેમ નથી કરતો તેને એટલેથી તૃપ્ત થવાનું નથી પરંતુ તેનામાં સમાજ મા ન હોય તેવા ગુણ યા અવગુણ જે હોય તેને પ્રસિદ્ધિમા મુકવાની તેમજ તેઓની પરીક્ષા કરવાની તેની ફરજ છે અત્રે એટલું આપણે કબુલ કરવુ જોઇએ કે કેટલીક વખત ઐતિહાસિકની મદદની જરૂર ચારિત્ર્યકરને પડેછે કારણકે તેના ગ્રંથોનુ માપ તેને ઘણુજ ઉપયુક્ત થઇ પડેછે સત્યરીતે કહેવામા આવ્યુ છે કે રાજકીય પુરુષના જીવનચરિત્રના રાજકીય સમયો કૃત્રિમરચના છે પરંતુ તેની સાથે એટલું પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે તેનું (કૃત્રિમરચનાનુ) નાશ થવુ અસ્થાને છે

વર્તમાનકાળનું સાહિત્ય રોમ તેમજ ગ્રીસ બન્નેને અનુસરી ઘણું રચ્યું છે અને આપણે પણ જીવનચરિત્ર લખવાની કળા તેજ મૂળમાંથી શીખ્યા છીએ પ્લુટાર્ક ચારિત્રના મહાઓ સમાંતર રેખાઓ Parallel lines થી રચ્યું છે એટલે કે પુરતકના નાયકની તુલના બીજા મનુષ્યો સાથે કરવાથી તે સારી રીતે સમજી શકાય છે તેના વિષયો લડાઇ અગર તો રાજકીય બાબતોના નેતાઓ છે અને તેથી વર્તમાનકાળના જીવનચરિત્રના મુદ્દાથી જોઇએ તો તેની રચના ઘણી ટુંકી છે તોપણ આ ટુંકાણ તેના પુસ્તકની કીર્તિને કોઇપણ અસર હરકત કરી શકતું નથી વિગતસર વર્ણન કરવામા તેણે ઘણુજ ડહાપણ વાપર્યું છે × × × ×

ચારિત્ર્યકરે તેની લેખોપયોગી દરેક વિગત ઉપર બારિકાઈથી વિચાર કરવો જોઇએ, પરંતુ તેની સાથે તેણે એટલું પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે લખાણ જ્યાથી કાંઇ પણ તેના ચારિત્રના મુદ્દાઓમા ઉમેરો થતો નથી તે લખાણને તિલાંજલિ આપવી જોઇએ આવી રીત વિચારયુક્ત ટુંકાણ વિજયી ચારિત્ર્યકને વાસ્તેજ ઉપયુક્ત છે

પરંતુ બાસવેલ કે જેણે અંગ્રેજી ભાષાની અંદર ઉત્તમોત્તમ જીવનચરિત્ર લખ્યુ છે તેણે આ કાયદાના નિયમનું ઉલ્લંઘન કર્યું છે ડૉ જોનસન જેના જેવા બુદ્ધિમાન મનુષ્ય પૃથ્વીમા વિરલ હશે તે આ શોભારૂપી યુવાન જેનાથી મદદ મેળવવાને ભાગ્યશાળી થયો હતો તે જીવનચરિત્ર (Boswell) નો મુખ્ય ગુણ પ્રમાણિક કૂતરાનો હતો Whose chief virtue was that of a faithful hound જો સમના પાછળ કુતરાની માફક લગભગ વીશ વર્ષ જોડ

વેન તેની સાથેજ રહ્યા અને જે જે જે અન કહેતો અગર કરતો તે તેની નોધ શુકની અ ર લખી લેતો બૉસવેલના પુસ્તકની ખરી ખુબી એ છે કે તેમા જે મનના સાહિત્યબાબતના વિચારોનુ સારી રીતે સ્પષ્ટીકરણ કરવામા આ યુ છે અને તેથીજ પુસ્તકનુ લખાણુ થયેલુ છે જીવનચરિત્રોના નિયમોનું ઉલ્લ ઘન કર્યું છે તે છતા જીવન ચરિત્રના મૂળ સિદ્ધાંત નાયકને આદર્શ તરીકે મુકવામા આવેલ સ રી રીતે ફતેહમ ની થયો છે

આવી રીતે અસખ્ય ગુણો ચારિત્રકરને ઉપયોગી છે અને તેને પાળવાથીજ માન તે વિજયી બનેછે ટુકમા સર સીડનીલીના શબ્દ મા કહીએ તો ' It is more worl a day counsel to bid the biographer avoid unfit themes and to treat fit themes with scrupulous accuracy with per fect frankness with discriminat ting sympathy and resalute brevity અથાત્ ચારિત્ર્યકરે યોગ્ય વિ ષયો નિષ્પક્ષપણે ડહાપણયુક્ત સહાનુ ભૂતિથી તેમજ બને તેટલા ટુકાણથી બરાબર યોગ્યરીતે પરિપાલન કરવુ જોઇએ

---

# મધુયામિની



(મારા તનમા મનમા—એ લય)

આ કુસુમ મધુર પરિમલયુત
પવન મ નહે છે,
સજીને ગગન શિતલ ચિથ—
ધીરેથી ઉતરે છે— આ૦

વિરલ વિમલ ઘન ઉપરે
હિમકણુસમ ખચિત તરે
ગ ગતિસમ મદ સરે,
અનિલ ઉર ધરે છે— આ કુસુમ

આમ્રરાજીમાહિ ગા
કોકિલા બનીને ભાન
કરતા સુખ સુણિને કાન
બાલ મુતિ નહે છે— આ કસુમ

બાલકવિ —અમનગર

---

મે ટ્રલ હિ દુ કાનેજ મેગેઝીનના જાનુઆરી ૧૯૧૮ ના અકમા The funda mental principles of biography આવેલ લેખનો અનુવા

# યોગિની હરીકુંવરીબાઈ

લેખક—શ્રી. માણેકભાઈ મહાનજી કવિ,
( સંસ્થાપક શ્રીસુબોધિની સભા—રાજકોટ )

આ વિદુષી આર્યાનો જન્મ કાશીનિવાસી વડનગરા નાગર બ્રાહ્મણ રામેશ્વર ભટ્ટને ઘેર વિ. સં. ૧૮૮૩ના કાર્તિકવદિ છઠ્ઠ ગુરુવારે તેમને મોશાળ ભરતપુરમાં થયો હતો. એઓ વેદાંત વૈદક અને જ્યોતિષમાં કુશળ હોવાથી મહાત્મા કહેવાતા. આજીવિકા અર્થે બીજો ઉદ્યોગ ન કરતા વિદ્યાર્થીઓને દ્રવ્ય લીધાવગર ભણાવતા ગરીબોને મફત દવા આપતા તથા જિજ્ઞાસુઓને નિત્ય રાત્રિએ કથા સંભળાવતા તેથી લોકોમાં તેની સારી પ્રતિષ્ઠા હતી. એટલુંજ નહિપણ સુજ્ઞજનો તેમનો શાંત તથા ઉદાર સ્વભાવ જોઇ માન પૂજન કરતા તેથી તેમનો વ્યવહાર ચાલતો હતો.

હરિકુંવરીનો જન્મ થયા પછી તેઓ કાશી આવ્યા. અહીં કેટલોક સમય રહી કલકત્તે ગયા. આ વેળા હરિકુંવરીના માતુશ્રી તેમને સાડાચાર વર્ષનાં મૂકી ગત થતાં કુશળ ધાત્રીના હાથે તેમનું પાલન થયું અને એ સમયથીજ વિદ્વાન્ પિતાના વિશેષ સત્સંગનો લાભ મળ્યો. રાત્રે નિત્ય કથા થાય ત્યારે નિદ્રાવશ ન થતાં શ્રવણમાં એમે પિતાજી ઉપનિષદ્, ગીતા તથા સ્તોત્રોના જે પાઠ કરે તે સાંભળી કંઠસ્થ કરી લે ને તે સાથે ધારણાશક્તિથી ગીત કીર્તન ગાય. એમ કરતાં સંસ્કૃતનું જ્ઞાન થયું અને બંગાળી તો તે પહેલાં દેશભાષાને રીતે શીખી ગયા. આ સઘળું જોઈ તેની ધાત્રી ખુશી થવાને બદલે કહેતી કે દીકરીની જાત ભણે તે સારૂં નહિ! તેથી પુસ્તકને દૂર મુકી તેની પાસે ભરત સીવણ શીખે. પણ અંતરમાં વિદ્યાપ્રીતિ દૃઢ હોવાથી સ્વાભાવિક પણે અભ્યાસ વધતો ચાલ્યો.

બાર વરસની વયેજ તેમનું શરીર સ્થૂળ ગૌરવર્ણ સુધારણ કર્યું તથા સાધુ લાગતું. તેમજ મુખ ગોળ અને ચળકતાં નેત્ર ચહેરાની કાંતિમાં વૃદ્ધિ કરતા હતાં. આ સમયે જામનગરના ગોસ્વામીશ્રી બાળકૃષ્ણ ગાદીએ કલકત્તે પધારતાં તેમની પાસે કંઠી બંધાવી બ્રહ્મસમર્પણ લીધું, પણ અંતરમાં રામભક્તિ વિશેષ હોવાથી રામાયણનો અભ્યાસ આદર્યો અને તેના અર્થ બહુ સારી રીતે કરવા લાગ્યાં. તેમ જ શિવકવચ અને શિવસ્તોત્રનો પાઠ દરરોજ કરતા હતા. હરસ્વરૂપ પિતાજીમાં ભક્તિભાવવડે તન્મય હોવાથી જ એમનું નામ હરિકુંવરી છતાં પિતા તેમને મનમનબાઇ કહેવા લાગ્યા. તે જોઇ કેટલાક કાશીવાસી સંબંધીજનો પણ તેમને એજ નામથી બોલાવતા હતા. ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।
મામેવૈષ્યસિ સત્યં તે, પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥

દશ વર્ષની વયે પરણી સાસરે ગયાં ત્યાં પોતાના સદ્વર્તનથી સર્વનો પ્રેમ સંપાદન

કર્યો તેમાં નણ્ ને એટલે ભાવ કે પ્રભાતે ઉઠી પ્રથમ એમનુજ મુખ જોવું આમ ને વર્ષ વિતાવ્યા પતિ સ્વર્ગવાસી થયા અને થોડી મુદતમાં તેમના એક બંધુ પણ ગુજરી ગયા સાસુએ પુનમરણ પછી પુત્રીને વારસ બનાવી વિધવા વહુના ઘરેણા લુગડા લઇ લીધા અને પીયરે જતીવેળા શરીરપર જે બે ઘરેણા હતા તે પણ માગી લઇ એકજ વસ્ત્રસાથે વિદાય કર્યા।

પિતાને ઘેર જઇ તેમણે તેમની સાથે યાત્રાએ જવાનું પ્રયાણ કર્યું આ સઘળી યાત્રા પાચારી એટલે પગે ચાલી કરવાની હતી કાશીથી મથુરા ત્યાંથી ગોકુળ-વૃંદાવન દ્વારકાજી તથા ભરતપુર થઇ કુંભના મેળામાં હરદ્વાર આવ્યા (સંવત્ ૧૯૦૦) આ મેળા સંઘમાં એક સમાન વયની બાળવિધવાનો મેળાપ થયો બન્ને જણીઓ એકલી પડે ત્યારે પોતાના બગડી ગયેલા સંસારની વાતો કરે મથુરામાં તેણે સાંભળ્યું કે અહીં એક સાધુ છે તે રુપિયો ભેટ લઇ મરી ગયેલા માણસનું દર્શન કરાવેછે। આ વાત સ્મરણમાં રાખી બંને નારાયણથી પાછા ફરતા મથુરા મુકામે પેલા સાધુને મળવા ઠરાવ કર્યો હરિકુવરીને પોતાના ભાઇઉપર ઘણો પ્રેમ હોવાથી તેને જોવાની અને પેલી વિધવાબાઇએ પોતાના પતિનું મુખ જોવાની ઇચ્છા જણાવી

રામેશ્વરભટ્ટ બહારથી આવી ઓટલામાં આસને બેઠા હતા તેણે બન્ને બાઇઓને પાસે બોલાવી કહ્યું તમે ભગવદ્ગીતા ભણ્યા છો, તો કહો જોઇએ તેના બીજા અધ્યાયના અગિયારમા શ્લોકમાં શું કહ્યું છે?

અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।
ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પંડિતાઃ ॥

ગઈ વસ્તુનો શોક કરવો એનાજેવી કોઇ પણ શોચનીય બાબત નથી મરણ તેનજ થાય કે આત્મા અમર છે પોતાને હાથે જે પંચમહાભૂતના શરીરને બાળી નાખ્યું તેને પાછું ફરીથી કોણ બતાવી આપે? ને તે વળી પૈસા લઇને। માટે આવા વ્યર્થ વિચારમાં વખત ખોઈ શોક કરવો એ તમારા જેવા સમજુને ઘટે નહિ

પિતાજીના આ શબ્દો સાંભળી બેઉ શરમાઇ ગયા ને પછીથી નિત્ય આત્મવિચાર જપ તથા શાસ્ત્રના વિચારમાંજ રહેવા લાગ્યા હરદ્વારનો મેળો કરી નરનારાયણ તથા કેદારનાથ થઇ ગંગોત્રીસુધી ઉત્તરખંડની પ્રવાસ કર્યો કેટલીકવાર યાત્રામાં અરણ્ય માર્ગ માંજે ઉઠાડી પગે ચાલવું પડતું કુરુક્ષેત્રની યાત્રા કરી જયપુર ગયા ત્યાંથી પુષ્કરજી થઇ નાથદ્વારે અને ત્યાંથી મથુરા વનયાત્રા કરી કાશી આવ્યા કાશીમાં થોડી મુદત રોકાઇ પગપાળી જગદીશની યાત્રા કરી જગન્નાથ પુરીથી વૈદ્યનાથ તથા ગયાજી થઇ પાછા કાશી આવ્યા અહીં એમના પિતાશ્રીના ગુરુસ્વામીશ્રી સચ્ચિદાનંદ સરસ્વતી આનંદગુહા નામની ગંભીર જગ્યામાં રહેતા હતા પિતા પુત્રીએ ત્યાંજ નિવાસ કર્યો ને નિરંતર ઇશ્વરઆરાધનમાંજ રહેવા માંડ્યું કોઇનો આશ્રય નહિ છતાં યથાશક્તિ તેઓ સંત સાધુનો સત્કાર કરતા તથા સદ્ગુરુના મુખ ભંડારમાંથી શાસ્ત્રાવલોકન કરતા આગળ

ગીતા ગમગીતા ગુરૂગીતા અવધૂતગીતા શિવગીતા ગીતોપિ ઉપનિષ ગ્રસ ૫ચાધ્યાયી ભગવતી અને રામાયણવગેરે પિતાજીપાસેથી ભણ્યા યોગવાસિષ્ઠનુ શ્રવણ મનન કર્યું તેક અને યોગના ગ્રથો જોયા તથા સ્તોત્રત્રય અને મંત્રતંત્રના ગ્રંથો વિચારવામા આગળ વધ્યા

સવત્ ૧૯૨૨મા એમના પિતાશ્રીએ વિ દ્વત્સન્યાસ ધારણ કર્યો બા મે વર્ષ સત્તા વનનો મોટો રાગચો જાગતા બીમાને લીધે સવેને ગામમા જવાની જરૂર પડી ત્યારે તેઓ પણ રામઘાટ જઇ રહ્યા સવત્ ૧૯૩૭ મા રામેશ્વર ભટ્ટ વિદેહમુક્તિને પામ્યા એમનુ સન્યાસ આશ્રમનુ નામ બ્રહ્માનંદ સરસ્વતીપામામા આવ્યુ હતુ આ વેળા ટિ કુવરીબાઇનુ વય ચોત્રિશ વર્ષ હતુ હવે તો સહુ તેને માજી મહારાજ કહેવા લાગ્યા બનેલો ક્ષાન પ ના એને આનદવુ મા એકના રહેવા લાગ્યા ભોજનના અભાવે કેટલીકવાર સાથવો તથા કદમૂળ ખાઇ નિવાહ ચલાવતા તથા ગુફામા રહેતા ગખવાનુ કામ જાતેજ કરતા કેટલીક મુદ્દત બાદ ફરી જાત્રાએ ગયાં ત્યારે નિર્જન સ્થાનમાં હિ મતથી એકલા રહેતા અને શાસ્ત્રાભ્યાસ ભ જન તથા જપતપનો આનંદ અનુભવતા હતા

આર્યસમાજના સ્થાપક સ્વામિશ્રી દયાનંદ સરસ્વતી એમને ગાર્ગીમાતા કહી બોલાવતા અને એમની વિદ્વત્તા તથા અનુભવન માટે પ્રસન્નતા બતાવતા હતા માજી મહારાજની કીર્તિ ઉદેપુરના મહારાણાએ સાભળી પોતે તેમનો

સત્સમાગમ લેવા તથા જનાનામા રાણીને તેમનુ દર્શન કરાવવા ઇચ્છા થતા ઉદેપુર તેડાવ્યા ત્યા વીશ દિવસ સર્વને ઉપદેશ તથા જ્ઞાનલાભ આપ્યો

થિયોસોફિકલ સોસાયટીના સ્થાપક વિદુષી મા મ બ્લાવાટસ્કિ અને કર્નલ આલ્કોટ જ્યારે હિંદમા આવ્યાં ત્યારે સ્વામીશ્રી દયાનંદસરસ્વતી તેમની સાથે હતા આ ત્રિપુ ટીનો કાશી મુકામ થતા મેડમે સ્વામીશ્રીને કહ્યુ કે વિદ્વાન પંડિત અને મહાત્માઓ તો ઘણા જોયા પરંતુ સ્ત્રીશરીરમા તેવુ કઇ જણાયુ નથી આ ઉપરથી સ્વામીશ્રીએ તે ઓને આનંદવુ મા માજીના દર્શન કરાવતા તેને પૂર્ણ સંતોષ થયો (સવત્ ૧૯૩૩) ત્યાર પછી ઘણીવાર એમનુ ત્યાં આગમન થતા દરેક વેળા તેમના જ્ઞાનનો લાભ લીધાસિવાય રહેતાનહિ મીસીસ અનીબિસન્ટ તથા મીસમૂનર ઉપરાત બગાળાના વિદ્વાનો તેમને મળી શાસ્ત્રશ્રવણ કરતા તેમા કેટલાક શ્રીમતો સેવાસત્કાર કરવાને અહોભાગ્ય સમજતા

સવત્ ૧૯૪૫ મા ડાકોર નર્મદા દ્વારકા ગિરનાર સુદામાપુરી નારાયણસરોવરવગેરે ગુજરાત કાઠિયાવાડની યાત્રા પરિપૂર્ણ કરી મુબઇ આવ્યા ત્યારે આ દશ દિવસ નિત્ય શાસ્ત્રચર્ચા કરતા અને પ્રસગોપાત્ત જુદા જુદા મનુષ્યો જે જે પ્રશ્નો પૂછે તેનુ સમાધાન કરતા ગહન વિષયોમાની ઝીણી બાબતો સ રળતાથી સમજાવતા આ પ્રસંગે કેટલાકના કલાક નીકળી જતા તે શ્રવણનો લાભ એ મણે સ્વેચ્છી શ્રીરામગીતા ભાષાનુવાદન પ્ર કાશક વગેરે વાચી મુગ્ધ જિજ્ઞાસુઓ બહુ ઉત્સાહ

પૂર્વક લેતા એ પુસ્તકમા માજી મહારાજે જે વિદ્વત્તા તથા અનુભવયુક્ત વિવેચન કર્યું છે તે અદ્યાપિ વખણાય છે સુપ્રસિદ્ધ સુધારક અને સેવાસદનના સ્થાપક સદ્ગત મલબારીએ પોતાના ઇંડિયન સ્પેક્ટેટર પત્રમા તેમજ સુદર્શનના વિદ્વાન તંત્રી સદ્ગત મણિભાઈએ વિવેચન કરતા પૂર્ણ સતોષ, દર્શાવ્યો હતો એટલુજ નહિ પણ તેના પ્રકાશકની સાહિત્ય સેવામાટે સારા શબ્દોમા પોતાનો અભિપ્રાય આપ્યો હતો

માજી મહારાજની માતૃભાષા ગુજરાતી હતી પરતુ હિંદી વ્રજ અને બગાળી ભાષા, તે પ્રાતમા વિશેષ રહેવું થતા સ્વભાષા જેવી જ સરળ થઇ હતી સિવાય સસ્કૃત તથા મરાઠી ભાષા નિસના અભ્યાસથી એવી સુગમ હતી કે તેના પ્રત્યેક શબ્દો શુદ્ધ તથા સ્પષ્ટપણે ઉચ્ચારતાં શ્રોતાજનોનુ આકર્ષણ થતું હતું

આસન સ્થિર છતા ચાલવાની ટેવને લીધે શરીરમા સ્ફૂર્તિ સ્વાભાવિક હતી સર્વ વ્યવહાર કરકસરથી ચલાવતા તેથી કોઇ વાતનો તોટો આવતો નહિ આહાર નિત્ય અલ્પ અને નિયમસર તેથી-જપમાળા વખત હાથમા રહેતો પાછલી રાત્રે નિત્ય ત્રણ વાગે ઉઠી ત્રણ કલાક ધ્યાનમાટે ગુફામા બેસે છ થી આઠ વાગ્યાસુધી બે કલાક સ્તોત્રપાઠ કરે ત્યારબાદ ભોજનકાર્યથી પરવારી અગિયાર વાગે ગ્રથવાચન શરૂ કરે સાજે પ્રાય બાગમાં પાઠી જિજ્ઞાસુઓને સુબોધક વાતો કહે અને વચ્ચે કોઇ શાંકાજગડ લાવે તો તેને સલાહ આપી સમાધાન કરે

સવત ૧૯૪૮ મા કલકત્તાના પ્રસિદ્ધ બાબુ કાલીચરણે આમત્રણ કરી પોતાને ત્યા ઉપદેશ અર્થે તેડાવ્યા તેઓ માજીપ્રત્યે શુદ્ધભક્તિ રાખી સારી સેવા કરતા તેમજ બુરહાનપુરના શ્રીમત વર્મન શ્યામચરણ ભટ્ વાનપ્રસ્થ કાઇઃબાર વર્ષ આ મહાનુભાવ પાસે આવી રહ્યા હતા સિવાય આસપાસના લોકોમાં એવી શ્રદ્ધા ભક્તિ હતી કે સર્વે તેમને દેવીસ્વરૂપ માનતા

ઇશ્વરમા આસ્થા અને અતઃકરણમાં એટલી સહનશીલતા કે વૃદ્ધાવસ્થા ને જીર્ણજ્વરની બિમારી છતા એ વાતની કોઇને ખબર પડી નહિ ને એ દૈવી વિભૂતિની પ્રતિમાએ નિત્યની આનદમય સ્થિતિમાજ ૭૧ વર્ષની વયે સવત ૧૯૫૪ મા દેહત્યાગ કર્યો

(દોહરા)

પરમ પવિત્ર ચરિત્રથી પ્રગટે બુદ્ધિ પ્રભાવ
વાગી ચિત્ત વિચારિયે એ લાખેણો લ્હાવ ૧
બહુ રત્નાનિ વસુધરા, કેવા કેવા રત્ન
દર્શાવે દૃષ્ટાંત આ, કરવા ઉડા યત્ન ૨
ચળ ચળ પામર પથરા વિરલા હીરા હેમ
યત્ન કરે "શા ના બને અતરમા દૃઢ પ્રેમ ૩
નિંદે નારિ શરીરને, પોતે નિત્ય પાત્ર
આર્ય અબળા ઇશ્વરી, વેદ વચન સાક્ષાત ૪
હરિકુંવરી જેવા બને સુઘડ સર્વ સતાન
કાન માન ભોળા વધે શોભે હિંદુસ્થાન ૫

---

# જાદુઈ ઘોડો

લેખક—શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યા-જુનાગઢ



પ્રાચીન કાળમાં ઇરાનમાં એક શાહ રાજ્ય કરતા હતા. તેમના કારીગરો જે કાંઇ નવાઇની ચીજો બનાવે કે નવા નવા શોધ કરે તે નવા વર્ષને દિવસે દરબારમાં બધાએ શાહને બતાવવા લાવતા. તે જોવામાટે લોકોની મ્હોટી ભીડ ભેગી થતી અને જે માણસની કારીગરી વખાણાતી તેને મ્હોટું ઇનામ શાહતરફથી આપવામાં આવતું હતું.

આવા એક દિવસે શાહે દરબાર ભર્યો હતો. સર્વ કારીગરો પોતાની બનાવેલી ચીજો બતાવી રહ્યા તે પછી કેટલાકને ઇનામ દેવાયાં. શાહ પોતે સાંજ પડવા આવેલી હોવાથી દરબારમાંથી ઉઠીને પોતાના મહેલમાં જવાની તૈયારી કરતા હતા તથા સર્વ અમીર ઉમરાવો અને લોકો પોતપોતાને મકાને જવાને પાછા ફરતા હતા એટલામાં એક માણસ લાકડાનો ઘોડો પોતાની સાથે લઇને રાજાની પાસે આવીને ઉભો રહ્યો. તે ઘોડાનો ઘાટ, તેનો રંગ, તેનો દેખાવ વગેરે જોઇને ઘણા તો તેને જીવતો ઘોડોજ માનવા લાગ્યા અને તેની કારીગરીનાં વખાણ માહોમાંહે કરવા લાગ્યા. શાહને પણ તે કામ ઘણું સરસ જણાયું તેથી તેમણે તેને માટે પેલા કારીગરને શાબાશી આપી. તે ઘોડાને લગામ વગેરે ચઢાવેલ હતું. તે તેનાઉપર બેસવાનો સામાન પણ બરાબર ગોઠવેલો હતો. તેની ગરદનઉપરના વાળ હવામાં ફરફરતા હતા અને તેની આંખોમાંથી પણ એવુંજ તેજ નીકળતું હતું કે જાણે ખરેખર તે હમણાંજ ખોંખારી ઉઠશે એમ સર્વ કોઇને લાગતું. શાહે તે માણસને કહ્યું કે ત્હારૂં કામ જોઇ હું ખુશી થયોછું પણ આવો ઘોડો તો બીજો કોઇપણ ન બનાવી શકે એમ નથી. જો મ્હારા કારીગરોને તે કામ સોંપું તો ત્હારા ઘોડાથી વધારે સુશોભિત ઘોડો બનાવી આપે માટે તને કાંઇ હું ખાસ ઇનામ આપી શકતો નથી. આ સાંભળી પેલા કારીગરે અરજ કરી કે — નામદાર સાહેબ મ્હારો ઘોડો દેખાવમાં જીવતા ઘોડાજેવો આપને લાગે છે તેટલોજ ગુણ તેનામાં નથી પણ જીવતા ઘોડાઓકરતાં પણ તેનામાં એક અતિશય નવાઇની શક્તિ છે, અને તે એ છે કે એના ઉપર બેસનાર માણસ જ્યાં ચહાય ત્યાં ઉડીને જઇ શકે છે. આ વાત સાંભળતાં શાહને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તેની સાબિતી કર્યાવિના તે ખરૂં હશે એવી ખાત્રી થઇ શકે એવી ન હતી તેથી તેમણે તે બનાવનારને કહ્યું કે ત્હારી વાત સાચી ત્યારે મનાય કે જ્યારે તું તેઉપર બેસીને હું કહું ત્યાં જઇ આવે તથા નિશાની લઇ આવે. પેલા

માણસે તેમ કરવાની હા પાડી તે સાંભળી તમામ લોક સ્તબ્ધ થઈ ગયા અને હવે શું થાયછે તે જોવામાટે આંખો ફાડીને તેની તરફજ નિહાળી રહ્યા બાદશાહે તે માણસને સામેનો એક ઉચો ડુંગર આંગળીની ઇશારતથી બતાવ્યો અને તેના ઉપર જઇને ત્યાં ઉગેલા તાડના ઝાડની એક ડાળી તોડી લાવવા કહ્યું તે માણસે તે તરતજ કબુલ કર્યું અને પોતે ઘોડાઉપર સ્વાર થઈ ગયો પગ બરાબર પેગડામા રાખીને તેણે ઘોડાની ગરદન ને ડુંગર ભણી ફેરવી તથા તેની અંદરની એક કળ દબાવી તેની સાથેજ ઘોડો હવામા અધર ઉડયો અને જોતાજોતામા તો એ ઘોડાઉપરનો માણસ છેક ઝીણી સમળી જેવો આકાશમા જણાવા લાગ્યો લોકો બધા તેની તરફ ઉંચી ડોક કરીને તાકીને જોઈ રહ્યા થોડીવારે તો તે તદન દેખાતો પણ બંધ થયો પણ પાંચે મિનિટમાં પાછો તે ડુંગરઉપરથી પોતાના ભણી આવતો દેખાયો ને દશ મિનિટ થઇ તે વામા તો ખરરર કરતો હવામાજ પોતાની પાસે નીચે ઉતરતો જણાયો ને ભોંય ઉપર ઘોડાના પગ પડતાજ તે માણસે નીચે ઉતરીને બાદશાહને સલામ કરી ને તેમના પગઆગળ તાડની એક ડાળી તરત કાપી આણેલી રજુ કરી બાદશાહે તે હાથમા લઇને પોતાની આશ્ચર્યભરેલી નજર તે માણસના ભણી કરી

બાદશાહની હવે ખાત્રી તો થઇ કે આ ઘોડામા જે અજાયબજેવો ગુણ છે તેવો બીજા કોઇનામા પણ આજસુધી પોતે જોયો નથી તેમને એવુ રત્ન ખરીદી લેવાની પણ સ્વાભાવિક ઇચ્છા થઇ તેથી તેઓએ આ કારીગરને કહ્યું કે ત્હારે આની શી કિંમત લેવી છે? તું જાણે છે કે મ્હારી પાસે મ્હોટુ રાજપાટ અને અખૂટ દ્રવ્ય છે માટે તને ગમે તે માગ કારીગરે હાથ જોડી અરજ કરી કે–

ગરીબપરવર મ્હે એ ઘોડો પૈસા આપીને લીધો નથી અને જેની પાસેથી મ્હે લીધો છે તેણે પણ મને એવી શરતે આપ્યો છે કે મ્હારે તે નાણામાટે વેચવો નહિ આ સાંભળી બાદશાહનો વિસ્મય વધવા લાગ્યો તેથી તેમણે તેનુ મૂલ્ય બીજા કે રૂપમા લેવાનું હોય તે રૂપમા જણાવવા હુકમ કર્યો તે ઉપરથી કારીગર ઘુંટણે પડીને કહેવા લાગ્યો કે– ખુદાવિંદ ગુન્હો માફ કરવાની શરતે હું કહેવાની રજા લઉ છુ કે આ ઘોડો બનાવનારને મ્હે મ્હારી પુત્રી આપેલી છે અને મ્હારી પાસેથી પણ જેને તે લેવો હોય તેની પુત્રીનુ હું માગુ કરૂ છુ

આ સાંભળીને રાજાને એટલો ક્રોધ ચઢ્યો કે તેનું મ્હો લાલચોળ થઇ ગયુ તેની આંખોમાથી જાણે લોહીજ વરસતું હોય એવી તે લાલચોળ દેખાવા લાગી આવો હલકો માણસ ઇરાનના શાહ જેવા ઉત્તમ કુળના રાજાની કુંવરીના હાથની માગણી કરતા જરા લજવાય પણ નહિ એ પ્રથમ તો એમનાથી માનીજ શકાયુ નહિ પણ જ્યારે તેઓએ જોયુ કે તે માણસ પોતાની રૈયત નથી અને કેટલેક જંગલી જેવો પણ છે ત્યારે તેમનો ગુસ્સો જરા નરમ પડયો પણ તેમની પાસે ઉભેલા તેમના કુમારનો ક્રોધ તો હજી પણ જેવોને તેવોજ ઉગ્ર હતો તેણે પોતાના

પુરૂષને આટલી મોડી રાતે અણુચિત તો આમાંને બેઠેલો જોઇ તે ગભરાઇ જાત ને બુમ પાડી બધાને જગાડી દેત પણ તેણે તેવું કર્યું નહિ તેને જણાયું કે આવનાર પુરૂષ કંઇ ચોરજેવો, કરૂ આકૃતિનો નહતો પણ રાજકુંવરની પોશાકમા સુંદર સ્વરૂપ ધારણ કરનાર કોઇ યુવક હતો તેથી તેપણ ધીમે ધીમે ઉઠી અને કુંવરે નીચા વળીને સલામ કરી આવી રીતે વગર પરવાનગીએ અડચણ કરવામાટે માફી માગી તથા પોતે કોણ હતો ને ક્યાંથી અણધાર્યો અહીંઆ પોતાના જાદુઇ ઘોડાઉપર બેશીને મહેલની અગાસીમા હમણાંજ કેવીરીતે આવી પહોચ્યો હતો તે તમામ જણાવ્યું પોતે કોઈને ઓળખતો ન હતો તેથી રાતે માત્ર ઉતારાનીજ અરજ કરી એ યુવતીને આશ્ચર્ય નો લાગ્યું પણ તેનુ બોલવું ખરૂં જણાયું તેથી સવારે તે અદભુત ઘોડો જોવાનો વિચાર કરતી કરતી ઉઠીને હળવે રહીને ઇશારો કરી તેને પોતાની સાથે એક બીજા ભવ્ય દીવાનખાનામા લઇ ગઇ ત્યાં પ્રકાશ એવો તો જોરથી પડતો હતો કે બંને એક બીજાનું સ્વરૂપ સારી રીતે જોઇ શક્યા તે બંનેના મનમા પ્રીતિનો ઉભળકો ઉભરાઇ આવ્યો

તે યુવતીએ કહ્યું કે "આપ હમણાં તો ઘણા થાકેલા છો તેથી આપની અદ્ભુત કથા મને કાલ શ્રવણ કરાવજો હાલ હું આપને માટે કંઇક ભોજન મંગાવું છું તે સ્વીકારીને પછી આરામ લેશો એમ કહીને તેણે પોતાની વિશ્વાસુ દાસીઓને જગાડી કુમારને જમવામાટે સર્વ તૈયારી કરાવી ભોજન લીધાબાદ કુમાર પોતાનેમાટે ઠરાવેલા ઉતારામાં નિદ્રાવશ થઇ ગયો

સવારે ઉઠ્યાબાદ તેણે દાસીઓસાથે કહાવ્યું કે પોતે સલામે આવવા માગેછે તેના જવાબમા તેને તે બોલાવવામા આવ્યો ને તેણે જઇને જોયું તો તેનો સત્કાર કરનાર કોઇ અપ્સરા હોય તેવી રૂપરૂપના ભંડાર હતી ને હમણાં તો તેણે કુમારને મળવાનું હોવાથી સોળે શૃંગાર ઘણીજ ખુબીથી ધારણ કર્યા હતા કુમારને દાસીઓદ્વારા ખબર પડી કે તે બંગાળાના નવાબની શાહજાદી હતી

વાત શરૂ થતાજ તેણે તે શાહજાદીનો ઉપકાર પોતાની સારી સરભરામાટે ખરા દીલથી જણાવ્યો તે સાભળી શાહજાદી જરા શરમાઇ ગઇ પણ તે કેવી રીતે અંધારી રાતે એકદમ એટલી ઉંચી અગાશીમા આવી ચઢ્યો તે જાણવાને પોતે ઘણી આતુર હતી તેથી તેણે તો પોતાની કથા કહી સભળાવવા અરજ કરી તે ઉપરથી રાજકુમારે પોતાના દેશમા બેસતા વર્ષની સાંજે જે જે બીના બની હતી તે કહી સભળાવી ઘોડાની આ અજાયબ શક્તિની વાત સાભળીને કુંવરીને પણ તે ઘોડો જોવાની ઇચ્છા થઇ તેથી તેને તથા સાથેની બીજી દાસીઓને લઇને અગાસીમા મૂકેલો તે ઘોડો તેણે સર્વેને બતાવ્યો કુંવરીને તેના ઉપર સ્વાભાવિકરીતે સદ્ભાવ ઉત્પન્ન થયાથી તેણે તેને પોતાના મેમાનતરીકે થોડા દિવસ રહેવાની વિનંતિ કરી તે કુંવરે સ્વીકારી અરસપરસ એકબીજાનું મન સમજી ગયેલા હોવાથી તેઓ એકબીજાસાથે વાતચીતમા તથા સંગીત શ્રવણ કરવામાં તથા નીચે બાગમાં

હરવા ફરવા જવામા ઘણો આનંદ માનતા કોઈવાર કુવર શિકારે પણ જઈ આવતો-આમ કેટના દિવસ ચાલ્યા પછી કુવરને પોતાના પિતાની ચિંતાતુર સ્થિતિ સાંભરી આવ્યાથી તેણે કુવરીપાસેથી રજા લઈને જઈ આવવાનો પોતાનો વિચાર જણા વ્યો પણ કુવરી તેનાવિના રહી શકે તેમ ન હતી વળી આવા આશ્ચર્યકારક ઘોડાપર બેસીને હવામા સ્વારી કરવાનું તેને પણ કુતુહલ ઉત્પન્ન થયુ હતુ તેથી કુવરે જ્યારે તેને પોતાની સાથે આવવાની અરજ કરી ત્યારે તેણે તે સ્વીકારી તેના માતપિતા કોઈ હયાત ન હોવાથી તેને કોનીં આજ્ઞા લેવાની હતીજ નહિ તેથી બીજે દિવસ રા જકાર્યનો બંદોબસ્ત થયા જવાની સઘ તૈયારી થઈ ગઈ એટલે બન્ને ઘોડે બેસી ગયા ને કુવરે ફરકી ફેરવી તેથી સાથેજ ઘોડો હવામા ઉડ્યો.

આવુ અપૂર્વ દર્શન થતાજ કુવરીના અવર્ણ્ય આનંદનો તો પારજ રહ્યો નહિ થોડા વખતમા તેઓ ઇરાન દેશની રાજ ધાનીની પાસે આવી પહોંચ્યા એટલે કુવરે શાહજાદીને કહ્યુ કે તમારો સત્કાર યોગ્ય રીતે થવો જોઈએ માટે તમે જો આ શહે રપાસે બ્હાર અમારો મહેલ છે તેના બગી ચામા જરાવાર રોકાઓ તો હુ જઈને મારા પિતાને તમારા આવવાની ખબર કરી આવુ ને તેઓ વાજતેગાજતે સ્વારી કરીને તમને અમારા મહેલમા પધરાવે કુવરીને તે રુચ્યુ તેથી તેણે તેમ કરવાની હા પાડી તે ઉપરથી કુવરે ઘોડો તે બાગમા ઉતાર્યો ને ત્યાંના નોકરો તેનુ આમ અણચિન્તવ્યુ આગમન જોઈ જેને ફરીથી જોવાની આશા રાખતા ન હતા તેને પ્રત્યક્ષ પોતાની પાસે ઉભેલો દેખી હર્ષમાં ઘેલા બની ગયા તેમના ઉપ ગીની પાસે કુવરીને મૂકીને તેની સર્વ સ ભાળ લેવાની ભલામણ કરી જાદુઈ ઘોડો પણ ત્યાજ રાખીને કુવર પાસેની પાયગામાથી એક બીજો ઘોડો મગાવી તેનાઉપર સ્વા ર થઈ પોતાના પિતાપાસે નગરમા જવા ની ચાલ્યો તેની રજા પણ તેણે સર્વ આરાધ મૂકીને લીધી હતી તેથી તેનુ આવુ અચિન્તિત દર્શન થતાજ આખા શહેરમા આનંદ ઉત્સવ વર્તી રહ્યો ઘેર ઘેર વધાઇની ખબરો પહોંચી ગઈ અને રાજદરબારમા પણ તે ખબર સ ત્વર થઈ હતી તેવામા કુવર પોતે જ પો તાના પિતા અમીરઉમરાવસહિત પોતાનીજ ચિન્તામા નિશ્વાસ નાખતા બેઠા હતા તેમની સમીપ જઈ પહોંચ્યો ને તે ઘોડાથી ઉતરીને પિતાપાસે આવી પગેલાગે તે પહેલા તો તે મણે દોડી આવી તેને છાતીસરસો દબાવી પ્રેમાશ્રુથી નવરાવી નાખ્યો આવી રીતે આગલા દિવસ વિયોગ ખમવાનું ભવીએ લલાટમા નખ્યુ હશે તે પણ મિ થ્યા કરે એવી વાતો કરતે તેના શરીર સ માચાર તેઓ પૂછતા હતા એટલે કુવરે નરમાશથી જણાવ્યુ કે કુવરીએ તેની પરોણાગત ઉલટથી કરી હતી તેને તે સાથેજ લાવેલો છે ને તેને નગરબહાર શાહીબગમા રાખીને પોતે આવેલો છે તો તેને યોગ્ય સન્માનસાથે શહેરમા તેડી લાવીએ તો સારૂ પિતાએ આ શુભ સમાચાર શ્રવણ કરતાંજ

આજ્ઞા આપી કે સ્વારીની સર્વ તૈયારી મગન ઉત્સવની પૂરી ધામધૂમ સાથે તુરત કરવી ને ઘેર ઘેર આન વતાવવો સાજે પોતે દરબાર ભરશે ને બનેના લગ્નનો દિવસ પણ ઠરાવશે

આ વેળા તેમને યાદ આવ્યુ કે જાદુઇ ઘોડો લાવનાર કારીગરને કેદમા પૂરેલો છે તે બિચારાને હવે વધારે વાર દુખ ન આપવુ જોઇએ કેમકે કુમાર ક્ષેમકુશળ પાછા આવી પહોચ્યા એટલે હવે કઇ ચિતાનુ કારણ રહ્યુ ન હતુ તેથી તેમણે તેને છૂટો કરી દેવાની આજ્ઞા કરી તે માણસ આટલા દિવસ પોતાના પર આની સખ્તાઇ વગરવાંક થયેલી જોઇને ગુસ્સાથી લાલપીળો થઇ ગયો હતો ને ક્યારે મ્હારૂ વેર લઉ એજ વિચાર રાત દિવસ તેના મનમા ઘોળાયા કરતો હતો તેથી કુવરના આવ્યાની વાત તેને કાને પડતાજ તે ચમક્યો ને ગામમા ફરતે ફરતે તેના જાણવામા આવ્યુ કે કુવર કોઇ કન્યાને લઇ આવેલ છે તેને તથા જાદુઇ ઘોડાને શહેરની બ્હારજ શાહીબાગમા મુકીને તે આવેલ છે તેથી આ લાગ પોતાના કામને બહુ ફાવતો આવી જશે એવો ખ્યાલ આવવાની સાથે તે દોડ્યો ને શહેરમાંથી સર્વ સ્વારી તો ઘણી મોડી આવે એમ હતુ તેથી પહેલો તેજ એ બાગમા જઇ પહોચ્યો ને ત્યા તેણે દાવડુ ચ્હેરો રાખીને બાગના ઉપરીને અરજ કરી કે--

બાદશાહ સાહેબ લગ્નની સર્વ તૈયારી કરીને ચકલાના ચોકમા બેઠા છે અને કુવરી સાહેબને લાવવા સારૂ તેણી જવા માટે મને આજ્ઞા કરી છે માટે મ્હારી સાથે તેમને આ ઘોડા ઉપર બેસાડો એટલે હુ ત્યા તેમને ઝટપટ લઇ જઉં બાગવાન જાણતો હતો કે કારીગર આજ સુધી કેદમા હતો પણ હવે તે છુટો થઇને આવ્યો ને જાદુઇ ઘોડો પણ પાછો આવ્યો ને કુવર પણ આવ્યા તેથી શાહ સાહેબની ઇતરાજી હવે તેના પર રહેલી ન જોઇએ ને એ ઘોડા ચલાવવાનુ કામ પણ તેનુજ હતુ તેથી તેને નક્કી શાહસાહેબે મોકલ્યો હશેજ એમ તેણે માન્યુ ઉપરીને ઘોડા અને કુવરની વાતની કંઇ ખબર ન હતી તેથી કુવરે કહ્યા પ્રમાણે કાંઇ મજુર થયુ ન હોય એમ ધારીને બાગવાનની સલાહપ્રમાણે તે બિચારી ચુપચુપ પેલા કારીગરની પાછળ સ્વાર થઇ ગઇ અને ક્ષણમાજ પોતાના પ્રિય રાજકુમારનુ પુનરપિ દર્શન થશે તથા સર્વ પોતાને અતિ સન્માનસાથે વધાવી લેશે એવી ઉમગભરી આશામા તણાતી તણાતી ક્યા લઇ જાય છે તેની ચિતા વિના એ કારીગર સાથે ઉડી ત્યારે શહેર આખુ ને ગામમહેલ આ ઘોડો ને ઘોડા આ ઘોડાને સ્વારીનો ઠાઠ સર્વ જોનારો અને નીચે પોતાના પ્રિય કુમારના દર્શન પણ થયા ત્યારે એણે ધાર્યું કે હવે તો ઘોડો નીચે ઉતરશે નગર લોકો તો આમ અણધાર્યો આ જાદુઇ ઘોડો દેખાવ જોઇ વિસ્મિત થઇ ગયા પણ કુવર તરત સમજી ગયો પોતાના હુકમ વિના આને એ લઇ જાને સ્વારીની સાથે લાવનાર બીજો કોઇ નહિ પણ તે કુલ્યા ।

# ચિત્તવૃત્તિવિજ્ઞાન શાસ્ત્ર

અનુવાદક—શ્રીયુત "અભ્યાસી"



## પ્રકરણ બીજું

### ચિત્તવૃત્તિના આવશ્યક અધિકરણો

(અનુસંધાન પૃ. ૨૨ થી)

(એ) આવા વિષયનું સ્પષ્ટીકરણ કરવા સંબંધી જે પ્રણાલિકા અદ્યાપિપર્યંત પ્રચલિત છે તેને અનુસરી ક્રમે સાદા અને સરળ વિભાગથી વિષયનો પ્રારંભ કરી ત્યારે કઠણ કે મિશ્રિત કિંવા ઓતપ્રોત થઈ વિષમ બનેલ વિભાગનું પછી ક્રમેક્રમે વર્ણન કરવું એ યોગ્ય છે તદનુસાર આપણે જોઈએ છીએ કે જીવનનો પ્રથમ અને સાદામાં સાદો મૂળ ભાગ કે અંશ આત્મા છે

આ માને સાદામાં સાદો મૂળ ભાગ કે અંશ કહેવો એ ખોટું નથી કેમકે એનાથી વધારે સરલ ભાગ કે અંશમાં તેનું પૃથક્કરણ જેમ થઈ શકે તેમ નથી તેમ દરેકાઇ મનુષ્યને તેનો સાક્ષાત્કાર પણ બીજી રીતે થઈ શકે તેવું કે વધારે સહેલાઈથી એ સંબંધી સમજ પાડી શકાય તેવું નથી આત્મા જ્યારે સ્વગાત્મા કે અંતરાત્મારીકે આ સંસાર કે જગતનું અવગાહન કે અનુભવ કરે છે ત્યારે જ્ઞાન, ઇચ્છા કે ક્રિયા એ ત્રણમાંથી ગમે તે એક સ્વરૂપ કે જેની સાથે તે નિરંતર સંયોગસંબંધ રહે છે તે દ્વારાજ એ કાર્ય સાધે છે પછી ભલે તે તે સાધનાસમયે એ સ્વરૂપ સંપૂર્ણ સુજ્ઞાન અર્ધજ્ઞાત કે અજ્ઞાત ગમેતે રીતે અવસ્થિત હોય. ત્રણ ત્રણમાંથી એક સ્વરૂપદ્વારાજ એ કાર્ય સાધી શકાય છે એટલુંજ કહેવાનું અત્રે તાત્પર્ય છે આ ત્રણે સ્વરૂપો બાહ્યસંસારસંબંધે તો એકબીજાથી ભિન્ન પાડી શકાય તેમ છે પરંતુ તે સ્વરૂપને આત્મા પોતાનાસંબંધે તો ગમેતો એક કે બીજી રીતે ઓળખીએ તો સઘળું સરખુંજ છે એટલે કે ઉપર કહેલ જ્ઞાન ઇચ્છા અને ક્રિયા સ્વરૂપને આત્માસાથે જોડી ગમે તે રીતે ઉદ્દેશીએ જેમકે આત્મજ્ઞાનને આત્મસંવિત્ કે આત્મભાન કહો આત્મઇચ્છાને આત્મકામના કે આત્મેચ્છા કહો કે, આત્મક્રિયાને આત્મવ્યાપારચેષ્ટા કહો તો તે બધું એ સરખીરીતે આ માનુષ કે આત્માના ત્રિધાસ્વરૂપસહિતનું ભાન કરાવે છે તે નિ-



યન" પણ 'મોહ' શબ્દનો પ્રયોગ કરી એક સ્થિતિ કલ્પે છે ખરા (ધાતુરૂપે તેનો અર્થ પણ 'અજ્ઞાતતા' છે) વ્યાવહારિકરીતે આ ઉદાસીનતા પણ એક ત્રીજી સ્થિતિ (સુખદુઃખમ્રતા જુદીજેવી લાગતી) રૂપે જો કે અનુભવાય છે પરંતુ સિદ્ધાંતતરીકે જોતા તેનું યથાર્થ પૃથક્કરણ કરીએ તો કોઈણ દષ્ટાંતમાં ભને ઘણા શેષભાગે પણ થાતો તે ઉદાસીનતનો સુખ કિંવા દુઃખ માંજ સમાસ થઈ શકે આ લેખના હેતુ માટે તેવા ત્રીજા વિભાગની આવશ્યકતા ગણી નથી તેનેમાટે તો સુખ અને દુઃખ એજ સ્થિતિ અસ્તિત્વ ભોગવેછે એટલુંજ બસ છે

ઉપર થોડા સમય પહેલા કહેવાઇ ગયુ છે કે સુખ અને દુઃખ આત્મા—અનાત્મા જેટલાંજ કદાચ પૃથક્કરણ થઇ શકવાને અશક્ય છે તો તેમ કહેવાનો હેતુ એક તદ્દન નિરાળી તકરાર તે નિમિત્તે ઉભી થતા અટકાવવાની છે જોકે તે તકરારને આ પ્રશ્નની આ સ્થિતિએ સબંધ છેજ નહિ તોપણ એટલું તો કહેવુ જોઇએ કે આત્માકરતા કાંઇક સરલ પણ વિશેષ સ્ફુટરીતે સુખ અને દુઃખ—સુખદુઃખના જોડનો વિભાગ પડાઇ શકાય તેવું છે ખરું અને એ બાબતની કાંઇ વિગત બતાવતું પત્રક આગળ જતાં આપવામાં આવશે વળી એ પણ સાથે સાથે અને કહેવું આવશ્યક છે કે એ વિષય પણ વાસ્તવિક રીતે અવીક્ષિત શબ્દનો છે (ચિત્તવૃત્તિ વિનાનશબ્દનો નથી)

ક્રમસર વર્ણન કરતા હવે બીજુ પગલુ એ છે કે સુખ (શબ્દ)મા આકર્ષણ પ્રેમ ચાહના વ્યાપે છે તો દુઃખમાં પ્રત્યાઘાત અપ્રેમ અરૂચિનો સમાસ થાય છે જે કાંઇ આત્માને સુખ ઉપજાવનારી થઈ પડે તેની સ્થિતિમાં મુકનાર કે લાવનારનું નામ ઇચ્છા વાસના આકર્ષણ ચાહના છે જેનો ભાવાર્થ એટલો કે તે વસ્તુપાસે નિકટ કે સમીપમાં રહેવાની મરજી તેની થાય છે તેથી વિરોધીસ્થિતિ દુઃખ ઉત્પન્ન કરનારસબંધે પ્રાપ્ત થાય છે જેને અરૂચિ પ્રત્યાઘાત અપ્રીતિ આદિ નામ અપાય છે અને તે વસ્તુથી તે (આત્મા) વધારે દૂર રહેવા માગેછે, ટુકામાં સામાન્ય શબ્દોમાં કહીએ તો જે સુખ આપે છે તેના તરફ પ્રીતિ ભાવ થાય છે અને દુઃખ આપે છે તેપ્રતિ અપ્રીતિભાવ થાયછે મતલબ સુખ આપનારની સમીપમાં રહેવું ગમે છે તેનાથી આકર્ષણ થાય છે તેને ભેટવાનુ ફાવે છે, જેથી ઉલટુ દુઃખ આપનારથી વેગળુ રહેવાનુ તેને અંધે કરવાનુ રૂચેછે હવે આ પ્રમાણે અન્ય વસ્તુ સાથે જોડાઇ જવાની ઇચ્છાનું નામ રાગ અને તેનાથી વિખૂટા પડવાની ઇચ્છાનું નામ દ્વેષ આપવામાં આવેછે સારાંશ રાગદ્વેષ એ બંને આત્માના સહગામિન નિરંતરના છે રાગદ્વેષને પરસ્પર રૂપ આપવાનો એટલે કે રાગમાંથી દ્વેષ અને દ્વેષમાંથી રાગ પ્રાદુર્ભાવ પામેછે એમ કહેવાનો અથવા તો તે બંને એકાગિ બંધધારક છે એ સિદ્ધાંત સ્થાપવાનો વખતોવખત પ્રયત્ન કરવામાં આવેછે પણ તે વૃથા છે એજ પ્રમાણે અનાદિ પરસ્પર વિરોધીજેવા અન્ય દ્વંદ્વ જેમકે તેજ અને તિમિર સુખ અને દુઃખ પાપ અને

પુદ્ગલ ઇત્યાદિને રૂપ આપવાના પ્રયાસો પણ વ્યર્થ છે આમ વખતોવખત પ્રયાસ કરવામાં એક ચોક્કસ સચાઇ છે કે તે સર્વ દ્રષ્ટા અપેક્ષાથી છે અથવા સાપેક્ષી એ લે કે એકબીજાઉપર આધાર રાખનાર છે એ વાત સાચી છે પણ બીજીતરફથી એવા સિદ્ધાન્તના આગ્રહ રાખવાવાળા શૂન્ય એમ કહેછે કે અનેક તે અનેક છે તે કદી એક થઇ શકે જ નહિ એ સિદ્ધ તેમના લક્ષબહાર જાયછે અને જો અનેકને એકમાં ઘટાવવા હોય તો બન્નેનો ત્યાગ કરવો આવશ્યક થઈ પડેછે

હા નિરંજન નિરાકાર નિર્ગુણ જે એક બ્રહ્મ પરમાત્મા છે તે પોતે સત્વનું અધિષ્ઠાન છે એ વાત યથાર્થ છે અને તે દૃષ્ટિએ તે આત્મા અનાત્માઆદિ સમન્વય સંબંધ ધરાવતા રહ્યા પણ પરંતુ નેતિ નેતિ ભાવે સાથે રહેછે એમ ગણાય અને તે પ્રમાણે તો ગતા પ્રકરણને અંતે જે જ્ઞાન ઈચ્છા અને ક્રિયાન્વિધાન્ત પો વપુવ્યા તે પણ સાથે સાથે રહેછે એમ કહેવામાં કશો વાંધો નથી અને એ દૃષ્ટિએ તો આ આખા બ્રહ્માંડમાં જે કાંઇ છે તે સર્વ સર્વમાં સર્વ વ્યાપકજ છે એમ ગણી શકાય જેથી પણ એકેનું કઇરીતે વર્ણન કરવાપણું છેજ નહિ આના દ્રષ્ટા અપેક્ષા આવતી છે એ યથાર્થતાને લઇને તો એકબીજામાં તેઓ નિરંતર પરિવર્તન પામે છે—એટલે કે તેજનું તિમિરમાં સુખનું દુઃખમાં રાગનું વિકાર કે દ્વેષમાં શુદ્ધનું અશુદ્ધમાં જન્મનું મરણ કે ત્યાગપ્રાપ્તિમાં સ્થૂલનું અસ્થૂલમાં પુન પુન વિનય અનંતકાળના ત થાય છે એ વાત જુદીજ છે

---

## છૂટવાવાળા કેમ છુટયા?

છુટવાવાળા એમ છુટયા

તરૂથી પુષ્પ પુષ્પથી ખુશબો જેમ થયાં વિખુટાં — ટેક
ગોળ ગગનથી સાગરમાં જેમ કૈ તે સુની મહેલ અટા
જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં છે જળ રૈનો વૃક્ષ ધરા — છુ૦ ૧
કંઇ દુનિયામાં ગયા સમાઇ એનાએ ન પતા
ફકત નજરપર મેજ જણાવછે અમર શીન સમતા — છુ૦ ૨
અંગ જેહ સમ થાતા તે પણ પોતે થતા ન હતા
શક્યા નહીં સ્થિતિ સભળી મૂકો અભિમાનતા — છુ૦ ૩
હાય જુવાની તથા જ(ા)રમની જે ધરતા મસ્તા
મિટ્ટીમાં મળીયા રે સનમ જળના પરપોટા — છુ૦ ૪
અશ્રુપાત અવરને આપી ઇ દમ જે હસતા
અમ સત્ય સમજી લે તે પણ ખાતા ગયા ખતા — છુ૦ ૫

કવિ અંબાશંકર હરિશંકર-વાકાનેર

વિચાર કર્યો નથી કે મારા ભાગ્યાકાશમાં માલવિકારૂપી ધૂમકેતુ થો । દહા ભાજ ઉ ય પામવાનો છે ધારાવતી તો એમજ સમઝ બેઠી છે કે રા ન અગ્નિમિત્ર મને કદિ ણુ છોડનાર નથી ને મારા સિવાય બીજી કોઇ પણ સ્ત્રીને કદિ ચાહનાર નથી। અરેરે સ રના સુદરી। તને રૂપમુગ્ધ પુરૂષોના ચ ચલ ચિત્તને અનુભવ લાગનેજ નથી નહિ તો સહેલાઇથી તું સમજી શકત કે રાજાના હ દયમા માલવિકાના મોહનું બીજારોપણ થયુ છે ને તેનું સત્વર વૃક્ષ ઉગી નીકળવાનું છે

એક દહાડો ધારાવતીએ અચાનક જોયુ કે રાજા ગુપ્તપણે ઉદ્યાનમાં માલવિકાસાથે વાર્તાલાપ કરેછે અને માલ વિકાપ્રતિ ન્પ દશાવે છે ત્યારે તેનો મિજાજ ચા પો જાય છે– માથુ ફરી જાય છે–ને ક્રોધમાને ક્રોધમા તે પગે ચગદાએલી નાગણીની પેઠે ફુ ફા । મારવા લાગે છે પોતાની કટિએથી કટિમેખના કાઢી ભાનીન બનેના રાજાને એની વિશ્વાસઘાતકતા માટે પ્રહાર કરવા તત્પર થઇ જાય છે કેવુ સુ ર દશ્ય છે। અહો। સરલતાનું કેવુ પરિણામ આવે છે। બસ અહીંથીજ ધારાવતીનુ પતન થાયછે હવે એ હતભાગિની કયા અ ધકારમા અદશ્ય થાય છે? તે આગળ કયાઇજ જ ણાતું નથી

**માલવિકા**—હવે આપણે આ નાટકની મુખ્ય નાયિકા માલવિકાનું ચરિત્ર જોઇએ માલવિકા એ મહાકવિ કાલિદાસની અદ્દ્ભુત બનાવટ છે એના જીવનમા જે બ યુ છે તે એટલુ તો સ્વાભાવિક છે કે માનવ જીવનમા એવુ ઘણે સ્થળે આપણે જોઇએ છીએ કાલિદાસે પોતાનાં તમામ નાટકોમા એ વાત દર્શાવીછે કે પવિત્ર પ્રેમનો રસ્તો કંટકથી ભરેલો અને વિષમ છે કહેવત છે કે—

' Loves course never runs smooth પરંતુ આ વાત સાબિત કરવા જતાં અભિજ્ઞાન શાકુતલ તથા વિ ક્રમોર્વશીમા કવિએ અનસર્ગિક વૃતા ત નો આશ્રય લીધો છે પણ માલ વિકાગ્નિમિત્ર માં તો જે જે લખ્યુ છે તે મનુષ્ય જીવનમા જે જે થતું જોયુ છે તેજ આલેખ્યુ છે તેની માલવિકાનુ ચરિત્ર આ દર્શ રૂપ અને મનોહર છે

પોતાના જ ધુની અભિલાષા હોવાથી એ ણે એવો અંદાજ લીધો હોવાથી માલવિકાએ બાલપણથી રાજા અગ્નિમિત્રની છબી પોતાના હૃદયમા કોતરી રાખેલી છે એણે મનમાં સંકલ્પ કરેલો છે કે ગમે તે આવે તો મરવુ પણ એકવાર વિદિશાના નૃપતિનાં દર્શન ક ર્યાં જ કરવાં આથી જ્યારે માધવસેન વિ દર્ભ થી નાશી જવાની વાત કહેછે ત્યારે મા લવિકા જરા પણ આનાકાની ન કરતાં ઉલ્લા સે વિદિશાતરફ જવા તૈયાર થાયછે બાળા માલવિકા એટલો પણ વિચાર કરતી નથી કે એ સ્થળ કેટલુ છેટુ છે? ને મારી ચાલવાની શક્તિ કેટલી છે? વળી રસ્તો કેટલો વિકટ છે? એ તો પોતાની ચિ આરાધ્ય મૂર્ત્તિનું–અ ગ્નિમિત્રની છબીનું ધ્યાન કરતી કરતી વિદર્ભ ભણી પ્રયાણ કરેછે ધ ય પ્રેમા અને ધ ય નારી માલવિકા। આવીજ નારીનાં હૃદયોનું વર્ણન કરતાં એક સ્થળે મહાકવિ લખે છે કે

સ્ત્રીઓના ૮ પો કુસુમોથી પણુ કેમળ હોવા છતા વજ્રથી પણુ કઠોર છે' ને તેથીજ સૂર્યતાપના સ્પર્શની બીકે જે રમણીએ અવગુંઠનવતી દેખાય છે તેજ રમણીએ સમય આવે હસતી હસતી અગ્નિપ્રવેશ કરેછે!! ને જે રમણીઓને કોમળચરણે દર્ભાંકુરો પણુ ખૂચતા હોયછે તેજ રમણીએ હૃદયમા પ્રગટેલે ઉત્સાહ પ્રગટતા કાકરા અને કટકવાળા અનેક ગિરિએ પણુ ઉલ્લઘી જાયછે શકુન્તલાના ચરિત્રમા આપણે એ જેયુ છે ને આ માલવિકાના ચરિત્રમા પણુ આપણે એવુજ જોઇએ છીએ માલવિકાનુ ચરિત્ર જેમ કલેશમય છે તેમ વિવિધ બનાવોથી ભરપૂર છે ને એ દરેક બનાવ આપણુને માલવિકાના જુદા જુદા ગુણોને પરિચય કરાવેછે કવિ માલવિકાને ભારતવર્ષના સમ્રાટની સમ્રાજ્ઞી બનાવનાર છે એવુ ઉચ્ચપદ મેળવનારી નારીમાં કેવા કેવા માનસિક ગુણો હોવા જોઇએ? એ ભિન્ન ભિન્ન ઘટનાઓ નસગે કવિ બતાવે છે વિવિધ સકટોમાથી માલવિકાને પસાર થવુ પડેછે ને એ દરેક પરીક્ષામા માલવિકા ઉત્તીર્ણ થાયછે આપણે એના સકટો દૂકામા જોઇએ રાજકુમારી રસ્તામા લૂગારાના હાથમાં સપડાયછે છતાપણ એ એ વાર પણ પોતાનો પરિચય આપતી નથી કેટલુ ધૈર્ય? તીક્ષ્ણબુદ્ધિમતી માલવિકા ઘણીજ ચતુરાઇ કરી લૂગારાના હાથમાથી છટકી જાય છે ને વીરસેનને આશ્રયે પહોચે છે પરતુ છતાપણુ આત્મપ્રકાશ કરતી નથી માલવિકા સમજે છે કે જો હુ કહીશ કે હુ રાજકુમારી છુ અને અગ્નિમિત્ર રાજાને પરણવાની અભિલાષા રાખી વિદિશા જવા નિકળેલ છુ તો મારી વાત કોઇ માનનાર નથી પણુ ઉલટી મને ગાડી ગણી જગત્ હસી કાઢનાર છે! આથી તે પોતાના પરિચયનો એક પણ શબ્દ બોલતી કહેતી નથી વળી વિદિશામા આવ્યાપછી પણુ એને કેટલુ કષ્ટ પડેછે! એ રાજપુત્રીને ભિક્ષુકની પુત્રીનીપેઠે પરિચારિકાવૃત્તિનો સ્વીકાર કરવો પડેછે! અને નૃત્યગાન શીખવા સારૂ ગણદાસને ત્યા શિષ્યા થઇ રહેવુ પડેછે! કેટલીક મહેનતે તે રાજાની નજરે પડેછે ને કેટલીકવાર તે રાજાને એકાંતમા પણ મળેછે છતા તે એકવાર પણુ કહેતી નથી કે 'હુ રાજપુત્રી છુ' આમ કરવાનુ કારણુ શુ? એ વિચાર માલવિકાને અડગ આત્મશ્રદ્ધા છે કે મારામા ભુવનમોહક ગુણો રહેલા છે વળી ભારતેશ્વરી થનાર નારીમા એકલુ શરીરસાૈન્દર્ય હોય તે બસ નથી એ સ્થાન શોભાવવામા માનસિક સાૈન્દર્ય પણ અપાર જોઇએ ને તે મારામા છે તો અવશ્ય હુ એક દહાડો ભારતેશ્વરી થવાનીજ આ અભિલાષાએજ એણે અનત ધૈર્ય અનત ક્ષમા ને અનત ગભીરતાના ગુણો કેળવેલા છે આ ગુણો ટકાવવામાટેજ તેણે અવિચળ ચિત્ત તમામ કષ્ટો સહન કરેલા છે એનુ ધૈર્ય જોઇને આપણે આશ્ચર્ય પામીએ છીએ જેમ સીતાએ પોતાના જીવતરમા અનેક વાર પરીક્ષાએ આપેલી છે તેમ માલવિકાએ પણ પોતાના જીવતરમા અનેકવાર પરીક્ષાએ આપેલી આપણે જોઇએ છીએ રાજાની સમુખ આવી નાચવા ગાવામા માલવિકા પોતાની નિપુણતા બતાવેછે રાજસભામા

# અગ્નિમાંદ્ય અને અજીર્ણથી ઉત્પન્ન થતા રોગો.

લેખક—શ્રીયુત વૈદ્ય કાલિદાસ પીપરભાઇ શાસ્ત્રી-જામનગર

मन्दस्तीक्ष्णोऽथ विषमः समश्चेति चतुर्विधः ।
कफपित्तानिलाधिक्यात्तत्साम्याज्जाठरोऽनलः ॥

**ભાવાર્થ**—મનુષ્યના શરીરમાં મંદ તીક્ષ્ણ વિષમ અને સમાન એ પ્રમાણે ચાર પ્રકારનો અગ્નિ રહેલો છે. તેમાં જ્યારે કફનું અધિકપણું હોય ત્યારે અગ્નિ મંદ થાયછે. પિત્ત વધારે પ્રમાણમાં હોય ત્યારે અગ્નિ તીક્ષ્ણ થાયછે અને વાયુ વધારે પ્રમાણમાં હોયછે ત્યારે અગ્નિ વિષમ સ્થિતિમાં હોયછે. તેમજ વાત પિત્ત અને કફ એ ત્રણે દોષો જ્યારે સમાન સ્થિતિમાં હોયછે ત્યારે અગ્નિ સમાન કહેવાયછે.

મંદ સ્થિતિમાં રહેલો અગ્નિ કફજનિત રોગોને ઉત્પન્ન કરેછે. તીક્ષ્ણાગ્નિ પિત્તથી ઉત્પન્ન થતા વિકારોને ઉત્પન્ન કરેછે. વિષમાગ્નિ વાયુજનિત રોગોને ઉત્પન્ન કરેછે અને સમાન સ્થિતિમાં રહેલો અગ્નિ શરીરને સ્વસ્થ (નીરોગ) સ્થિતિમાં રાખેછે.

ગમે તેવી જાતના આહારને પચાવી દેનાર અગ્નિ તીક્ષ્ણ કહેવાયછે અને તેથી વિપરીત એટલે ગમે તેવી જાતના આહારને પચાવી શકતો નથી તે મંદઅગ્નિ કહેવાયછે. અયોગ્ય આહારના ઉપયોગથી જે વિકારને પ્રાપ્ત થાયછે અને યોગ્ય આહારના સેવનથી જે મૂળ સ્થિતિમાં વર્તે છે તે સમાગ્નિ કહેવાયછે અને સમાન અગ્નિના લક્ષણથી વિપરીત લક્ષણવાળો એટલે જે અગ્નિ અપથ્યાહાર (અયોગ્ય આહાર) થી પ્રકૃતિમાં વર્તે અને યોગ્ય આહારના સેવનથી જે વિકૃતિને પ્રાપ્ત થાય તે વિષમાગ્નિ કહેવાયછે. ઉપર જણાવેલા ચાર પ્રકારના અગ્નિઓ ચાર પ્રકારના પુરુષોમાં હોયછે. તેમાં જેના શરીરમાં વાત, પિત્ત અને કફ પોતપોતાની પ્રકૃતિમાં વર્તતા હોય તેવા પુરુષોના શરીરમાં સમાન અગ્નિ હોયછે. વાતપ્રકૃતિવાળા પુરુષોનું અગ્નિસ્થાન વાયુથી દૂષિત થવાથી તેઓના શરીરમાં વિષમાગ્નિ થાયછે. પિત્તપ્રકૃતિવાળા પુરુષોનું અગ્નિસ્થાન પિત્તથી પ્રદુષ્ટ થવાથી તેઓના શરીરમાં તીક્ષ્ણ અગ્નિ થાયછે અને કફપ્રકૃતિવાળા પુરુષોનું અગ્નિસ્થાન કફથી પરાભવ પામવાથી તેઓના શરીરમાં મંદાગ્નિ થાયછે.

ઉપર જણાવેલા ચાર પ્રકારના અગ્નિમાં સમાન અગ્નિનું સંરક્ષણ કરવું એટલે તે ન્યૂનાધિક સ્થિતિમાં ન આવી પડે તે પ્રમાણે આહારવિહારની યોજના કરવી. વિષમાગ્નિ થયો હોય ત્યારે વાતશામક આહાર અને ઔષધોનો ઉપયોગ કરવો. તીક્ષ્ણઅગ્નિમાં પિત્તશામક અન્નપાનાદિનો ઉપયોગ કરવો અને મંદાગ્નિમાં કફને વિશુદ્ધ કરનાર વમન વિરેચનાદિ આપવાનો અને લઘુ આહારનો ઉપયોગ કરવો.

વળી વૈદકશાસ્ત્રમાં જઠરાગ્નિસંબંધે લખેલું છે કે—

सममग्निं भिषमक्षेदन्नपानैषणा हितैः ।
मदं सवधयेदग्निं कटुतिक्तकषायकैः ॥
तीक्ष्णमाम दधिक्षीरपायसैः समतां नयेत् ।
स्नेहाम्ललवणाद्यैश्च विषमाग्निमुपाचरेत् ॥

**ભાવાર્થ**—ઉત્તમ વૈદ્ય મનુષ્યના સમાન સ્થિતિમા રહેલા અગ્નિનુ હિતકર અન્નપાનથી સરક્ષણ કરે મદાગ્નિને તીખા, કડવા અને તુરાય રસોથી વધારવા પ્રયત્ન કરે તીક્ષ્ણાગ્નિને દહીં દૂધ દૂધપાકવગેરે ગુરૂભોજનથી પ્રશાત કરવા પ્રયત્ન કરે અને વિષમાગ્નિને સ્નિગ્ધ (સ્નેહયુક્ત) ખાટા અને ખારા પદાર્થોથી સમાન સ્થિતિમા લાવે

अतिमात्रमजीर्णेऽपि गुरु चान्नमथाश्नत ।
दिवापि स्वपतो यस्य पच्यते सोऽग्निरुत्तम ॥

**ભાવાર્થ**—અસ્યત અજીર્ણમા પણ ભારે અન્નને ખાનાર, અને દિવસમા શયન કરનાર માણસોનો જે અગ્નિ વખતસર અન્નને સારીરીતે પચાવી દેછે તે અગ્નિ ઉત્તમ કહેવાયછે

ઉપર કહેલા ચાર પ્રકારના અગ્નિમા જે તીક્ષ્ણાગ્નિ કહેલો છે તે જ્યારે ઉત્કટ સ્થિતિને પહોચેછે ત્યારે તેનુ નામ ભસ્મક કહેવાયછે તે ભસ્મક રોગ શા કારણથી ઉત્પન્ન થવા પામેછે તે જણાવીએ છીએ—

कफे क्षीणे यदा पित्तं स्वस्थानं मारुतानुगम् ।
तीव्र प्रवत्तयत्यग्निं तदा त भस्मकं वदेत् ॥

**ભાવાર્થ**—મનુષ્યના શરીરમા કફ ક્ષીણ થતા પોતાના સ્થાનમા રહેલ અને વાતાનુગત પિત્ત જ્યારે તીવ્ર અગ્નિને પ્રવર્તાવે છે ત્યારે તેને ભસ્મક કહેછે

વળી ભસ્મકરોગ ઉત્પન્ન થવાના બીજા કેટલાક કારણો અને તજ્જનિત ઉપદ્રવો પણ આ સ્થળે જણાવીએ છીએ—

કડવા ખાટા અને ખારા રસોને અને અન્ન લવણ અને લુખા અન્નને ખાનાર માણસોનો કફ ક્ષીણ થતા અને વાત અને પિત્તની વૃદ્ધિ થતા અસત વધેલો અને પવનથી યુક્ત અગ્નિ બળાત્કારથી એક ક્ષણમાં રસધાતુને સુકાવી દેછે જે કારણથી ખાધેલા અન્નને ક્ષણમાત્રમા ભસ્મ કરી દેછે તે કારણમાટે તે રોગ ભસ્મકનામનો કહેવાયછે જ્યારે આ રોગ મનુષ્યને લાગુ પડેછે ત્યારે તે તૃષા દાહ મૂર્ચ્છા ભ્રમ ઉધરસ શોષ (સોજા) વિષ્ટાનુ સુકાઈ જવુ એવેની અને નમાલિ વિકારોને ઉત્પન્ન કરેછે તેમજ આ રોગમા ખાયછે ત્યારે કઈક શાતિ થાયછે પરતુ જો ખાતો નથી તો તેને સતાપ થયા કરેછે આ રોગ અસત તીક્ષ્ણ અગ્નિથી ઉત્પન્ન થતા તૃષાદિ વિકારોને ઉત્પન્ન કરી અન્નને તત્કાળ પકાવી દઈ રસાદિ ધાતુઓનો નાશ કરી શરીરને દુર્બળ કરી નાખેછે અને છેવટે શરીરને મરણને શરણ કરી દેછે માટે આ રોગ જ્યારે લાગુ પડે ત્યારે તત્કાળ તેની શાતિ કરનાર ઉપાયોની યોજના કરવી જરૂરની છે

વૈદ્યશાસ્ત્રમા ભસ્મકરોગની શાતિના વણ ઉપાયો લખેલા છે જેમાના થોડાએક આ સ્થળે લખી જણાવીએ છીએ

त भस्मकं गुरुस्निग्धशीतमधुरहिमादिभिः ।
अन्नपानैर्नयेच्छान्तिं पित्तस्य विरेचनं ॥

the human arganism which may not be traced to Dyspepsia and Indigestion એટલે કે એવો એક પણ રોગ નથી કે જેનું મૂળ અગ્નિની મંદતા અને અજીર્ણ ન હોય

વળી આયુર્વેદમા લખેલુ છે કે—

अनात्मवंत पशुवद् भुंजते येऽप्रमाणत ।
रोगानीकस्य ते मूलमजीर्ण प्राप्नुवन्ति हि ॥

**ભાવાર્થ**—સ્વાદેંદ્રિય જેના કબજામા નથી એવા એટલે કેટલુ અન્ન પોતાને સુખથી પચી જશે તે નહિ જાણનારા માણસો પ્રમાણવગર પશુની પેઠે ખાયછે તેને અનેક રોગોના સમૂહને ઉત્પન્ન કરનાર અજીર્ણ થાયછે

ઉપર લખી જણાવ્યાપ્રમાણે અજીર્ણ એ ઘણા રોગોને ઉત્પન્ન થવાનુ મુખ્ય કારણ છે તો સર્વદા પોતાને નિરોગ રાખવામાટે જઠરાગ્નિને સમાન સ્થિતિમા લાવવા અને અજીર્ણ ઉત્પન્ન ન થવા દેવામાટે દરેક માણસે પરમ પ્રયત્ન કરવો

અજીર્ણો કેટલી જાતના છે તે જાણવાની ખાસ આવશ્યકતા છે

आम विदग्ध विष्टब्ध कफपित्तानिलैस्त्रिभि ।
अजीर्ण केचिदिच्छन्ति चतुर्थ रसशेषत ॥
अजीर्ण पञ्चम केचिन्निर्दोष दिनपाकि च ।
वदन्ति षष्ठ चाजीर्ण प्राकृत प्रतिवासरम् ॥

**ભાવાર્થ**—આમાજીર્ણ વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણ એ ત્રણ જાતના અજીર્ણો કફ પિત્ત અને વાયુ એ ત્રણ દોષોથી અનુક્રમે ઉત્પન્ન થવા પામેછે આહારનો રસ બાકી રહેવાથી ઉત્પન્ન થતા અજીર્ણને કેટલાક આયુર્વેદાચાર્યો રસશેષાજીર્ણ એ નામનુ ચોથુ અજીર્ણ કહેછે અને વળી બીજુ પાંચમા પ્રકારનું અજીર્ણ ગણાવેછે જેમા રાત્રિ અને દિવસ એ બન્ને મળીને આહારનુ પાચન થઈ જાયછે તે અજીર્ણનુ નામ દિનપાકિ અજીર્ણ' કહેવાયછે તેમજ આહારમા કોઇપણ જાતનો વિકાર થયાવિના હમેશ સ્વાભાવિક અજીર્ણ થાય તે છઠ્ઠા પ્રકારનુ પ્રાકૃતાજીર્ણ" કહેવાયછે

અજીર્ણ ઉત્પન્ન થવાના કારણો નીચે પ્રમાણેછે—

ઘણુ પાણી પીવાથી વિષમ આહાર કરવાથી પ્રાપ્ત થએલા સ્વાભાવિક વેગોને રોકવાથી અને નિદ્રા લેવાના ફેરફારથી જમવાના વખતેજ પચે એવુ હલકુ અને પ્રકૃતિને માફક આવે એવુ અન્ન ખાધુ હોય તોપણ તે અન્ન પચતુ નથી તેમજ ઇર્ષ્યા, તૃષ્ણા ભય, ક્રોધ લોભ, પીડા દીનતા અને દ્વેષયુક્ત થઇ ખાધેલુ અન્ન પણ પચતુ નથી વળી યોગ્ય માત્રાથી લીધેલુ પથ્ય એવુ પણ અન્ન ચિંતા શોક દુખ અત્યંત સુવાથી તેમજ ઉજાગરો કરવાથી સારી રીતે પચતુ નથી

અજીર્ણના સામાન્ય લક્ષણો વૈદ્યકમા નીચે પ્રમાણે લખેલા છે—

ग्लानिर्गौरवविष्टम्भभ्रममारुतमूढता ।
विबन्धोऽतिप्रवृत्तिर्वा सामान्याजीर्णलक्षणम् ॥

**ભાવાર્થ**—ગ્લાનિ શરીરનુ ભારેપણુ,

અધોવાયુ બ્રમ પવનનુ રોકાઇજવુ વિષ્ટા બધાઇ જવી અથવા તો તેની અતિ પ્રવૃત્તિ થવી એ અજીર્ણના સામાન્ય લક્ષણો છે

હવે આમાદિ અજીર્ણના લક્ષણો લખી જણાવીએ છીએ

શરીરનુ ગૌરવ બેચેની આપ તથા ગાલઉપરનો સોજો (થેથર) અને જેવુ અન્ન ખાધુ હોય તેવા ઓડકારો આવવા એ બધા આમાજીર્ણના લક્ષણો છે

વિદગ્ધાજીર્ણમા બ્રમ તૃષા મુર્છા પિત્ત જનિત વિકારોનુ ઉત્પન્ન થવુ ધમાડાસાથે ખાટા ઓડકારોનુ આવવુ પસીનો આવવો અને દાહ થવો વગેરે ચિન્હો જોવામા આવેછે

શુળ આફરો ચુક નાના પ્રકારની વાત જનિત પીડાઓનુ ઉત્પન્ન થવુ મળ તથા અધોવાયુનુ રોકાઇ જવુ મેશુદ્ધિ શરીરની સ્તબ્ધતા અને અંગોમા પીડા થવી વગેરે લક્ષણો જ્યારે જોવામા આવે ત્યારે વિષ્ટબ્ધાજીર્ણ થયુ કહેવાયછે

અન્નઉપર અભાવ હૃદયની અશુદ્ધતા અને શરીરનુ ગૌરવ તેમજ શુદ્ધ ઓડકારો આવે તોપણુ અન્નઉપર અરૂચિ થવી એ બધા રસશેષાજીર્ણના લક્ષણો છે

અજીર્ણ અત્યંત વૃદ્ધિગત થયું હોય ત્યારે બેશુદ્ધિ બડબડાટ ઓકારી મોળ આવવી સુસ્તી ઉંઘ લીનતા અને બ્રમવગેરે ઉત્પન્ન થાયછે અને યોગ્ય ઔષધોપચાર કરવામા ન આવે તો અસાધ્યનુ રૂપ પકડી મરણ પણ નિપજાવે છે અજીર્ણ લાંબા વખતસુધી રહે તો માણસ આળસુ જેવો બની જાયછે વખતે આપઘાત કરવાના વિચારો કરેછે અને પોતાનુ મગજ અજીર્ણને લઇને ખરાબ થઇ ગયુ હોયછે તેથી આ સંસાર તેને અસાર લાગેછે અજીર્ણથી કુટાઇ જવાના (ગાંડા થઇ જવાના) ઘણા દાખલાઓ નજરે પડેછે મનુષ્યે પીધલા કોઇપણ જાતના ઝેરની અસરથી જેમ બધા મર્મસ્થાનો બેસી જાય છે તેવીજ રીતે ઝેરની પેઠે કામ કરનાર અપરિપક્વ અન્નનો રસ જેટલા વખતસુધી હૃદયમા રહેછે તેટલા વખતસુધી મનુષ્યના શરીરમાં રહેનારા ૧૦૭ એકસોસાત મર્મસ્થાનમા પીડા ઉત્પન્ન કરી છેવટે મૃત્યુને ઉત્પન્ન કરેછે

આયુર્વેદમા અજીર્ણ સબંધે લખેલુ છે કે—

प्रायेणाहारवैषम्यादजीर्ण जायते नृणाम् ।
तन्मूलो रोगसंघातस्तद्विनाशाद् विनश्यति ॥

**ભાવાર્થ**—ઘણુંકરીને આહારમા ફેરફાર થવાથી લોકોને અજીર્ણ થાયછે જે આપણે અન્ન ખાઇએ છીએ તેના પરિણામ જન્ય રસને લઇને બધા રોગો ઉત્પન્ન થવા પામેછે જે આગળ પણ કહી ગયા છીએ તેમજ આહારનો ત્યાગ કરવાથી પણ મનુષ્યનો નાશ થાયછે

ઉપર લખેલ હકીકત ધ્યાનમા લઇ રોજ યોગ્યરીતે આહારનુ સેવન યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય સમયે કરવુ જે આહારનો ઉપયોગ કરવાથી અજીર્ણ ઉત્પન્ન થાય એવી જાતના ખોરાકનો ત્યાગ કરવો અને પોતાને લાગુ પડેલ અજીર્ણનુ કોઇ વિદ્વાન વૈદ્ય કે

ડાક્ટરની પાસે નિદાન કરાવી તેમની સૂચના નુસારજ વર્તવું આમ કરવાને બદલે જે અજીર્ણ મા ભોજન કરેછે અથવા તો જેનાથી અજીર્ણ ઉદ્ભવે એવા ખોરાકનો ઉપયોગ કરનારા માણસો બુદ્ધિવિનાના નરપશુજ છે એમ સમજવું અજીર્ણ મા લાખો વખત ભોજન કરવાથી ઘણી વખત મરણ પણ નિપજી આવેછે માટે અજીર્ણ છે એમ મા લુમ પડયુ કે તુરતજ અ નનો ત્યાગ કરવો અને ત્યારબાદ બીજા ઉપચારોની યોજના કરવી કે જેથી અજીર્ણ દૂર થવા પામે ધાતુઓ ક્ષીણ થઇ જવાથી મદિરાપાન કર વાથી અને અત્યંત ગરમ મસાલાવાળા ખો રાકનુ સતત સેવન કરવાથી પણ અજીર્ણ ઉત્પન્ન થાયછે માટે ઉપર લખેલી બાબતો પણ ધ્યાનમા લેવા જેવી છે

ઉપર પ્રમાણે જે ૭ અજીર્ણો લખી જ ણાવ્યા છે તેનાં લક્ષણો ધ્યાનમા લઇ એક એકનો નીચે લખ્યામુજબ ઉપચાર કરવો

तत्रामे वमन कार्य विदग्ध लंघन हितम्।
विष्टब्धे स्वेदन शस्त रसशेषे शयीत च॥

**ભાવાર્થ**-આમાજીર્ણમા વમન [ઉલટી] કરાવવુ વિદગ્ધાજીર્ણમાં લંઘન [લાંઘણ] કરાવવુ વિષ્ટબ્ધાજીર્ણમા સ્વે દ [પસીનો વળાવવો] કરવુ અને રસશેષાજીર્ણમાં શયન કરવુ

આમાજીર્ણમા વજનો કવાથ કરી તેમા મીઠુ નાખી પાવાથી સારીરીતે ઉલટી થઇ શકેછે જે વખતે ધાણા અને સુઠનો કવાથ આપવાથી આમાજીર્ણના દરદીને રાહત મળે છે આ કવાથના સેવનથી દરદીને છાતીના ભાગમાં દુખાવો થવો અને પેટમા શુળ ની કળવુ વગેરે વ્યાધિઓ દૂર થઇ બસ્તિમાર્ગ શુદ્ધ થઇ જાયછે તેથી દરદી મહેનતવિના મલોત્સર્ગ કરી શકેછે વળી આમાજીર્ણમા મીઠાનુ પાણી પાવાથી પણ દરદીને સારીરીતે ઉલટી થઇ શકેછે માટે તેનો પણ ઉપયોગ કરી જોવો ઉપર લખવાપ્રમાણે બીજા અ જીર્ણોમા પણ દરદીની માવજત કરવી એક અનુભવી નિદાન વૈદ્ય લખેલુ છે કે दिवा स्वप्नं प्रकुर्वीत सर्वाजीर्णप्रणाशनम् दरदीने દિવસના ભાગમા સુવા આપવાથી પણ બધા અજીર્ણો નસ્ત થવા પામેછે માટે અજીર્ણ મા દરદીને દિવસે સુવા આપવાની યોજના પણ હિતાવહ છે ઘણે ભાગે જ્યારે મનુષ્યને અજીર્ણ લાગુ પડેછે ત્યારે જઠરાગ્નિ મં દ પડી જાયછે પરંતુ ખાસ કરીને આમાજીર્ણ મા દોષોથી બંધાએલુ અને લીન થઇ ગએલુ આમ નામનુ અજીર્ણ અગ્નિના માર્ગને રોકી રાખતુ નથી ત્યારે આવી જાતના અજીર્ણમા ભૂખ લાગેછે જો આપણે ખોટી ભૂખ લા ગવી કહીએ તો તે આમાજીર્ણથી થતુ હોય એમ અનુમાન થાયછે ખોટી ભૂખમાં ભૂલથી તે વખતે જો દરદીને અન્ન આપ વામા આવે તો અવશ્ય તે અન્ન ઝેરની પેઠે કામ કરેછે અથાત્ મૃત્યુ નિપજાવે છે

अज्ञानमात्रं विपचेद् विदग्ध यदीरितम्।
विष्टब्धम् तस्माद् मन्दाग्नि निर्दिष्टा॥

સાગે પેટમાં ગતિ કરનારા દોષો દરદીને દંડનીમાફક સજ્જડ કરી દેછે આવી જાતના અલસક રોગને વૈદ્યો અસાધ્ય કહેછે અષ્ટાંગહૃદયમાં (વાગ્ભટમા) આ રોગને દંડાલસક એવુ નામ આપેલ છે

પેટનુ ફુલી આવવુ દર્દીનુ બેશુદ્ધ થઈ જવાથી પાછુ રોકાયેલા વાયુનુ પેટનાઉપરના ભાગમા આમતેમ ફેરવુ અટકાવુ અને વિષ્ટાનુ અત્યંત રોકાવુ તૃષા તથા ઓડકારોનું ઉત્પન્ન થવુ ખાધેલા અન્નનુ નીચે વા ઉંચે ન જવુ તેમજ પરિપાકને પણ પ્રાપ્ત ન થવુ આહારનુ ચડવુ વાયુનુ હૃદય અને કંઠસ્થાનસુધી ચડી આવવુ તેમજ નીચે સરકીને ન આવવુ અને જેવુ ખાધુ હોય તેવુ ને તેવુજ તેજ સ્થિતિમા પેટમા પડી રહેવુ એ બધા અલસકના ખાસ લક્ષણો છે

વિરૂદ્ધ ખાનાર અને અજીર્ણમા ખાનાર પુરૂષનો પ્રકુપિત દોષ વિષસમાન કામ કરેછે એ કારણને લઇને વૈદ્યાએ તેને આમવિષ (કાચુ ઝેર) એવુ નામ આપેલ છે અને તે રોગ અચાનક વધી જવાથી તેમજ તેનુ ઔષધ નાશ નહિ પામતુ હોવાથી અસાધ્ય થઇ પડેછે

સાધ્ય અલસક રોગમા લવણસહિત ઉનુ પાણી પાઇને દોષનુ ઉત્ક્ષેપન કરવુ હિતકર છે અને તે ક્રિયા કર્યાપછી સ્વેદકર્મ (પસીનો વળાવવો) અને વર્ત્તિપ્રણિધાનકર્મ કરી ઉપવાસ કરાવવો

જે માણસનુ ખરાબ ખાધેલુ અન્ન પેટમા અને વાયુથી ઉંચુ અથવા તો નીચુ ઉતરી શકતુ નથી અને જેની અત્યંત દુખથી ચિકિત્સા થઇ શકેછે તેને વિદ્વાન વૈદ્યો વિલંબિકાનામનો રોગ કહેછે આ રોગમા અલસકજેવાજ ઉપદ્રવો ઉત્પન્ન થાયછે પરંતુ તેમા અલસકનીપેઠે શૂળ અને તીવ્ર વેદના થતા નથી

ઉપર લખી જણાવ્યાપ્રમાણે અગ્નિમાંદ્ય અને અજીર્ણથી ઉત્પન્ન થતા રોગોસંબંધે સવિસ્તર વર્ણન કરવામા આવેલ છે

આજકાલ આખા હિંદુસ્તાનમા અજીર્ણ થવુ અને જઠરાગ્નિ મંદ સ્થિતિમા રહેવો એ વધારે પ્રમાણમા જોવામાં આવેછે એવી તો દુનિયામા કોઇપણ વ્યક્તિ નહિ હોય કે જેને યાવજ્જીવ અજીર્ણનો રોગ લાગુ પડયો નહિ હોય? ખાસ કરીને ગુજરાત મુંબઈ કલકત્તા અને મદ્રાસવગેરે શહેરોમા નિવાસ કરતા માણસોને આ રોગ ઘણેભાગે હમેશને માટે રહ્યાજ કરેછે જોકે આહારમા ફેરફાર થવો એ અજીર્ણ થવાનુ પહેલું કારણ છે. પરંતુ કેટલાક દેશોના હવાપાણી એવાજ હોયછે કે જેને લઇને અજીર્ણ થવા પામેછે — ખાસ કરીને કાઠિયાવાડ, કચ્છ અને મારવાડની હવા સુકી છે એટલે તે સ્થળે સૂર્યના કિરણો સમસ્ત પદાર્થોમાથી રસ અને ભેજ શોષી લે છે આથી ત્યાના પ્રદેશ ખીચોખીચ વસ્તીવાળા અને ભેજવાળા છે તેથી ત્યાના લોકોના શરીરમા અજીર્ણ અને અગ્નિમાંદ્યનો વધારે પગપેસારો જોવામા આવેછે પાણી લાગવું, શીત ચઢી આવવા.

ગણુ સોજો આવવુ અ વૃદ્ધિ થવી [વધ રાવળ] અને શ્લીપદ [હાથપગુ] થવુ એ બધા અજીર્ણજનિત વિકારો છે લાબા વખતસુધી અજીર્ણ કાયમ રહે તો તે અજીર્ણ ક્ષય સંગ્રહણી અને અતિસારાદિ અનેક દુખદાયક વિકારોને ઉત્પન્ન કરી મૃત્યુને નિપજાવેછે સાધારણરીતે અજીર્ણ થવુ એ કેટલાક અણસમજુ મનુષ્યોની દૃષ્ટિમા નાના રૂપમા ખપેછે તેથી તેને માટે બેદરકારી રાખવામા આવેછે આવી રીતે વધારે વખત બેદરકારી રાખતા તે રોગ એવે તો દમૂન થઇ જાયછે કે જે તુરત પ્રશાન્ત થવા પામતો

અગ્નિમાંદ્ય અને અજીર્ણસંબધે કેટલીક બાબત ઉપર લખાઈ ગયેલ છે તેથી વિશેષ લખવાની જરૂર નથી તોપણ આટલુ તે અવશ્ય જાણવા જેવુ છે કે અજીર્ણનુ મુખ્ય કારણ અગ્નિમાંદ્ય છે અને અગ્નિમાંદ્યના અતિમાત્ર અને અસાત્મ્ય અન્નપાનનુ સેવન શીતપ્રદેશમા નિવાસ નિશો કરવો ઉજાગરો, વધારે વખત એક સ્થળે બેસી રહેવુ વિરયોનુ અતિમાત્ર સેવન કરવુ ક્રોધ ઇર્ષ્યા ચિતાવગેરે માનસિક વિકારોનુ ઉત્પન્ન થવુ અને અત્યંત સ્વાદિષ્ટ પદાર્થોનુ અતિમાત્ર સેવન કરવુ વગેરે ખાસ કારણો છે માટે અગ્નિમાંદ્ય અને અજીર્ણ અને તેથી ઉત્પન્ન થતા રોગોથી બચવાની ઇચ્છા રાખનાર માણસોએ ઉપર લખી જણાવેલ બાબત ધ્યાનમા લઇ સંભાળ લેવી માટે વર્તવુ કે જેથી તે રોગો ઉત્પન્ન થવા પામે નહિ

---

L



જેની આખી દુનિયામા જોડી
નથી અને જેને સોના
રૂપાના ચાદો મળેલા
છે, એવુ

»» આ ««

# ઓટોમોહીની

વાપરવા ચુકતા નહિ

આવા હરીફાઈના સ્પર્ધાના પ્રસગોમા પોતાની
કીર્તિને જળવતી રાખનાર માત્ર આ એજ
સેન્ટ છે, વાપરી ખાત્રી કરો

---

જરા ચેતા અને વિચાર કરો કે બજારૂ ભળતા તેલો
વાપરી તમારા બાલો સફેદ થઇ ગયાછે અમારૂ આ—

# રોબીનીયા તેલ.

બાલને કાળા તથા સુવાળા બનાવે છે તેની અત્તરની
માફક મનમોહક ખુશબો તમારા મનને ખુશી કરવાને
બસ છે કિ બા એ ને રૂા ૧

તરૂ ૩ અરધા આનાના સ્ટાંપ
બીડવાથી રોબીનીયા તેલનો નમુનો
મફત આપવામાં આવે

મોહિની એજન્સી

જુમામસ્જીદ—મુંબઈ

બાંદીએ કહ્યું દિવસ પણો ચડ્યો છે મુબારક થવા આવેલ છે શિશમહાલમાં બેગમસાહેબ આપની રાહ જુએ છે

જુલેખાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું શિશમહાલમાં!

હા ત્યાં અસાધારણ ગરમીને લીધે તે નામદાર ત્યાં છે

બીજુ કોઇ છે?

કોઇ નહિ તરતજ તમને ત્યાં બોલાવે છે

હમણાજ જાઉંછું

આમ કહીને જુલેખા ઉતાવળી ઉભી થઇ હાથ મ્હોઢું ધોઇ બાંદીને સમજાવી મોકલી દીધી પછી લોઢાની તીજોરી ઉઘાડી એક કાગળઉપર ઉતાવળથી કાંઇ લખ્યું પછી દાયમણી તેની વિશ્વાસુ દાસીને બોલાવી અને ધીમા બા ધાસ્તીવાળા સ્વરે કહ્યું દાયમણી! તું મારી વૃદ્ધદાસી છે કહેવાની જરૂર નથી કે તું મને ચાહેછે અને મારાપ્રત્યેના પ્રેમને વશ થઇ તું આગ્રે મારી સાથે આવેલ છે વધારે વાત કરવા સમય નથી તું જાણીને દિલગીર થઇશ કે મારી જીંદગીનો આજ આહીં છેલ્લો દિવસ છે ઘણું કરીને હું પાછી આવીશજ નહિ રાત્રિપહેલા જો હું ન આવું તો તીજોરીમાંથી જે જડે તે સર્વ લઇ ફેતેહપુરસીકરી જજે તીજોરીમાંથી મારી અર્ધ મિલકત દુલારીને આપી દેજે અને બાકીની અર્ધ તું તારી પાસે રાખજે મને ખાત્રી છે કે તીજોરીમાંથી તું જે મિલકત લઇશ તેથી તારા દેશમાં તું બાદશાહી જીંદગી ગુજારી શકીશ

દાયમણીએ ઉદ્દેરાઇ જઇ પૂછ્યું આજે એકલી ફતેહપુરસીકરી રાત્રિના કેમ જઉં? વૃદ્ધાવસ્થાને લઇને રાતના મુસાફરી કરી શકીશ નહિ

જુલેખાએ તેને ખાત્રી આપી કે આગ્રાના ચોકબજારની પાન વેચવાવાળી ગાંજીયા તને જે મદદ જોઇશે તે આપશે પ્રથમ તેણીને મળજે અને તે તને સીકરી લઇ જશે

ફત્તેપુરસીકરીમાં કોની પાસે જાઉં મારી કોણ સંભાળ રાખશે?

દુલારી ત્યાં છે તે સાથ તને ચોક્કસ મળશેજ! તે તને તારે દેશ લઇ જશે

પણ તારૂં શું?

પ્રભુ સહાય કરશે તો ફરી મળશું

વૃદ્ધની આંખમાં આંસુ આવ્યાં એમ કેમ? ચુપ-ચુપ ભીંતને પણ કાન હોયછે એકપણ સવાલ કર્યાવગર હું કહું તેમ કર ફરી આપણે મળશું

જો આહીંના લોકો મને તીજોરીમાંથી ચીજો લઇને જવા નહિ આપે તો મારે શું કરવું

હા કદાચ એમ બને પણ મને એ યુક્તિ જડી છે હમણાજ રવાના થા કે ઇનાં મનમાં તેથી વહેમ આવશે નહિ અને આ કાગળ મહારૂને આપજે એમ કહી થોડીક લીટીઓ લખી નાખી

ખાંસાહેબ મહારૂ બેગમસાહેબની પરવાનગીથી મારી દાસી તેના દેશમાં પાછી જાય છે અટકાવ કર્યાવગર તેની પાસેના સામાનસહિત તેને જવા દેજો—જુલેખા.

આ અને અગાઉ લખેલ કાગળનો કટકો

બન્ને જુલેખાએ આપ્યા અને કહ્યુ, ઉતા વળી કર આ બીજા કાગળના કટકાની ખાસ સંભાળ રાખજે અને દુનાલીને આપજે દુનાલી તને જોઇએ તે મદદ કરશે ત્રીજો રીની કુચી છે ઢીલ કર નહિ જરા ઢીલ થઇ તો બધુ વળ થઇ જશે જો વળી નૂરજહાનની દાસી મને બોલાવના આવેછે

બાંદી આવી અને કહ્યુ બેગમસાહેબ આપને બોલાવેછે '

કાંઇપણ બોલ્યાચાલ્યાવગર જુલેખા શિશમહાલતરફ ગઇ અને પોતાની સૂચનાપ્રમાણે વર્તવા દાસીને આંખથી ઇશારત કરી

જીંદગીમા આજનો દિવસ ભવિષ્ય ફેરવવાનો હતો. બર્દવાનના દિવસો યાદ કર્યા પોતાના વ્હાલા સ્વજનના લોહીનો ઝરો ઇસ્લામ ધર્મમા ફરજીયાત દાખલ થવુ નાતબહાર થવુ ઉપરાંત પોતાના પ્રિય પ્રાણનાથનુ મૃત્યુ પોતાની વ્હાલી પુત્રી તેમજ પ્રભુપરાયણ પૂજ્ય શ્વશુરનુ શુમ થવુ આ સર્વ બનાવોની યાદદાસ્ત તાજી થઇને આ માના કિલ્લામા આજે જહાંગીરના બેગમમહાલમા પોતાની યોજનામાટે ૧૦ વર્ષ થયા સખ્ત પરિશ્રમને અંતે શુ મારી જીંદગી જવાની?

શિશમહાલના તે ખંડમા પ્રથમ જુલેખા કોઇને જોઇ શકી નહિ પણ તકીયાઉપર પડી પડી નૂરજહાન વાચતી બેઠી હતી જુલેખા નજરે આવી કાંઇ કહેવા જતી હતી પણ એકપણ શબ્દ બોલી નહિ રાણીઉપર નજર નાખી તો તેના ચહેરામા ફેરફાર જોઇને મુઝાણી જે મધુર હાસ્ય તેના ચહેરાઉપર જણાતુ તેને બદલે ભયંકર દર્શના હતી તે મધુર હાસ્યથી આખી દુનિયા વશ કરી શકતી તે અત્યારે નહોતુ જુલેખાને ખાત્રી થઇ કે મારા દિવસો ભરાઇ ગયા છે

નૂરજહાને બોલવુ શરૂ કર્યુ ' જુલેખા! તુ મને ઓળખેછે? મને બહુ વાત કરવાની ટેવ નથી અને હમેશા ગંભીર હોઉ છુ છેલ્લા દશ વર્ષ થયા મારી વ્હાલી બહેનમાફક મે તને ચાહી છે મારૂ હેત કદી ઓછુ થયેલ નથી બંગાલાનમા પ્રથમ મે તને જોઇ ત્યારથીજ આ અદ્વિતીય એક મે તનેજ આપેલ છે અતિ વિશ્વાસ જે ને તારામા રાખ્યો તેમા હુ છેતરાણી છુ

ફુંખીગરે જુલેખાએ કહ્યુ બાંદીજ બેગમ! અને હમેશની ટેવનાપ્રમાણે તેની પડખે બેસવા જતી હતી ત્યા સિંહણની માફક નૂરજહાનની આંખમાથી અગ્નિ વરસ્યો અને આંગળીથી જુલેખાને દૂર ઉભી રહેવા સૂચના કરી આના અણધાર્યા આવકારથી જુલેખાનુ હૃદય નરમ થઇ ગયુ અને દૂર ઉભી રહી

બાદશાહબેગમે બોલવુ જારી રાખ્યુ

' જુલેખા! હવે મને જણાય છે કે આટલા સમયસુધી હુ મારા હૃદયમા વિષનુ સિંચન કરતી હતી!

જુલેખાએ બોલવાનો પ્રયત્ન કર્યો પણ રાણીએ અટકાવી કહ્યુ—

હુ જોઉં છુ કે આટલો સમય તુ મોગલ મહારાજ્યના વિનાશમાટે સર્વ યુક્તિઓ કરતી હતી નીચ કમબખ્ત તારી મદદના કામથી મોગલમહારાજ્યને ઉંડો ફટકો પહોંચ્યો ઉપરના

આપની ઉપર મારાજ લાગણીથીજ હું મારી દુખી જીંદગી લખાવુછુ—આપ સહેજ જાણી શકશો કે મારી આ સ્થિતિથી દૂધને લઇને મારા સખ્યાબધ દુશ્મનો થયા',

જુલેખા વધારે બોલી શકી નહિ કોઇ પછી શ્વાસ રૂધાઇ ગયો. પણ ચાનામ ચપળ નૂરજહાનને તેથી કાંઇ અસર થઇ નહિ

જુલેખા સાવધ થઇ બોલી ' મારા દુશ્મનોની જૂઠી વાત આપ સત્ય માનો છો?'

નૂરજહાને નિર્ભીત સ્વરે કહ્યુ હા, તે જૂઠ નથી, રેક વાત સત્ય છે તારી નીચ લુચ્ચાઇનાસત મારીપાસે પૂરતો પરાવો છે'

'ત્યારે વધારે વખત દલીલ કરવી નકામી છે બાદશાહબેગમ ! તમારી આ તાબેદાર બાંદીને શુ સજા થશે?'

સફેદ મોતીજેવા ા ત કચકચાવી નરજહાને ગુસ્સામા કહ્યુ, તારા કૃત્યનો તને અવશ્ય બદલો મળશે આ ગુન્હાનારતે તારો શિરચ્છેદ કરવામાં આવશે

---

## પ્રકરણ ૧૨ મુ

### આત્મઘાત

મનુષ્યના પગનાના અવાજથી જુલેખા ચમકી તે ભયાનક હબસીને જોઇને તેનુ લોહી ઉડી ગયુ હાથમા ઉઘાડી તરવારવાળા બે હબસી દરવાજાપાસેજ ઉભેલા તેણે જોયા' થોડા સમય પછી આ બે હબસી માઇ મરતમ ક થી ગૂદુ કરશે એ ખ્યાલમાત્રથી તે બેભાન બની જવા જેવી થઇ

તે નરજહાનપ્રત્યે ફરી અને મધુર સ્વરે કહ્યુ

'બેગમસાહેબ! આ જલ્લાદના હાથથી મારૂ શિર કપાવવાથી તમને શુ ખાસ ફાયદો થશે? હવે જ્યારે તમારો વિશ્વાસ મે ખોયો છે ત્યારે મારી આ દુખી જીંદગી લબાવવાનો મારો વિચાર નથી મહેરબાની કરીને મને થોડુ ઝેર આપો અને આપ તાબેદારની રૂખ મારી જીંદગીનો અત આણીશ

એમ કહી જુલેખા અદબ વાળી ઉભી રહી બોલી નહિ આ પ્રસગથી ઉત્તેજિત થઇને જુલેખાએ કહ્યુ આપે નિશ્ચય કરેલ છે એમ જ્યારે મને જણાય છે—'

નૂરજહાન જમીન છોડી ગાદી ઉપર જ બાદ?

બે હબસી આગળ વધ્યા જુલેખાએ હિમત ધારી જલ્લાદને દૂર રહેવા જણાવ્યુ અને તેઓ દૂર ઉભા ખાખના પગમારામા મહારાણીને પગે પડી અને બોલી ઉઠી—દયા કરો તમારી વિશ્વાસ બાંદીમાં શ્રદ્ધા રાખો—'

નૂરજહાને ક્રોધાતુર થઈ કહ્યુ ઉરા દશ વર્ષથયા તારી નિમકહલાલીમા અને વિશ્વાસ હતો અને મારી પોતાની નહેનકરતા તને વધારે હેતથી રાખેલ હવે વધારે વખત તારામા વિશ્વાસ રાખી શકુ તેમ નથી તારી હરામખોરીનો મારી પાસે બરોબર પૂરતો પૂરાવો છે . જલ્લાદ!

પોતાના હાથવડે છાતીમાથી તીક્ષ્ણ ધારવાળી છરી જુલેખાએ ખેચી અને નાચીને ધમકાવી કહ્યુ—

'બાદશાહબેગમ' તમારી મ ર્ ે કોઇ આવે તે પહેલા તો હુ તમારી છાતીમા

એમતીજ ઇચ્છા છે કે મારી બાદીની ઉત્તર ક્રિયા તેણીના ધર્મ પ્રમાણે થાય વળી તેનું મૃત્યુ છુપુંજ રહેવું જોઇએ જો કોઇ દિવસ મને તેના ખબર થયા અને તારી ફરજ તે ન બજાવી અને હિંદુરીતમુજબ વ્યવસ્થા નહિ કરવામાં આવે જો કદિ જાણીશ કે તેના મૃત્યુના સમાચાર ચોથા કાન ઉપર ગયા જો કોઈ આ બેગમમહાલમાં રાજ્યધાનીમાં મહારાજ્યમાં અને સમગ્ર સૃષ્ટિમાં જો કોઇને ખબર થયા તો યાદ રાખજે કે તારૂં આવી બનેલ છે તારો શિરચ્છેદ થશે મશરૂ સંભાળ રાખજે હુકમ તરતજ ક્લામુજબ બજાવવો જોઇએ

નૂરજહાન આમ કહી ઉતાવળે પગે ચાલી ગઇ મશરૂએ મનમાં વિચાર્યું શું નૂરજહાંન ઓરતોમાં જવાહીર છે તેનું આજ કારણ કે હિંદુરીતમુજબ આ મુડદાને અગ્નિસંસ્કારની ગોઠવણ પણ કરવી અને સમગ્ર સૃષ્ટિથી તે વાત છુપી રાખવી! ખુનખાનામાં દાટવી નથી આને તો બાળવી છે કેમ બનશે? મારૂં આવી બન્યું જણાય છે જો હું મૃતશરીરને બહાર લઇ જઇશ તો સર્વ પૂછપરછ કરશે અને આગ્રામાં તે વાત જાહેર થશે ખુન ખાનામાં દાટવાની હત તો ખુશીથી કોઇની જાણ્યાવગર કરી શકત આમ વિચારતો તે તે ખંડમાં ચિંતાતુર ફરતો હતો

નહિ, આ મુડદાસામું નહિ જોઉં જો મૃતશરીરસામે મુસલમાન જોય તો તે ભ્રષ્ટ થાયછે જો જુનેખા ભ્રષ્ટ થશે તો આપણ આવી બન્યું સર્વત્ર હાહાકાર વર્તાવશે તેની જીંદગીમાં તેની ઇચ્છાવિરૂદ્ધ મારાથી કાંઇ થઇ શક્યું નહિ હવે જો તે ભ્રષ્ટ થઇ તો આપણે સર્વ અહિંયાં રહીજ નહિ શકીએ. એક આશ્વાસન છે તે એ કે તેની જીંદગી દરમ્યાન મેં તેને રાજી રાખવા મારાથી બનતું કરેલ છે માટે મને હેરાન નહિ કરે

આ ઓરતના મૃત્યુમાટે હું દીલગીર નથી હું તેથી ખુશી છું સત્તાધીશ નૂરજહાન ઉપર પણ તે સત્તા ચલાવતી આ કેમ મરી ગઇ હશે? શું આત્મઘાત કરેલ છે? કે કુદરતી મોત થયું હશે? કે બાદશાહ બેગમે પોતાના હાથથી આ કૃત્ય કરેલ હોય? રાણી ગમે તે કરવા સમર્થ છે પણ બેવા બે ઘા લાદના જોવાથી કદાચ જુનેખાએ ઝેર લીધું હોય એ વધારે સંભવિત છે મરી તો ગઇ છે પણ ખુનખાનામાં દાટવામાં શી હરકત હતી? હિંદુરીતપ્રમાણે હિંદુને હાથે આ મૃતશરીરની વ્યવસ્થા કરાવવાને રાણીનો આગ્રહ કેમ છે?

ચાલો મૃતશરીર ભલે અહિં પડ્યું જ્યારે બધા ઉંઘમાં હશે ત્યારે મધ્યરાત્રિએ તેની શી વ્યવસ્થા કરવી તે જોઇશું

તે ખંડના સર્વ દરવાજા બંધ કરી મુખ્ય દરવાજે તાળું મારી ખીસામાં કુંચી રાખી મુડદાઉપર નજર રાખ્યાસિવાય તે ત્યાંથી ચાલ્યો ગયો. અપૂર્ણ

# નવી શોધો

## ડૉ વીન્ટનની પ્રખ્યાત ઔષધિઓ

(૧) બ્રીસ્ટીન (કુચ વૃતિ તેલ)—ઓરતોને માટે સ્વર્ગીય બક્ષીસ આ તેલમા રહેલ ગુણ તેના નામ ઉપરથીજ સૂચિત થાયછે સ્ત્રીઓનુ સાૈંદર્ય અને સુખ આ તેલના વાપરવાથી વધેછે કિંમત । બે

(૨) ઇલેક્ટ્રો રેસ્ટેરન્ટાઇન (રસીકમદ વૃધિની)—સવ પુરુષોને માટે આશીર્વાદ સમાન વૃદ્ધ કે યુવાન સર્વ કોઇ આ વાપરવાથી સસાર સુખ ભોગવવા પૂર્ણ ભાગ્યશાળી થાયછે વીર્યને ટકાવી મજબુત બનાવવા માટે અત્યુત્તમ છે કિંમત રૂા બે

સૂચના—બ ને વા સાથે મ ગાવનારને રૂા ૩-૮- માં મળી શકશે ટપાલ ખર્ચ નથી લેવામા આવતુ ઓર્ડરની સાથે પેસા મોકલવા

— જરા પણ વિલબ કર્યા વગર આજેજ ઓર્ડર મોકલો —

એસ આર બ્રધર્સ

૨૮ ચદ્રપા મુદલી સ્ટ્રીટ—મદ્રાસ

S R Bros 28 Chandrappa mudali St —MADRAS

---

# वीर्यस्तम्भन



करो पुरुषातनु खरू सुख आपनारी दवा त्रण कलाकमा गुण स्वममा के पेशावमा जती धातूने तुरत अटकावी, नवळी पडी गयल नसोने मजबूत बनावी दुनियाथी वातल थई गयला मनुष्यने नवी जुवानी आपेछे

१ डबीना रु २

आर पी वैद्य

तळोंदे—खानदेश.

---

# બ્રાહ્મી ઑઇલ.

મગજની ગર્મી ચાનુ માથાનો દુખાવો ઉગ ચર ા વાઇ બુદ્ધિની મદતા ના માથો પ ત ુંસી છો આંખની બળ નરા રતારા માથાનુ ભમવુ નિ ાનો નાશ વિગેરે ગને નગાડે છે માનસિક નમ નાગઓ ખાસ ઉપયોગી છે

કિંમત રૂા ૧ાા

એશિયાટિક મેડિકલ ફાર્મસી,

રાજાપુર (રત્નાગીરી)

# ધી રેલવે સૉપ મેન્યુફેક્ચરીંગ કુંપની

## ધી જનરલ મીલ સ્ટોર સપ્લાઈંગ કુ.

## મેન્યુફેક્ચર્સ એન્ડ કમીશન એજન્ટ

સ્થાપના તા ૧ લી એપ્રીલ ૧૯૧૯

## માલેક—રણછોડદાસ નાગરદાસ સંઘવી

મેનેજર—રતીલાલ માણેકલાલ મહેતા

ઓફીસ—પ્રીન્સેસ સ્ટ્રીટ, પોસ્ટ નબર ૨ **કારખાનુ—પરેલ મુંબઈ**

મુંબઈના માલેકોની સગવડ તાનેમાટે વર્ગ બે રાખવામાં આવ્યા છે, જે સ્કના નિયમો નીચે જણાવ્યા મુજબ છે—

**વર્ગ પહેલો**

મજકુર વર્ગમાં દાખલ થવા માટે રૂપીઆ પચીસ નીચેની શરતોથી ડીપોઝીટ લેવામાં આવશે કે જેની બદલ કંપનીના છાપેલા નિયમો સાથેની રસીદ આપવામાં આવશે

---

૧ જે નમુનો તમોને મળ્યો હશે તેજ સાઈઝ વજન, કોલીટી પ્રમાણે માલ આપીશું. મારે પણ ફેરફાર કરવો પડશે ત્યારે કંપની લેખિત ખબર આપશે

૨ ઉપરની શરતો પ્રમાણે વર્તવામાં કોઈપણ જાતની ભુલ જણાય તો તેજ વખતે લેખિત ખબર કરવાથી તે બાબત ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે

## શરતો.

૧ જે રકમ ડીપોઝીટ રાખવામાં આવશે તેનું વ્યાજ બીલકુલ આપવામાં આવશે નહિ

૨ ઉપરના રૂપીયા તમારા કાયમ જમે રાખી તેના લાભમાં વ્યાજને બદલે દરમહીને સીંગલ બાર સોપ (લાગા) નગ બે આપવામાં આવશે

૩ ઉપરનો લાભ મેળવનારાઓએ જમે રકમ ત્રીશ દિવસ રાખવી પડશે તે મુદતની અંદર કોઈપણ રૂપીઆ લેવા આવનારો તુરત રૂપીયા આપીશુ પરંતુ કંપનીએ આપેલા લાગાઓની કિંમત દર નંગે આના ૦-૪-૬ પ્રમાણે કાપી લેશુ

૪ જમે રૂપીયા કંપનીએ ક્યા સુધી રાખવા તે બાબતમા કંપની બીલકુલ બંધાતી નથી જ્યારે પણ કંપનીને મરજી થાય ત્યારે તમોને તે રકમ પાછી આપી શકેછે

## વર્ગ બીજો

આ વર્ગમા દાખલ થનારા ગ્રાહકોએ સાગલ બારસોપ લાટા નગ ૬ એક સાથે ખરીદવા જોઈશે તેવા ગ્રાહકોની સગવડ માટે અમારી કંપનીના છાપેલા પોસ્ટકાર્ડો મંગાવી લેવા જે કાંઈ ભરી મોકલવાથી ઘેર બેઠા માલ પહોંચતો કરવમા આવશે

**શાખા નં ૧**—ઘાટકોપર, ખચીબાઈનો બંગલો

**શાખા નં ૨**—માટુંગા (બી બી એન્ડ સી આઈ રેલ્વે) જ્ઞાનસાગર ભુવન

**શાખા નં. ૩**—માટુંગા (જી આઈ પી રેલ્વે) લક્ષ્મીનારાયણ શેઠ

એજન્ટસ — { વડોદરા—શેઠ કાસમઅલી અબ્દુલઅલી, ગેડી ગેટ
સુરત—શેઠ હરિલાલ ગિરધરલાલ જરીવાળા, ભુ ીયાવાસ, સુરત }

મોકલેલા માલનુ બીલ તુરત ચુકતે લેવામા આવશે, જેની કિંમત ચાલુ સમય માટે લાટા નગ એક ૧ ના આના ૦-૪-૬ રાખવામા આવશે

**જથાબંધ માલ લનારા વેપારીઓને સારૂ કમીશન આપવામા આવશે**

**અમારી કંપની આગના, જીંદગીના અને દરીઆના વીમાનુ કામ સતોષકારક કરી આપે છે**

તા ક—વિશેષ હકીકત રૂબરૂ અગર પત્રવ્યવહારથી મળી શકશે.

તારપેટ કાગળોપર બાતો વગર સહીના કાગળોપર બિલકુલ ધ્યાન આપવામાં આવશે નહિ.

# જાહેર ખબર



## પૈસા કેવી રીતે બચાવશો?

# લાખની પાણ!!!



તમારા ઘરમા  રોજ વપરાતી સાકરનો બચાવ કરો

અમારે ત્યા વગર સાકરનો બનતો સ્વાદીષ્ટ લેહજતદાર ચાહ પીવામાં વણોજ ઉત્તમ છે જેની અદર બીલકુલ સાકરની જરૂર પડતી નથી

એક કપ ચાહ બનાવતાં ફક્ત બેઆનીભાર ચહ બસ છે

ચાહ ઘણો સ્વાદિષ્ટ બને છે એ વખત એકજ ડબો મગાવી ખાત્રી કરો

દેસી ટીનના ડબાની કિં રૂ ૨ પોસ્ટેજ જુદુ

લખો—

ધી મરચન્ટ બ્રધર્સ એન્ડ કોં

કુંભાર ચાલ—મુંબાઇ નં ૨

"આ તેલ મેસર્સ કરશનદાસ લધુ (રાજેન્દ્ર રોડ-જામનગર) ને ત્યાંથી મળશે "

ALAKARANJAN HAIR OIL

HAVE A WORLD-WIDE REPUTATION

# અલકરંજન તેલ.

બહુજ ખુશબોદાર સુવાસિત તેલ વાળને ચકચકિત બનાવે છે અને મનને પ્રફુલ્લ બનાવે છે વાળ ખરી પડતા અટકાવે છે અને મગજને શાંત કરે છે

એક શીશીના રૂ ૧ ૦
ત્રણ શીશીના રૂ ૨ ૮ ૦
એક ડઝનના ,, ૧૦ ૦ ૦

# અરઝીના (રજીસ્ટર્ડ)

જુવાનીમાં થતી ભયંકર ભૂલોને અંગે થતા લોહીના બગાડમાટે સર્વોત્તમ છે ચામડીના દરેક રોગનો નાશ કરી લોહી સુધારવામાટે ગ્રેષ્ઠ છે ચાર ઔંસની શીશીના રૂ ૧-૧૨-૦ ત્રણ શીશીના રૂ ૫ ડઝનના રૂ ૨૦ એ. રતલના રૂ ૬-૮-૦

# અશ્વરીન

શારીરિક અને માનસિક નબળાઇને દૂર કરવાનું ટૉનિક છે હરકોઇ જાતની નબળાઇને દૂર કરી, સ્મરણશક્તિને સતેજ કરે છે નબળી તંદુરસ્તીને બળવાન બનાવી હરકોઇ કારણથી ઉત્પન્ન થયેલ અશક્તિને હઠાવે છે ૬૪ ડોઝની શીશીનો રૂ ૧- -
ત્રણ શીશીના રૂ ૨-૧૨- ડઝનના રૂ ૧૧ ૨૫૬ ડોઝના રૂ ૩-૮-

ઇન્ડીઅન કેમીકલ ઍન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસ
૧ હોગલ કુરિઆ—કલકત્તા

ટેલી એડ્રેસ
"અરઝીના" કલકત્તા

ૐ

# અંકુશ.

ANKUSH

પુસ્તક ત્રીજું | પોષ ૧૯૭૬ | અંક ૩ જો

## ગુણવાન અને ગુલાબ પુષ્પ

તોટક છંદ

નવરંગ મનોહર આ નિરખ્યા,
દળ[૧] સુંદર પુષ્પ ગુલાબતણા
ભરપૂર સુગંધ[૨] ભરી છલકે,
લળકે[૩] ઝળકે ગુલ તે મનકે
"પ્રિય પુષ્પ! ન ગર્વ કદા કર તું,
નરમાશ સુવાસ સદા ધર તું
કંઈ કો જન જો તુજ સ્નેહ ચહે,
નમીંત નિજ સૌરભનાજ તું ?
ઉપયોગ ન કરનાર[૪] કને,
ત્યહીં ઉન્નત[૫] રોફ ન ખિજવજે
જગદીશ કૃપા તુજ શીશ ઘણી,
તત્કારણ સૌરભ છે દ્વિગુણી[૬]
પરપાસ સુવાસ ન વાપરશે,
હૈવા કો ટ આમર તું ખરો!!"

સૌ. દીવાળીમાઈ મોહનલાલ દયાળજી ઝવેરી

---

૧ મનુષ્યપક્ષે બુદ્ધિ ને ફૂલપક્ષે પાંખડીઓ ૨ મનુષ્યપક્ષે સદ્ગુણ ૩ ડોલે ૪ મનુષ્યપક્ષે ગર્વ-અભિમાન ને ફૂલપક્ષે કાંટા ૫ મનુષ્યપક્ષે ઉંચી ટેક રાખીને અક્કડ રહે। ૬ ફૂલપક્ષે બમણી સુગંધી ને મનુષ્યપક્ષે ઘણી બુદ્ધિ

સમાજ તથા તેના અગભૂતોનો પરસ્પર ર હેવો જોઇએ

૧૦ જેમ દરેક માણસ પોતાનુ અસ્તિત્વ જાળવવામા, જરૂર પડે તો અવયવોનો ભોગ આપવા તત્પર હોયછે તેજપ્રમાણે જ્યા સામાજિક અસ્તિત્વ જાળવવામાં જરૂર થાય ત્યા તે સમાજના અગભૂતોએ અર્પણ થઇ જવા તત્પર બનવુ જોઇએ આ પણ કેવળ આત્મરક્ષણજ છે

૧૧ જેમ દરેક માણસને મોટા થવાની-વધવાની-સ્વાભાવિક ઇચ્છા રહેછે તેજ પ્રમાણે પ્રત્યેક સમાજને પણ હોની જોઇએ છતાં જેમ શરીરમાં ભનાસાર ગ્રહણ કરેલો ખોરાક, પચે નહિ તો કહાડી નાખવો એજ નીતિ છે અને રાખવાથી રોગ ઉત્પન્ન થવાનો ભય છે તેજ પ્રમાણે સમાજે પણ પોતાના વધવાના પ્રયત્નોમા ખ્યાલ રાખવો એ સામાજિક નીતિ છે

રાજનીતિના બોધમા સાધારણ નીતિકરતાં જે જે બાબતમા ભિન્નતા જોવામા આવેછે તે ઘણે ભાગે આ વિચારઉપર ઘડાએલી સમજાયછે

૧૨ શરીરરક્ષણમા જેમ નિરૂપયોગી મુડદાલ અશોનો ત્યાગ કરવામા આવેછે (મુ ...લ નખ, વાળ મળ મૂત્રવગેરે) તથા ઉપયોગી વા ઉપકારક માની ગ્રહણ કરેલા પદાર્થો આમેજ ન થાય વા હાનિકારક નીવડે તો તેનો પણ ત્યાગ કરવામા આવેછે તેજ ધોરણ સમાજશરીરના રક્ષણમા પણ લાગુ છે

૧૩ જેમ વ્યક્તિઓના સમાજ બધાય છે તેમ સમાજોનુ પણ જોડાણ, સ । સંદા ઇષ્ટ છે અને તેની અતિમ મર્યાદા કોઇ મનુષ્ય તેના ઐક્યથી અલગ ન રહે એજ હોઇ શકે આમ છતાં તેનુ ઐ ય થયાવિના માની લઇને કોઇ સમાજ, પોતાની નીતિ રચવા જાય તો, તે સમાજના રક્ષણમા વિઘ્નો ઉભા થાય

ન હોય તે માની લેવુ એ અસત્ય હોઇને, તેમાં વિઘ્નો અસત્યમાથી નીકળે છે એ સ્પષ્ટ છે

૧૪ દરેક મનુષ્યે ખ્યાલ રાખવો જોઇએ કે પોતાજેવી બીજી વ્યક્તિઓને પણ પોતાનાજેવુજ આત્મરક્ષણ ધર્મ છે અને પ્રત્યેક સમાજે એજ ખ્યાલ અ ય સમાજો સબધે રાખવો જોઇએ અર્થાત્ એકબીજાને ઉપદ્રવ કરવાનો આત્મરક્ષણમા સમાવેશ થતો નથી તેથી તેવો ઉપદ્રવ અનીતિ છે

૧૫ આથી વધુ ઉંચી નીતિ વ્યવહારમા આવતી નથી કોઇ કોઇ વાર કથનમાં આવે છે ખરી પરતુ તેવે પ્રસગે એ કથન કહેનાર પોતે ગાતો હોય છે અથવા બીજાને ગતો હોય છે

૧૬ દેશ કાળ અને પરિસ્થિતિપરત્વે નીતિની સમજ બદલાતી રહછે તે પણ પોતાપણાની વધઘટ ... પા તરથી થતુ સમજાય છે

૧૭ આત્મરક્ષણમા ખરી ઉપકારક બે નીતિ જણાય છે (૧) સત્યપરાયણતા અને (૨) અહિંસા આ બેમા પણ અહિંસાને અપવાદ હોઇ શકે પ તુ સત્યને નહિ સત્યના બોધમા ક્યાં પણ અપવાદ દાખલ

થયેલા નજરે પડે તો ત્યાં તપાસી જોતાં તેમાં પક્ષપાત એટને રાગદ્વ હશે

૧૮ જે ગુણ સ્વભાવને નીતિ લેખવામાં આવે છે તે બધાના આધારમાં ઉપરની સમજણ રહેલી જણાય છે

સમાજમાં વર્ણવિભાગથી સામાજિક હિતની પ્રવૃત્તિઓની વ્યવસ્થા થાયછે તથા એક એ વ્યક્તિ જીવનનો ક્રમ આશ્રમ વ્યવસ્થાથી ઉન્નત કરાય છે તે પણ આત્મ રક્ષણના અનુષ્ઠાનમાંથી સહજ ઉગી નીકળેલા પ્રબંધ હોય એમ ભાસેછે

૧૯ મનુષ્યોએ રચેલા નીતિ નિયમોના ભંગ કર્યા વિના ગુન્હો નહિ પણ વિશ્વ નિયમોમાં તો અજ્ઞાન શિક્ષણીય છે હાના મ્હોટા બધાં દુઃખોનું પણ મૂળ હાનું હોટું અજ્ઞાનજ અને ન્હાના મ્હોટા બધા સુખોનું કારણ હાનું મ્હોટું જ્ઞાનજ હોય છે

૨૦ સૃષ્ટિના નિયમો પદાર્થના ગુણો વગેરેની માહીતી પણ જ્ઞાન છે તેથી તે ન્યાય સાધનામાં વિરોધી હોઇ શકે નહિ બારીક નજરે જોતા તેમાં વિશ્વસેવા છે માટે તેથી વિમુખ રહેવું એ પણ અનીતિ

૨૧ આ વિશ્વનો વહીવટ એકંદરે સત્ય તથા ન્યાયનીતિપર કોઇ અપરિમિત શક્તિથી થાયછે તેમાં સંશય નથી આમ છતાં જ્યારે ને ત્યારે અસત્ય તથા અન્યાય અપકાળ (જે માણસને વખતે એ આખી જીંદગી જેટલો લાગે થઇ પડે તેટલો કાળ) ફાવી જવાનો અવકાશ પણ છે માટે જીવન વ્યવહારમાં પ્રસંગે પ્રસંગે અસત્ય તથા તથા અન્યાયથી ઠગાતો પુરૂષ હારી જાય

૨૨ એક ભાગમાંથી બીજું વધુ સારૂં બનતું હોય અથવા એક હલકું ભાગમાંથી બીજા ઉચ્ચનો નિભાવ થતો હોય ત્યાં સૃષ્ટિમાં ભાગફોડ થયાજ કરેછે આથી બોધ મળે છે કે માણસે પોતાની સત્તાહેઠની વ્યવસ્થામાં પણ એ ધોરણે અપણ કરવું રાખવું થઇ જવું એ કર્તવ્ય છે

૨૩ સમાજના ધર્મ કર્મમાં જે રિવાજ અત્યંત જરૂર પૂરતું જ્ઞાન ન હોય તેમાં આપણાં જાણ્યે કે અજાણ્યે વિપરીત અસર નિપજાવાય નહિ તે વાતનો બહુ ધ્યાન રાખવો

૨૪ જે તે વેળાના કર્તવ્યમાં પોતાની શરીર મન વિદ્યા અને અનુભવની સર્વ શક્તિ કામમાં લેવી અને તેમ રહીને ત્યારેજ ઇશ્વરની સાનુકૂળતા માગવી.

૨૫ સહજ એટલે ઇશ્વરસૃષ્ટ સંબંધો અને માણસે પોતે બાંધેલા સંબંધોવચ્ચે પસંદગીનો પ્રસંગ આવે ત્યારે સહજ સંબંધોનો પ્રથમ હક ગણવો

૨૬ આવશ્યક થાય તેટલા વધુ સંબંધોમાં જોડાવું નહિ

૨૭ અગણિત પૃથક પૃથક સંબંધોમાં મુકાવું થાયછે તો કોઇએક સંબંધના અંગનું કર્તવ્ય બજાવતી વેળા અન્ય સંબંધોને મને તેટલા મનથી અલગ રાખવા

૨૮ સાંભળેલું ધારેલું અને પ્રત્યક્ષ કરેલું એ વચ્ચેના તફાવત હમેશા કાળજીથી ધ્યાનમાં રાખવા આ બધાને સરખા વજનદાર ગણવા કે ગણાવવાના દોષથી બચવું

૨૯ કર્તવ્ય બજાવવામાં ગાઇ દેખાડવાની ઊર્મિ આવે રોકવી જોઇએ.

૬

કરવામાં આવેછે તે સ્વીકારીએ તો તેઓ જીવાત્માનાં ત્રણ મુખ્ય સ્વરૂપો કે પ્રગતિઓ (કે જે વ્યક્તિ-ચેતનાસમાનજ છે તે) નો તેમાંજ (મનસ્ શબ્દમાંજ) સમાસ કરેછે; જો કે મનસ્ શબ્દ અને ચેતના શબ્દનો ખરો અર્થ શું અને તેનો યથાર્થ ઉપયોગ પણ શું તેમાટે તો હજી વાદાનુવાદ અને તકરારો ચાલેછે પરંતુ પાશ્ચાત્ય માનસશાસ્ત્ર (Psychology) માં સામાન્યરીતે મનસ્ (મન) શબ્દનો જે રીતે પ્રયોગ થાયછે તેનો મુકાબલો પૂર્વના તે વિદ્વાના અનુયાયી જે કરેછે તેની સાથે કરીએ તો જે ચેષ્ટાને પશ્ચિમમાં કામના (Volition) શબ્દ વાપરી નિર્દેશ કરવામાં આવેછે તે ચેષ્ટાને પૂર્વવાળા કાર્ય કે ક્રિયા (Action) શબ્દ વાપરી કરેછે અને ચિત્તવૃત્તિ શબ્દથી જે સંજ્ઞા પશ્ચિમવાળા બતાવેછે તે સ્થળે પૂર્વવાળા ઇચ્છા કે વાસના શબ્દનો પ્રયોગ કરેછે. તેના મતપ્રમાણે તો એક "વિચાર" પણ જ્ઞાનશક્તિની એક ગૂઢ અને વિશેષ વૃદ્ધિ સ્વરૂપવત્, ઇચ્છાશક્તિની એક ચિત્તવૃત્તિ સ્વરૂપવત્ અને ક્રિયાશક્તિના એક આભાસ સ્વરૂપવત્ છે. કામનાને તો તે પૂર્વનો તત્વજ્ઞાની કદાચ જ્ઞાન કે વિચારના ઉત્પાદક પેટાભાગતરીકે, કિંવા ક્રિયા કે કાર્યચેષ્ટાના જ્ઞાનપ્રબોધક વિભાગતરીકે લેખે. સ્થૂલ ક્રિયા કે કાર્યને જ્યારે એક માનસિક કાર્યધારરૂપે કહીએ ત્યારે આપણે એમ અર્થ કરાવવા માગીએ છીએ કે ક્રિયાનો અંતર્ગત સ્વભાવ પણ ચેતનાનો એક ધર્મ (ફરજ) છે, અને જીવતું સ્થૂલ શરીર પણ ચેતનાનો ભાગ છે બલકે તેવા શરીરનું અસ્તિત્વજ ચેતના છે. જેમ પશ્ચિમનો કોઇ માનસશાસ્ત્રવેત્તા જ્ઞાનશક્તિ પણ એક ઉચિત માનસિક ચેષ્ટા છે એમ સ્વીકારવામાં આનાકાની નથી કરતો, જો કે તે જ્ઞાનશક્તિની શરૂવાત ભલેને જ્ઞાનતંતુવાળા સ્થૂલ અવયવોદ્વારાજ થતી હોય અને ભલેને જ્ઞાપન કરવાનો પદાર્થ પણ છેવટના પૃથક્કરણમાં નિરંતર સ્થૂળજ હોય વળી જેમ તેને (તત્વવેત્તાને) વાસના કે ઇચ્છા પણ ભલે જો કે સ્થૂલ ઢબવાળા ઉપાધિમાંજ શરૂ હોય અને ભલેને તે પણ સ્થૂલ પદાર્થમાં પરિણામ પામતી હોય તોપણ તે પણ માનસિક ચેષ્ટા ગણે છે, તેમ પૂર્વના-હિન્દના-તત્વવેત્તાની દૃષ્ટિએ ક્રિયા કે કાર્ય પણ માનસિક ચેષ્ટા છે. પછી ભલેને પરિણામે સ્થૂલશરીરદ્વારા સ્થૂલ ફેરફારો કરવાસારૂ તે નિર્ગત થએલ ક્રિયા કે કાર્ય હોય. સારાંશ કે પશ્ચિમમાં કામના અને ક્રિયા (કાર્ય) વચ્ચે જે રીતનો ભેદ સમજવામાં આવેછે તે રીતનો ભેદ પૂર્વના તત્વવેત્તાઓ લેખતા નથી. પૂર્વમાં નૈયાયિક યાને ન્યાયવેત્તાની દૃષ્ટિએ "પ્રયત્ન" પણ જેમ એક માનસિક ગુણ કે માનસિક વિશિષ્ટતાનું રૂપ છે તેમ પશ્ચિમનો તત્વજ્ઞાની તેને કામના લેખે છે. અલબત્ત કામના શબ્દમાં જે અર્થ સમાયો છે તેનાકરતાં પ્રયત્ન શબ્દમાં ઘણો વિશાળ અર્થ સમાયો છે. પ્રયત્ન શબ્દ માત્ર કલ્પનાવાચકજ નથી, બલકે ક્રિયાવાચક પણ છે. પશ્ચિમના જે માનસિક શાસ્ત્રવેત્તાઓ એમ માનેછે કે કામના તે અતિશય ગાઢ વાસના છે કિંવા

ગાઢ વાસના-સમૂહનું પરિણામ છે અને તેજ વાસનાનું અમુક અંશે ક્રિયામા રૂપાન્તર થતુ સ્વરૂપ છે તેઓ હિન્દના તેવા મત ધરાવનારાઓસાથે બહુ મળતા આવેછે

એ પણ કહેવુ જોઇએ કે ચેતનાના ત્રિધા સ્વરૂપ કે ત્રિધા ચેષ્ટાઓ જે આપણેઉપર વર્ણવી ગયા તેમાં હિન્દી તત્વવેત્તાના મત પ્રમાણે સુખદુ ખના સ વેદનોનો તો અવકાશજ નથી અને પશ્ચિમની તે ગણત્રીમા ભલે આછો પણ તેનો (સુખ દુ ખનો) સમાસ થાય છે ખરો આમ થવાનું કારણ તો સુ ખદુ ખના પ્રકાર કે સ્વભાવ સ બ ધી ચર્ચા કરીશુ તેના પ્રસગમા જે ચર્ચા ચલાવાશે તે ઉપરથી જણાઇ આવશે

હમણા તો નીચેની બાબત જે કે આ સ્થિતિએ બહુ સમજ કદાચ ન પાડે તે પણ અત્રે નિરૂપણ કરવી તે ભવિષ્યના સવાલને સબધકારક હોઇ અવશ્યક છે તે તે એક કારણતરીકે પણ લખવુ, તે તે એ કે સુખ અને દુ ખ તે જીવના સ્વરૂપો કે પ્રતિભા વાચક કરતા તેના અ શવાચક છે જરા બે રીતે આ શબ્દોનો અર્થ કરીએ તો જીવના સ્વરૂપ કરતા તેના પ્રમાણુ કે અ શ વધના ઓછાપણુના માપ સથે સુખ દુ ખ ની ભા વના વધારે બધ બેસતી આવેછે એટલુજ નહિ પણ જીવનના પ્રત્યેક અનુભ મા તેજ દ્રષ્ટિએ એ સુ દુ ખ વ્યાપી રહેછે અને જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિના ત્રિધા સ્વરૂપોમા પણ અજ ભેદ આપણને થ પડે

પશ્ચિમના શાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય ચિત્તવૃત્તિના પ્રકાર કે સ્વભાવ સ બ ધે શીરીતે બધાયો તે વાત નીચેની હકિકતથી કદાચ ધ્યાનમા આવે

પ્રત્યેક ચિત્તવૃત્તિ સુખ કિવા દુ ખ આપ નાર હેવાથી ચિત્તવૃતિનુ દ્વિધાપણુ, એટલે કે ચિત્તવૃત્તિ સુખ આપનાર કે દુ ખ આપનાર સાધનતરીકેની ઓળખ અને ચિત્તવૃત્તિ માત્ર કામના તરીકેની ઓળખ આ આપણને હમેશના પરિચયની બાબત નથી અને તેથી તે બે વચ્ચે શુ ભેદ છે તેપ્રતિ પણ બહુધા હજી સુધી લક્ષ દોરવાયુ પણ નથી એટલુજ નહિ પણ જે ચિત્તવૃત્તિ સુખ આપનાર કે દુ ખ આપનાર સાધન છે તેનું નિરૂપણ હજીસુવી વ્યવસ્થાપૂર્વક કે શાસ્ત્રીય દ્રષ્ટિએ થયુ પણ લાગતુ નથી, આ પ્રમાણે જો શાસ્ત્રીય દ્રષ્ટિથી મથન થયુ હોત તો પણ કાઇક સૂચન આપણને મળી શકત અસ્તુ

આ વિષ્યથી તેસ બધી [ચિત્તવૃત્તિસબધી] જે કાઇ સામાન્યરીતે જાણવામા આ યુ છે તે તે એટલુજ કે અમુક સયોગો અમુક ચોક્કસ ચિત્તવૃત્તિઓ જાગ્રત કરેછે અને તે સુખ કે દુ ખ આપવાવાળી હોયછે એટલે ખરી રીતે જોતા ચિત્તવૃત્તિઓ સુખ કે દુ ખ આપનારી અને જો તે સુખપ્રદ હોય તો તે સ્થિતિ ચાલુ રહે તેમ કરવાવાળી અને અને દુ ખપ્રદ હોય તો તેથી વિમુખ થવા મથનારી વાસનાઓ છે એટલુજ નહિ પણ ભવિષ્યના [તે વાસનાથી] નિપજતા સુખકર કિવા દુ ખકર પૂર્વાસ્વાદનો કે રમણીયતાની અમુક મનોભાવ ઉદ્ભાવી તેને ટકાવી રાખનાર પણ તેજ છે આમ હો

આથી કોઇપણ ચિત્તવૃત્તિ ચોકકસ સુખ કે દુ ખના સવેદનથી આરભાઇ તેના ભૂતકાળના તે તે અનુભવો દષ્ટિમા રાખી ભવિષ્યમા તેવા સુખદુ ખના સભવિત સવેદનોમા પરિણમે છે આ વિવિધપ્રકારના સૂક્ષ્મ ભેદોના તત્વો ચેતનાના નિસના સામાન્ય વ્યાપારમા એટનાસધા સેળભેળ થઇ નિકટપણે જોડાઇ ગએલા હોયછે કે જો ખાસ તેને નિરાળા રાખવાનો સુદઢ અને સતત પ્રયાસ કરવામા ન આવે તો એ ભેદ સહજ દષ્ટિગોચર પણ થવા પામતો નથી અને તેથી કરીને પ્રત્યેક ચિત્તવૃત્તિ પૃથક્ ગણવા યોગ્ય છેજ નહિ, અર્થાત્ તે પૂર્વાપરના સબધ શોધવાના વિષયથી દૂર છે એમ હજીસુધી મનાતુ આવ્યુ છે

પરતુ એ ખાસ લક્ષપૂર્વક ધ્યાનમા રાખવાનુ છે કે આસપાસના નિકટના સયોગોની ચોકસ સ્થિતિને લઇ ખાસ બધાતી વાસનામય ચિત્તવૃત્તિ એક બાબત છે અને તેના સહવાસ કે પરિચયમા આવવાના પરિણામે ઉદ્ભવતા સુખ કે દુ ખના સવેદનમય ચિત્તવૃત્તિ એ બીજી બાબત છે

આ લેખના પાછળના પ્રકરણો આ દષ્ટિબિન્દુઉપર કદાચ કાઇક વિશેષ અજવાળુ નાખી તેને સ્ફુટ કરવા પ્રયત્ન કરે

ચિત્તવૃત્તિના સ્વભાવ-પ્રકારસબધી જે બે ભિન્ન અભિપ્રાયો આપણે ઉપર તપાસ્યા તેથી એટલુ તો જોવાઇ શકાયુ કે ચિત્તવૃત્તિ વિવિધ હોવા છતા તેનુ વર્ગીકરણ થઇ શકેછે બલકે હિન્દી શાસ્ત્રવેત્તાના મતપ્રમાણે તો આ વાસના-ચિત્તવૃત્તિનુ પણ વર્ગીકરણ અને પૃથક્કરણ પણ થઇ શકે તેમ છે

હવે ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાશક્તિના બરાબર અર્થ શુ છે, એક જીવાત્માની ચેતનાનાં આ સ્વરૂપો કેમ અને શામાટે રચાય છે, નાશ પામેછે અને વળી પુન રચાય છે વાસના અને તેનાથી ઉત્પન્ન થતા સુખદુ ખની વચ્ચે શો સબધ છે એટલુજ નહિ પણ તે બન્નેની વ્યાખ્યા આપતા જતા અનવસ્થા દોષ ન આવે તેપ્રમાણે એકબીજાનો આગાગી સબધનો કીરીતે નિર્દેશ થઇ શકે એમા પ્રથમ શુ અને પછી શુ અથવા તેપ્રમાણે સ્થિતિ છે કે તેથી કાંઇ ફેરફારવાળો પ્રકાર છે તેમજ તેવો અનુક્રમ તે બેનવચ્ચે સાધ્ય છે કે નહિ, એટલે કે બીજ-તરૂના દષ્ટાતમા પ્રથમ શુ અને પછી શુ એ વાત જેમ ચોક્કસ થઇ શકેછે તેમ તે બેવચ્ચે [ વાસના ચિત્તવૃત્તિ અને સુખદુ ખવચ્ચે ] થઇ શકે કે કીરીતે? આના આવા પ્રકારના પ્રશ્નનો નિર્ણય કે ખુલાસો ન થાય તેવુ નાઇ નથી પણ ખરુ જોતા એ વિષય આત્મા અનાત્મા દેશકાળ ગતિઆદિ આન્વીક્ષિકીશાસ્ત્ર [ અધ્યાત્મવિદ્યા ] ને લગતી બાબત છે એટલે અત્રે તેનુ વિશેષ વિવેચન કરતા નથી

ઉપરના સક્ષિપ્ત સવાદ પછી આ લેખના અભ્યાસના આરભ અથવા આપણા હેતુપુરતુ એટલુ સ્વીકારવુ બસ છે કે ચિત્તવૃત્તિ એ વાસનાઓ છે, જેમા મુખ્ય પ્રાકૃત વાસનાઓ બે છે જે પૈકી એક વાસના જે પદાર્થ સુખ ઉપજાવે તેની સાથે મળવાની છે અને બીજી જે પદાર્થ દુ ખ ઉપજાવે તેનાથી વિખુટી પડવાની છે, બીજા શબ્દોમા

કહીએ તો તે મજેનુ નામ આકર્પણ અનાકર્પણ ઘાત પ્રત્યાઘાત, પ્રીતિ અપ્રીતિ રાગદ્વેષ અથવા બીજા જે તેના અર્થસૂચક હોય તેમા પણ કહી શકાય તેવુ છે

આ પ્રમાણે જે કહેવાઈ ચુકયુ છે છતા પણ કાંઈક વધારે વિચારશીળ અને નાશકારક પદ્ધતિની દૃષ્ટિએ આ 'રાગ દ્વેષ શબ્દનુ સમર્થન થાય તેવા હેતુથી, ભિન્ને શબ્દના પિષ્ટપેષણના કિવા શબ્દચાતુર્યના આક્ષેપનો ભય છે તો પણ કેટલુંક વિસ્તારથી કહેવાનુ આવશ્યક સમજુ છુ ને તે એ કે રાગ શબ્દ જેમ બીજાસાથે જે ઘાની ઇચ્છા વાચક છે તેમ તે સબંધ સભવિત છે એમ ગર્ભિત સૂચનાવાળો પણ છે તો પણ તેનો પૂર્ણ બહોળો અર્થ તો એ છે કે પ્રત્યેક જીવાત્મા બીજા અન્ય જીવાત્માસાથે એકતા મૂળમા જે પોતાપણુ-કે જે ઐકયથી વ્યાપ્ત છે તેની તે ઉપલબ્ધિ કરી શકે તેવી પ્રેરણાશક્તિથી ભરેલો પણ છે એટલુંજ નહિ પણ તે એકતા એકત્વ-અદ્વૈતપણુ સર્વ વ્યાપક અન્તરાત્મા પ્રત્યગાત્માની સાથેનુ પણ હોઈ શકે, તે શક્તિથી પણ ભરપુર છે અરે તેથી પણ વિશેષ તો એ કે તે ભિન્ન ભિન્ન આત્મા એક પરમાત્માના અંશો છે પછી ભલે જૂદી જૂદી ઉપાધિઓને લઇ થોડો સમય ભિન્ન ભિન્ન દેખાતા છતા ભલે તે ઉપાધિઓ તેમનુ એકત્ર નાશ કરી અનેકત્વ દેખાવમા પ્રાપ્ત કરાવવા છતાપણ પુન તે એકત્વ-ઐકય-અદ્વૈતને પ્રાપ્ત કરવાસારૂ જે પ્રયાસ થઇ રહ્યા છે તે "રાગ શબ્દના બહોળા અર્થમાં આવેછે અર્થાત્ રાગશબ્દ જીવાત્મા આત્મા પ્રત્યગાત્મા પરમાત્માનુ એકપણુ સૂચવવાવાળો છે તેવીજરીતે દ્વેષ શબ્દની બહોળી વ્યાખ્યા કે વ્યક્તિમા જે અન્તર્ગત અનાત્મપણુ નાનાત્વ રહેલ છે એટલે કે અનેકતાપણુ મૂળ પ્રકૃતિના વિભાગપણુ જેની સાથે અગર જો કે આત્મા થોડા સમયમાટે ચયેન દેખાય છે છતા તે નાથી જુદા પડવાનો પ્રયાસ આત્માનો જારી છે તેનો નિર્દેશ આપોઆપ થાયછે અર્થાત્ દ્વેષ શબ્દ અનાત્મા દ્વિધા, અનેકતા ગુણ પણ સૂચવનારો છે

---

## જાહેર પ્રજાને અગત્યની સૂચના.

# પાપ ખરૂં કે?

લેખક—નલિનીકાન્ત.

આજે મહાશિવરાત્રિ હોવાથી કુંજમાં મેળો ભરાય છે. હજારો શ્રીપુરનો વિશ્વેશ્વરનાં દર્શન કરવા જતાં હોવાથી માણસોની ભીડ જામી રહી છે. ગાડી ઘોડા સાયકલો અને મોટરકારોની દોડાદોડ અધિક ત્રાસ આપેછે. ગરમીથી શ્રમિત થયેલાં લોકોમાટે પીવાનાં પાણીનાં થીમાનો તરફથી ઠેરઠેર પરબો મંડાયાં છે, રસ્તાની બાજુમાં કોઇ આંધળાં લુલાં, લંગડાં અને રક્તપિત્ત આદિ વ્યાધિથી પીડાતાં લોકો જમીનપર કપડાંના ટુકડા પાથરી જતાં વળતાં લોકોને પાઇ પૈસા આપવા તથા ફલાહાર વિગેરે મળવા લાંબો સાંટો પાડી વિનવતાં હતાં. કોઇ સાધુઓ લાલજી, સરસ્વતી કે ગુરૂદત્તાત્રેયની છબીઓ રહામી રહામી રાખી પૂજાનો આડંબર કરી બેઠેલા હતા, કોઇ ગીતા અને રામાયણ લાંબા રાગ ખેંચી ગાઇ લોકોનાં મનરંજન કરતા હતા. ભાવિક લોકો આવા સ્થળોએ બે ઘડી વિશ્રામ નિમિત્તે બેસી કથા શ્રવણ કરતા હતા અને યથાશક્તિ પોથી આગળ દક્ષિણા અર્પણ કરી રસ્તે પડતા.

મારી ગાડી લગભગ અગીઆર વાગે કુંજમાં આવી પહોંચી. અમે સહકુટુંબ ભગવાન વિશ્વેશ્વરનાં દર્શનાર્થે આવેલ હતાં. હું અને મ્હારાં પત્ની પૂજાનાં સાહિત્ય લઇ ગાડીમાંથી ઉતર્યાં. ગાડીવાનને ઘાટસમીપ ગાડી થોભવાનું તથા ઘોડાને પાણી વિગેરે પાઇ કલાક સુધી આરામ લેવાનું કહી અમે ઉમાપતિના મંદિર ભણી ચાલ્યાં. મ્હારો પટાવાળો લોકોની ભીડ ભાંગી માર્ગ કરી આપતો શીઘ્ર અમને મંદિરમાં લાવ્યો. મ્હારાં પત્ની મંજુલા સાચાં શ્રદ્ધાળુ અને પ્રભુપરાયણ હતાં, ઘેરથી લીધેલ સુગંધી ફુલહાર, ઉમાપતિને ચ્હડાવવા બ્રાહ્મણને આપ્યા. તથા ધૂપ, દીપ, ચંદન નૈવેદ્ય આદિથી મહાદેવનું ષોડશોપચાર પૂજન કરાવ્યું. બ્રાહ્મણને ફલાહાર તથા દક્ષિણા આપી, આવતી કાલે પ્રભાતમાં સીધું લેવા આઠ વાગે હાજર થવા પણ સૂચના આપી દીધી. હું મંદિરમાં માણસોની ભીડથી કંટાળી બહાર જવા ઇચ્છતો હતો. પરંતુ મ્હારાં પત્નીએ ૐ નમઃ શિવાય એ પંચાક્ષરમંત્રનો જપ કરવો શરૂ કર્યો. આખરે કંટાળીને મ્હેં લોકોની ભીડમાં સાંભળી શકાય તેમ તેણીને ઘાંટો પાડી બહાર જવા કહ્યું. મ્હારાં પત્નીએ ઉત્તરમાં જયશંકરનો પાઠ કરી ચાલીએ. એમ જણાવ્યું. વાંચનાર! તને આશ્ચર્ય થશે, પરંતુ હું ખરું કહુંછું.

ભારતની હિન્દુ રમણીમાં પ્રભુપ્રતિની શ્રદ્ધા આજ પણ તેવાજ ઉચ્ચ પ્રકારની છે અને એ શ્રદ્ધાના પરિણામે મંદિરના પૂજારી સદાશેજે પ્રભુના રાહમાં ફસાવી આવી અનેક શ્રદ્ધાળુ સ્ત્રીઓને ભ્રષ્ટ કરેછે. પ્રભુ તેઓને

સદ્‌વૃત્તિ આપો, અને ભારતના પુણ્ય ક્ષેત્રો પુન પોતાનું પ્રાચીન ગૌરવ ધારણ કરે, તેવી ઉન્નત ચારિત્ર્યવાળા પ્રગટો ! અસ્તુ મારી પત્નીની પૂજા પુરી ન હતી એ જોઈ તે દીની આવી શ્રદ્ધામાટે મને ઘડીક તિરસ્કાર પણ આવ્યો તેથી કંઈ ગર્વપૂર્વક તે દીને સત્વર પૂજનવિધિ આટોપી લઈ તુરત જવા જણાવ્યું. વળી એક મહારાજે અમને એક પેટારામાથી ગોરી વિદ્યાની પ્રસાદી આપી અને તે લઈ અમે મન્દિર બહાર આવ્યા.

મન્દિરના સિંહદ્વારથી થોડે આગળ જતા ઉદાસીન અને નાગા બાવાઓની જમાતો રાવટીઓ તાણી પડેલી જોઈ બેઠકો નાના ચીપીઆઓ ધુણીમા ઉભા રાખી ધુણીને સળગાવી પંચાગ્નિ તાપતા હતા અને આ બીના ઉતારાઓમા કોઈ સ્થળે નજરે સ્ત્રીઓ જામેલી હતી, જેમા પુરુષો સમક્ષ સ્ત્રીઓ ભાગ લેવામાં પ્રથમ હતી આ દૃશ્ય અમને ઠીક નહિ લાગવાથી અમે આગળ ચાલ્યા,

મેળાના રોજના દિવસમાં ઉભી થયેલી બજાર જોવા આવતાં લોકોને હાટે વેચવા આવેલા વેપારીઓને જોઈ ... હિન્દભરનો ... થયો આખરે અમે પ્રેમ બે સંત મહાત્માના દર્શન કરી ઘોડાગાડી ભાડે લઈ અમારા વાડીતરફ વળ્યા

રસ્તામાજ મારા સ્નેહી મનુભાઈ મળ્યા મનુભાઈ અમારે ત્યાંની શાળામાં હેડ માસ્તર હતા તુરતના ગ્રેજ્યુએટ થયેલા અને સાહિત્યરસિક અને સજ્જન હતા મ્હારા સરખા તાલુકામા અમે ચાર પાંચ પાડોશીઓ હોવાથી પરસ્પર વારંવાર મળવાના અનેક પ્રસંગો મળતા, તેમાં રવિવાર, જાહેર રજાનો દિવસ, તે મ્હાડે ખાસ મારે ત્યાં માસ્તર મનુભાઈ, વહીવટદાર માણેકલાલ અને ડોક્ટર નરભેરામ વિગેરે ગૃહસ્થો બબ્બે ત્રણ ત્રણ કલાક ક્રિકેટ રમવા આવતા, હુ મુનસફની જગાપર હોવાથી આવા ગૃહસ્થોને મ્હારે ત્યાં જોઈ આનંદ પામતો.

મ્હારા પત્ની મંજુલા પણ મારા દરબારી સાથીઓનો સત્કાર કરવા ચુકતાં નહિ માસ્તર મનુભાઈ મારા પત્નીએ બનાવેલો ચિવડો વખાણી વખાણીને ખાતા અને કોઈ વખત મંજુલા બ્હેનનો ચિવડો ખાવા આવેલ છું એમ કહી તૈયાર કરાવતા માસ્તરસાહેબસાથે અમારા આ વ્યવહારથી પરસ્પર કુટુંબજેવો દૃઢ સંબંધ થયેલો, માસ્તરને જોતાજ મારા પત્નીને સ્વાભાવિક હર્ષ હોવાથી તે તુરતજ તેમને બોલાવતા, પરંતુ આજે માસ્તરસાહેબસાથે એક અન્ય ગૃહસ્થ હતા અને જે મારા પત્નીને સર્વથા અપરિચિત હતા

૨

માસ્તર સાહેબસાથેના ગૃહસ્થને હું અમદાવાદ મુંબઈવગેરે સ્થળોમા એકાદ બે વખત મળેલો એટલે મને કંઈક પરિચિત હતા, તોપણ તેનો અધિક પરિચય આપવા મનુભાઈને મેંજ પ્રશ્ન કર્યો—"મનુભાઈ ! આ ગૃહસ્થ ક્યાંના અતિથિ છે ભાઈ ?"

મનુભાઈએ કહ્યું ' તેઓની જન્મભૂમિ તો કાઠિયાવાડ છે પરંતુ તેઓ ગુર્જરમાતાના સહૃદય અને સાચા સેવક છે ગુજરાતી સા-

હિસની યથાશક્તિ સેવા બજાવતા રહી ગુર્જર ગિરાને ઉચ્ચસ્થાને શોભાવનારા—સાહિત્યરસિક અને લેખક છે 'રમણ' એ તખલ્લુસથી લખનારા સામાજિક અને હિંદુ ગૃહજીવનને યથાર્થ આલેખનાર પોતાની રસમયી મીઠી કવિતાઓથી માસિકપત્રોમાં પ્રધાનસ્થાન લેનાર આ ગૃહસ્થ મારા બાળપણનો—માનો કે સંગોટિયા મિત્ર છે. હું આ નૂતન પરિચય મેળવી આનંદ પામ્યો, અને તેની સાથેજ મ્હેજ વાર્તાલાપ કરવા ઇચ્છા થઇ

"આપનું વિશેષ કરીને ગુજરાતમાં કયે સ્થળે રહેવાનું બનેછે?"

"સાહેબ! હાલ તો વડોદરામાં શ્રીમાન્ નાતમલાલ ગાટના પુત્રી મિ સુભદ્રાના ખાનગી શિક્ષકતરીકે કામ કરૂંછું, એટલે લગભગ ચારેક માસથી વડોદરાજ છું"

રમણના બોલવામાં સભ્યતા અને લાગણી જોઇ હું પ્રસન્ન થયો. તે સુંદર હતા અને સુંદર બોલતા હતા, તેની ભવ્ય આકૃતિ, પહેરવેશ અને મધુર બોલવું, એ સર્વ પ્રથમ મળનારને જરૂર મુગ્ધ કરે તેવા હતા તેણે સાદા પણ સ્વચ્છ અને સફેદ વસ્ત્રો કોઇપણ જાતની ટાપટીપવગર પહેરેલા હતા, કોરકિનારી ધોતિયું, પગમાં હેમશુઝ, ડકનો લાંબો કોટ અને માથે મખમલનો નમેલ સામે ખાંચો હતો, ગળામાં કોલર, હાથમાં સ્ટિક કે શિર પર ફ્રેન્ચકટ ન હતા, તોપણ તેની તેજસ્વિતા, સ્નેહભીનુ હૃદય અને આંખમાંહેનુ તેજ અપૂર્વ મોહક હતા

મ્હારા પત્ની એટલે મ્હારૂ સર્વસ્વ, અને અનુરૂપ હૃદયમાં સ્થાપનાર મ્હારા સુખ અને સાનુકૂળતા ખાતર સતત શ્રમ લેનાર અને 'પતિનુ એટલુ પ્રિય માનનાર' સાચા પતિના હતા

તેમના જીવનના કોઈ પણ પ્રસંગે આ હૃદયનાં શંકા ઉદ્ભવી નથી અને હું પણ અન્ય પતિ જેવો વ્હેમીલો પતિ ન હતો. એટલે મ્હારી પત્નીમાટે કદીપણ શંકા થવા સંભવજ નથી, તો પણ મંજુલાના આજના વર્તને મ્હને કંઇક દિલગીર કર્યો

મંજુલા એક અપરિચિત ગૃહસ્થના પગથી મુખ સુધી વારંવાર જોયા કરે રમણના મુખ અને નેત્ર સામે ગીરી ટીકીને જુએ એ મ્હારાથી કેમ સહન થાય? તેણીને પરપુરૂષ સામે આવી રીતે નિહાળી જોવાનો અધિકાર શો? મ્હેં આપેલી છુટનો આવો ઉપયોગ? ત્યદ મંજુલાના જીવનમાં—પતિવ્રતમાટે શંકા થઇ મંજુલા આજે પતિધર્મ ચૂક્યા એ જોઇ દિલગીર થયો

સ્ત્રીઓની ઉન્નતિ—સ્ત્રીજીવનનો વિકાસ એ રમણનો પ્રિય અને પ્રધાન વિષય હતો. અનેક ગુર્જર સન્નારીઓસાથે બોલવા ચાલવામાં અવશ્ય રસ લેતો પરંતુ તેના શુદ્ધ જીવન કે ઉન્નત ચરિત્રપર કદી મ્હને મનમાં શંકા થઇ નહોતી પણ આજે મંજુલાનીસાથે તેને નેત્ર મળતાં મ્હારા દિલમાં શંકા પેસી ગઈ મંજુલા આથી વિશેષ તેની સાથે બોલવાનું સાહસ કરવા પણ આતુર હતી રમણનું બોલવું સાંભળવું પીયુ હસવું, અને રમણની ગૌરવતાની છાપ મંજુલાના હૃદયમાં જડાઇ ગઇ મંજુલા તેની સામે વાર્તાલાપ ન કરે તો ઠીક, એમ ધારી

રમણસાથે મ્હેં પણ અધિક વાતચિત નહિ કરતાં આંબાવાડીભણી ચાલતાં કોઇ ન જોઇ શકે તેમ મારા પત્નીનો હાથ દાબી સંકેત કર્યો, તોપણ મારાં ભોળા પત્નીએ 'ચાલો, થોડીવાર આંબાવાડીમાં ફલાહાર લઇશું' એમ કહી મનુભાઇને આવવા આગ્રહ કર્યો. મંજુલા કહે અને મનુભાઇ સાથે ન ચાલે એવું કદી બને નહિ. તોપણ મનુભ ૦ના અતિથિ રમણ સાથે આવતા અટકે એવું મારા શંકિતહૃદયે ઇચ્છયું. આખરે મારી ઇચ્છા મનમાંજ રહી અને મનુભાઇ નવા અતિથિને લઇ અમારી સાથે ચાલ્યા. અમે ફરતા ફરતા આંબાવાડીમાં આવી પહોંચ્યા.

કુંજમાં આંબાવાડી એ રમણીય અને સુંદર રચના હતું. નજીક નજીક જામી રહેલી આમ્રઘટામાં કોયલો ટહુકી રહી હતી. એક બાજુ સરોવરના કિનારાપર રમતા હંસનાઓ અને મયૂરો ટેહુ ટેહુ કરી પ્રવાસીના દિનરંજન કરી રહ્યા હતા. ગુલાબ, કણેર, ચંપો, જાઇ, બોરસલીવિગેરેની સુંદર ફુલવાડી નિહાળતાં આનંદ આનંદ થતો. અને ઉઠવા ઇચ્છા પણ ન થતી. ઇન્દ્રના નન્દનવન અને લંકામાં સીતામૈયાને રાખવામાં આવેલ અશોકવાડી તે કલ્પનામાં ખડા થતા હતા.

અમે એક વિશાળ આમ્રની શીતળ છાયા નીચે બેઠા. ગરમીને લઇ કોટ, ટોપીવિગેરે કહાડી નાખ્યા અને નન્દભૂમિની રમણરેતીજેવી પાથરેલી રેતીઉપર બેસી કંઇ કંઇ નવાજૂની વાતો કરી. મહાત્મા ગાંધીના સત્યાગ્રહની, નિડરતંત્રી શ્રીમાન્ હોર્નિમેનના દેશનિકાલની અને નામદાર પટેલના બિલવગેરે ઉપર કેટલીએક ચર્ચા કરી. એ સર્વ વાતોમાં રમણના મ્હોંની વાતો સાંભળવા મારા પત્ની આતુર દેખાતાં. રમણનો વાક્પ્રવાહ ઉમંગથી સાંભળતાં અને લોહ જેમ ચુંબકભણી ખેંચાય તેમ રમણભણી કોઇ ગુપ્ત જાદુઇ આકર્ષણે મારાં પત્ની ખેંચાયાં. મારા મનમાં કંઇ કંઇ વિચારો થયા, કંઇ કંઇ તરંગો ઉછળ્યા. મારા પત્નીને કયારે શું? કયા રૂપમાં કહેવું? અને શું શું કરી સમજાવું મારૂં મન ભ્રમિત થયું. ચકડોળે ચાલ્યું. મારા પત્ની જે વિષયમાં રસ લેતાં હતા તે મને નીરસ અને શૂન્ય દીસતું. મારો માનસિક આનંદ તો ક્યારનો ઉડી ગયો હતો. પરંતુ મારા સાથીઓ મારી માનસિક સ્થિતિ-મારો મનોભાર ન જાણી શકે તેટલાપૂરતો તેઓની વાતચિતમાં હું ભાગ લેતો. "બસ" છૂટનું પરિણામ, થોડા પુસ્તકો વાંચી મેળવેલું પોપટીયું જ્ઞાન અને પતિનો જીતી લીધેલો વિશ્વાસ એજ મારા પત્નીના અપકવ હૃદયને પરપુરૂષભણી ખેંચી રહ્યા છે. રમણ વિદ્વાન છે, સજ્જન છે, જિતેંદ્રિય છે તોપણ તે એક પરપુરૂષ છે, અપરિચિત છે, માટે તેના સામું વારંવાર નિહાળી નિહાળી મારા પત્નીએ શા માટે જોવું જોઇએ? તેના પ્રતિ આવો પક્ષપાત શ્રીમતી શાથી બતાવેછે? વાચનાર! તુંજ કહે મારાં પત્નીમાટે થયેલી મારી માન્યતા સકારણ છે કે નહિ? આવા કંઇ કંઇ તરંગો મારા દિલનું ઉંડાણ મારી મન્થન કરવા લાગ્યા. મારા પત્નીએ નાળિએરીપરથી લીલા ત્રોફા લાવી આપવા માગીને જણાવ્યું અને સહુએ નારીએળનું પાણી પીવું માગીને છ

આઠ આના આપ્યા. અને ઘેર જવાનો વખત થઇ જવાથી અમે ઘાટભણી વળ્યાં. ગાડીવાલે ગાડી હાજર કરી.

માસ્તર સાહેબ તથા તેમના અતિથિ પણ મારાં પત્નીના બોલાવવાથી અમારી સાથે ગાડીમાં બેઠા. ગાડી ચાલી. હું કે સમાજસેવા અને ગૃહજીવન પર વાતો ચાલી. મારા દુઃખી દિલને આજે આનંદ ન હતો. મારાં પત્ની સમક્ષ છતાં પણ મને કંઇ રસ ન હતો અંજાતી મૂર્ખતા અને ભોળાપણામાટે મનમાંજ ગુસ્સે થયો પરંતુ એ લોકો સમક્ષ શ્રીમતીને કે પણ ન કહી શકું એ દેખીતુંજ છે. સન્ધ્યા ઢળી, ગાડી ગામમાં પહોચી, અનુભાઇનું મકાન રસ્તામા આવતાં તે પોતાના અતિથિસાથે જય જય કરી નીચે ઉતર્યા. મારા સહવાસમાટે રમણે છૂટા પડતી વખતે આભાર દર્શાવ્યો. તોપણ આવતી કાલે પ્રભાતમાં મારે ત્યાં ચા પીવા રમણભાઇને તેડના આવશો, એટલો વિવેક પણ મેં માસ્તર સાહેબને ન કર્યો, મારા દિલમાં એ ગૃહસ્થ માટે શ્રદ્ધા ન હતી, ત્યાં વિવેક કે નિમંત્રણ ક્યાંથી હોય? મારાં આ વર્તનથી મારાં પત્નીને કંઇ રોષ થયો હોય તેવું જણાયું, તેના હૃદયમાં મારી અસભ્યતા વસી, ગાડી ઉપડી અમારો બંગલો ઉત્તર દરવાજે ગામ બહાર હતો. ઘડીમાં અમે બંગલે આવી પહોંચ્યાં. હું દિવાનખાનામાં જઇ આરામચેરપર પડ્યો. ધીમે ધીમે કોટ, પેન્ટ વિગેરે ઉતાર્યાં મહારાજે અમારામાટે ચા તૈયાર કરી રાખેલી હતી એટલે થોડીજ વારમાં મારાં પત્ની મારા માટે ચાનો કપ લઇ ઉપર આવ્યાં. મને એક રકાબીમાં ઠંડો કરી આપવા લાગ્યાં, મને ચા પાઇ તુર્તજ પાન બનાવી આપ્યું. મેં પાન ખાધું, તેઓ નીચે ગયાં.

આહા! હિન્દુ સ્ત્રીઓમાં કેવી નમ્રતા અને સહિષ્ણુતા છે, ઘડી પહેલાં ગાડીમાં રોષે ભરાયેલું વદન ક્યાં અને ક્યાં સ્નેહ પૂર્ણ પરા ઉત્તરથી ઉઠાવેલી સેવા! ખરેખર! હિન્દુ રમણી સર્વથા નિર્દોષ છે. મૃદુ-કોમળ અને સ્નેહની સાક્ષાત્ મૂર્તિ છે. કેવી 'નિષ્કામ સેવા, કેવો ઉન્નત પતિવ્રતધર્મ, અને પતિનું એટલું પ્રિય માનવાની કેવી દિવ્ય ભાવના! નહિ નહિ મારીજ ભૂલ થઇ મારાં પત્ની સર્વથા નિર્દોષ અને નિર્વિકારી છે મહાકવિ ભવભૂતિ પોતાનાં ઉત્તર રામચરિત નાટકમાં વનની અધિષ્ઠાત્રી વાસન્તીને ભગવાન રામચન્દ્ર સાથે પરમ મૈત્રી હતી' એવું સિદ્ધ કરેછે રામચન્દ્ર પર પુરૂષ હતા. કિન્તુ, મહાન પવિત્ર અને સર્વોત્તમ હતા. રમણ પર પુરૂષ છે તેમજ વિદ્વાન છે. તેવા સજ્જનની સાથે મારાં પત્નીની મૈત્રી કેમ ન સંભવે? અને ત્યારે શ્રીમતીનો દોષ શો? વિગેરે વિચાર કરતાં મારાં પત્નીમાટે થએલો અભિપ્રાય એ મારીજ ભયંકર ભૂલનું પરિણામ દેખાયુ. એકાદ કલાક આરામ લીધો ત્યાં મારાં પત્ની એક મોટી રકાબીમાં ફલાહાર ગોઠવી લાવ્યાં અને એક પ્યાલો દૂધ મૂક્યું. બીજી રકાબી મગાવી શ્રીમતીએ પણ સાથેજ ફલાહાર લીધું.

આજના મેળાની, ગામની અને દરબારી કે કે વાતો કરી છેવટે મારાં પત્નીને એકાદ સુન્દર ગીત સંભળાવવા ઇચ્છા બતાવી. મ્હારી ઇચ્છા એ શ્રીમતીને મન આજ્ઞા હતી.

આજ્ઞાધારક નમ્ર પત્નીએ તુર્તજ ન્હાની સ રખી દિલ લીધી સૂર મેળવ્યા અને નીચે પ્રમાણે મધુરૂં ગીત શરૂ કર્યું

[ धीरसमीर यमुनातीरे वहति सुखे वनमाली रे ] એ ઢબ

• નન્દન વનમા મોર સખી કે,
ટહુકે મીઠુ મીઠુ રે,
• દિવ્ય અને રસપૂર્ણ જીવનનુ
ચિત્ર અનુપમ દીઠુ રે—નન્દન૦

• પ્રાત સમે એ મોર મધુરા,
સ્નેહ રસો છલકાતા રે
• જાગ્રત કરવા આર્ય પ્રજાને,
અકથ મત્ર ઉચ્ચરતા રે—નન્દન૦

• આત્મ જાગૃતિ-જીવન સસ્કૃતિ,
પ્રતિદિન કે કે પામીરે
• નીતિ-ન્યાય-ને ધર્મ કર્મમા,
જીવનને વિસ્તારીરે— નન્દન૦

• બન્ધુ ભાવ અતરમા ધારી,
સ્નેહ રસે ઉર ન્હવરે,
• જ્ઞાતિ જાતિ જનમ ઝનકરા,
ક્લેશ પરસ્પર ત્યજશેરે—નન્દન૦

• દીન હીન નિજ ભારત કાજે,
ત્યાગ અનુપમ કરશેરે,
• રક અને અજ્ઞાન કુટિરમા,
જીવનને પ્રીતવશે—નન્દન૦

• આ રીતે સખિ! રાષ્ટ્ર ભાવના,
અંતરમા ઉછળતી રે,
• ભારતનું એ લક્ષ્ય અનૂપમ'
સ્વરાજ'રહેશે ભળશેરે—નન્દન૦

ગીત પૂરૂ થયુ મારા પત્નીમાટેની મારી શકા ઘડીભર દૂર થઈ અને માનવમાથી દેવ થયો એવુ કઇક લાગ્યુ સાચી રમણિ અ નન્ય પતિવ્રતધર્મપરાયણ અને સર્વથા નિર્દોષ મજુલા મને દેખાઈ હિન્દુ રમણી ધન્ય છે તારી સહિષ્ણુતાને અને મહાનુભાવ દિલને દયા ક્ષમા અને નિષ્કામ સ્નેહ આદિ દૈવી વિભૂતિ હિન્દુ રમણીમા સર્વ કાલ નિવાસ કરે છે કોણ કહી શકે છે કે મારી મંજુલા પરપુરૂષમાટે પક્ષપાત ધરાવે છે?

મારી હૃદયેશ્વરી મારા પત્ની 'પતિનું એ ટહુ પ્રિય' એજ ભાવનાના પરમ ઉપાસક છે મજુલા! મારી પ્રિય મજુલા! તમારા માટે આ દિલમા કદી શકા હોયજ નહિ તમારા સાથેના ચાર વર્ષના સહચારમા તમારા જીવનમાટે કદી શકા ન થઈ અને હવે હુ શકા લાવુ! નહિ! નહિ મજુલા! તમે પરમ શુદ્ધ ગૃહિણી દેવી છો! માફ કરો મારી નમ્રતા, મારી મૂર્ખતા આવા વિચારોમા હુ તો આરામખુરશીપર પડેલો હતો, રાત્રિના દશ થયા શ્રીમતીએ મારા શયનમાથી જવા રજા માગી અમારા ગૃહજીવનમા પહેલેથીજ એવો નિયમ હતો કે શ્રીમતી જ્યારે કંઈ પણ વ્રત કરે ત્યારે અમારા ઉભયના શયન અલગ રાખવા ખાસ ગોઠવણ થતી મે પ્રથમજ કહ્યુ કે, મારા પત્ની જેવા પતિપરાયણ હતા તેવાજ પ્રભુપરાયણ રહેતા એટલે આજે મહાશિવરાત્રિનુ વ્રત હોવાથી શ્રીમતી નીચેના ઓરડામાં સુવા જવાનાં હતા તે ઉઠ્યા પરતુ જતા જતા આ શાન્ત થયેલ હૃદયને પુનઃ આઘાત કરતા ગયા તેઓએ જતાં જતા ક-

સ્યું "આવતી કાલે પારણું કરતી વખતે મનુભાઇના અતિથિને આપણે ત્યાં જમવા નિમંત્રીએ તો"—

મારાં પત્નીનાં ઉપરના વાક્યનો મેં સંતોષકારક ઉત્તર વાળ્યો નહિ. પરંતુ, તેણીને નીચે જવા જણાવી દીધું. "બસ, મારાં પત્નીને એ પુરૂષમાટે આટલો બધો પક્ષપાત શાથી હશે?" એ વિચારે ફરી મારૂં હૃદય મુંઝવાયું. મારા સમક્ષ અપરિચિત પરપુરૂષસ્હામે નિહાળી નિહાળી જોવું, છૂટથી વાતો કરવી, અને પરોક્ષમાં પણ તેના માટે હૃદયમાં પક્ષપાત રાખવો, વિગેરે મારાં પત્નીના સ્વચ્છંદ વર્તનપર મને તિરસ્કાર પણ થયો. અલબત્તા હું સ્ત્રીસ્વાતંત્ર્યનો હિમાયતી છું. સ્ત્રીઓને ચાર દિવાલની વચ્ચે પૂરી રાખી, હિંન્દુઓએ સ્ત્રીઓનું વ્યક્તિત્વ ઉરાડી દીધું છે. સ્ત્રીઓનું સ્વમાન હિન્દુપતિદ્વારા નષ્ટ થયું છે અને પોતાના સુખોપભોગના સાધનથી વિશેષ પ્રતિષ્ઠા સ્ત્રીઓની હિન્દુ ગૃહજીવનમાં નથી. આવી મારી માન્યતા છે. પોતાનાંજ ગામમાં બને તો એકજ ફળિયામાં જો પુત્રીમાટે વર મળી આવે તો બીજા ફળિયામાં નહિ આપવી, એ અમારાં હિન્દુ માબાપોની એક સાંમાજિક રૂઢિ છે. લગ્ન થયા પછી કન્યા, વહુઓ રસોઇ કરી, જમી પરવારી બપોરે પિએરમાં ચાલી જાય, સાંજે ફાનસ લઇ ચાકી અથવા ઘરનો કોઈ બાળક શ્વશુર ગૃહે મૂકી આવે; આ સંકુચિત રૂઢિમાં લગ્ન વિકાસ શી રીતે થઇ શકે? સામાજિક ઉન્નતિમાં લગ્નવિકાસ એ અગત્યનો પ્રશ્ન છે. સુરત અને અમદાવાદના બ્રહ્મક્ષત્રિયની કન્યાઓ આગ્રા અને મુલતાનસુધી અપાય છે. આ લગ્નપ્રણાલિકા આવશ્યક અને અભિનન્દનીય છે.

આપણી હિન્દુ સ્ત્રીઓ સભા કે મેળાવડામાં ભાગ ન લઇ શકે તો હરકત નહિ પરંતુ નિસર્ગનાં અપૂર્વ દશ્યો, આબુ અને ગિરનારનાં આકર્ષક અને રમણીય સ્થળો તેમજ પ્રાચીન વસ્તુઓનાં સંગ્રહસ્થાનો વિગેરે બતાવવાની બહુ જરૂર છે. નાટકનાં થિએટરોમાં હાજર રહેવાની છૂટ, દુષ્ટ અને સ્ત્રીઓનાં સંકેત સ્થાનરૂપ બનેલાં ઠાકુર મન્દિર અને હવેલીમાં જવાની છૂટ પરન્તુ ઘરમાંજ અતિથિરૂપે આવતા સંન્યાસી કે સજ્જનનો ઘડીભર સહવાસ મેળવવા હિન્દુ સ્ત્રીઓને પ્રતિબંધ! એક વિદ્વાન અને કુટુંબતુલ્ય થયેલો મિત્ર સ્ત્રીસાથે વાત ન કરી શકે, પરંતુ ઘરમાં રસોઇ કરતો નાલાયક સંસ્કારરહિત ભટ કે વાસણ માંજતો ઘાટી કે બુટ સાફ કરનાર પટાવાળો મનમાની છૂટથી વાતો કરે. તે લોકોમાટે કદી શંકા નહિ. અરેરે! હિન્દુ ગૃહસંસાર કેવો અવનત દશામાં છે! ગૃહજીવનમાં વિકાસ નથી, ત્યાં સામાજિક ઉન્નતિ શી રીતે થઇ શકે?

'ક્યારે પ્રભાત થાય, અને મારાં પત્નીની આ ભયંકર ભૂલ સુધારૂં? સાંસારિક અનુભવમાં મારાં પત્ની હજુ બાળક છે. એટલે તેની દૃષ્ટિએ ઉજળું એટલું દૂધ દેખાય, પરંતુ, બે વર્ષ પહેલાંજ કેમ્પમાં રહેતાં ત્યારે પેલા રવિલાલવાળો પ્રસંગ મારાં પત્ની કેમ ભૂલી જતાં હશે, દૂધથી દાઝેલો દહીંથી પણ પ્રથમ બીએ, એટલે સર્વથા અપરિચિત રમણ માટે મને શીરીતે વિશ્વાસ આવે?' આ વિચારમાં મોડી રાત્રિએ નિદ્રાધીન થયો.

પ્રભાત થયું. મારા ન્હાવા ધોવાની તથા સન્ધ્યા પૂજા વિગેરેની તૈયારી મારાં પત્ની જાતે કરતાં. આજે પણ તેજ પ્રમાણે ક્રમપૂર્વક ગૃહ કાર્ય કરતાં હતાં. હું પૂજા કરી પરવાર્યો. અમે સાથે ચા પીધી. મારાં પત્નીએ ગઇ કાલે કરેલી ભૂલ સુધારવા ક્યારે કહું? એવો પ્રસંગ શોધતો હતો. ચા લેતી વખત સર્વ કાંઇ કહેવા નિશ્ચય હતો. પરંતુ તેટલામાંજ દરબારમાંથી પટાવાળો મને બોલાવવા આવ્યો. સત્વર કપડાં પ્હેરી મારાં પત્નીએ બનાવેલું પાનનું બીડું લઇ હું દરબારમાં ગયો.

હિન્દુઓનું સ્વયંપાક ગૃહ ખરેખર એક પુણ્ય તીર્થ છે. હિન્દુ રમણી પવિત્ર થઇ શુદ્ધ રેશમી વસ્ત્ર પ્હેરી કેવા વ્હાલથી રસોઇ તૈયાર કરેછે, 'ભોજ્યેષુ માતા' એ સત્ય આર્ય રમણીનેજ ઘટે છે. હિન્દુ કુલવધૂઓ ધન્ય છે તમારી શુદ્ધતા અને પવિત્રતાને. મંજુલાએ રસોઇ તૈયાર કરી દેવને નૈવેદ્ય અર્પણ થાય તેવી રીતે રસોઇથી પૂરેલો થાળ જ્યારે પતિ આરોગે ત્યારે હિન્દુ રમણી પોતાને કૃતાર્થ સમજે છે. પતિ, અતિથિ અને કુટુંબી જનને જમાડી પાછળથી પોતે જમવુ એ હિન્દુ રમણીનો એક સર્વ શ્રેષ્ઠ સદ્ગુણ છે. બાર વાગ્યે હું ઘેર આવ્યો. ન્હાઇ મુગટો પ્હેરી બાટલાપર બેઠો. કંઇ કંઇ સામગ્રીથી પુરાએલો થાળ મારાં પત્નીએ મૂંક્યો. ભોજન શરૂ થયું. મારાં પત્નીનાં આજનાં ગરમાગરમ ફુલકાં મને કંઇ અધિક મીઠાં લાગ્યાં. મારાં પત્ની પીરસતાં ગયાં, કંઇક સ્મિત કરી આગ્રહ કરતાં ગયાં અને હું કેટલી સંખ્યામાં રોટલીઓ ઉડાવી ગયો તેનો કંઇ નિયમ રહ્યો નહિ. આખરે જમતાં જમતાં મારાં પત્નીની ભૂલ સુધારવા ઠીક પ્રસંગ આવ્યો છે એમ ધારી કંઇ રોષપૂર્વક મારાં પત્નીને કહ્યું.

'વ્હાલી! તમે જાણોછો કે રમણ ગમે તેવો તોપણ પરપુરૂષ છે. વળી અપરિચિત છે. છતાં ગઇ કાલે તમે તેના સામે નિહાળી નિહાળી જોતાં હતાં, તારામૈત્રક સાધતાં હતાં એ તમારી જરૂર ભૂલ થઇ છે.' મારાં પત્નીએ કંઇ સ્મિત કરી નિડરપણે ઉત્તર આપ્યુ.

'હું પણ તેજ વખતથી જાણી શકી છું કે મારા જીવનમાટે આવી રીતે અભિપ્રાય બાંધી લેવામાં તમે પણ ભૂલ કરી છે.'

'વળી તમારા હૃદયમાં એ પુરૂષમાટે એક પ્રકારનો પક્ષપાત વસી ગયો છે, એ પતિવ્રતધર્મપરાયણસ્ત્રીમાટે પાપ ખરૂં કે? મંજુલા! બોલો! ગઇ કાલના વર્તને મારા સાથેના અદ્વૈત સદ્વ્યારમાં તમે હાર્યાં છો'

'વ્હાલા! ઇશ્વર નિર્મિત સૌન્દર્ય—પરમાત્માની સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલાં પ્રાણી માત્રને નિહાળી નિહાળી જોવા અધિકાર છે. વનના નવપલ્લવ તરૂઓ, સરિતા, પ્હાડનાં રમ્યશૃંગો, હંસ, મયૂર, હાથી, ઘોડા આદિનાં સૌન્દર્ય જોવામાં પાપ નહિ. અને પુરૂષના સૌન્દર્યને જોવામાં પાપ થઇ ગયું ખરૂં કે? અને વળી રમણભાઇ માટે મને પ્રથમ પરિચયથીજ જે પક્ષપાત થએલો છે, એ કેવી દિવ્ય અને ઉન્નત ભાવનામય છે? એ જરા તપાસો—અને પછી કહો કે મંજુલા? પાપ ખરૂં કે?'

'બોલો મંજુલા! જીદ્દ કહો વારૂ; શું એ મારી ભૂલ નથી? અને તમારા પક્ષપાતમાં

શી ભાવના વસી છે? એ સત્વરે જણાવો, મેં ગર્વપૂર્વક મારાં પત્નીપર જીત મેળવવાની પ્રસંજ્ઞાવડે કહ્યું.

'વ્હાલા! આ ભાગ્યહીન નારીને માનો જણ્યો સહોદર બન્ધુ નથી. બન્ધુવગર બેનનો સંસાર કેવો શૂન્ય છે! એ કંઇ વિચારો! રમણજેવો પરમ સજ્જન મારો સહોદર બન્ધુ હોયતો!!!'—

આજ મારા જીગરમાં વસેલો તે પુરૂષમાટેનો પક્ષપાત!! રમણ આ બન્ધુવિહોણી બેનનો જીવિતપર્યંત ભાઇ થઇ રહે, એ આ હૃદયની પરમ વિશુદ્ધ અને અન્તિમ ભાવના!'

મારાં પત્નીએ પોતાનો શુદ્ધ મનોભાવ દર્શાવ્યો. 'મંજુલા! હૃદયેશ્વરી! એ પવિત્ર દેવી હું હાર્યો—'

"તમારા પરમ ઉજ્વલ ચારિત્ર્યમાટે આટલી શંકા લાવ્યો. નિઃશંક પાપી હું છું. વ્હાલી! મને માફ કરો: અને મારા જીગરના શુભાશીર્વાદ છે કે પરમાત્મા! તમારી મનોભાવના સફલ કરો! તોપણ છેવટે તમે એક બિના ભૂલી ગયાં હશો એમ ધારી આ પ્રસંગે સ્મરણમાં આપું છું. બે વર્ષ પહેલાં ગ્રીષ્મમા આપણે કેમ્પમાં હવાફેર કરવા ગયેલાં ત્યારે દરબારી ઉતારાની એકજ ઓસરીએ રહેતા પેલા રવિલાલસાથે આપણો કુટુંબતુલ્ય સંબંધ હતો? એ સંબંધનું આખરે ફળ શુ મળ્યું? મંજુલા! એ વખતે સાંજે તમે પેલા ભગવાન મહારાજનાં પત્નીની ઓરડીમાં ન્હાસી ન ગયાં હોત તો તમારૂં જીવન પવિત્ર રહે તેવી આશા કયાં હતી? એ પ્રસંગ યાદ કરો! અને પછી રમણને ભાઈ તુલ્ય સ્વીકારો."

'વ્હાલા! એ પ્રસંગ મને દરેક ક્ષણે યાદ છે. તેથીજ કંઇક ઉન્નત અને પવિત્ર રહી શકીશું. એ રવિલાલ રાક્ષસ હતા અને રમણભાઇ રામ છે. એ અસુર હતા અને આ દેવ છે."

ઉપરની વાતને આજે એકાદ વર્ષ પૂરૂં થવા આવ્યું છે. મંજુલા અને રમણ સાચાં ભાઇ બેન બની રહ્યાં છે રમણનાં કાવ્યો અને લેખોનાં હું અને મારાં પત્ની ઉપાસક બન્યાં છીએ. માસ્તર સાહેબ મનુભાઇની બીજા સ્ટેટમાં બદલી થવાથી રમણભાઇ અમારે ત્યાંજ ઉતરે છે. આઠ દશ દિવસ વારંવાર રહી ગૃહજીવનનું પરમ ઉચ્ચ શિક્ષણ આપે છે.

રમણભાઇના સત્સંગથી મારાં પત્ની સમાજમાં સંસ્કારી અને સન્નારી મનાયાં છે અને હું પણ તેવા નિસ્પૃહી સંતનું ખરા જીગરથી આતિથ્ય કરૂં છું. યથાશક્તિ સેવા શુશ્રૂષા કરી મને કૃતાર્થ માનું છું. અમારા દંપતિના જીવનમાં મહાન પરિવર્તન કરનાર–સંસારનાં ઘોર અંધકારમાં જીવનરૂપ દીવાદાંડી બતાવનાર રમણભાઇ છે. મારા સાચા સ્નેહી–કુટુંબ વત્સલ-ગુરૂ-બંધુ, જે કહું તે રમણભાઇ છે.

મંજુલા રમણને જોતાંજ "મારા ભાઇ મારા ભાઇ" કહી સ્નેહથી છલકાય છે. રમણના સહવાસમાં કલાકો વિતાડે છે. પરંતુ, મંજુલાની એક મનગમતી આશા એક મધુરી ઇચ્છા એકજ કોઇ પ્રભુ કયારે પૂરી કરશે?

* * *

'ત્યાગને સંન્યાસ એવા મનના સંકલ્પને,
'દૂર કરી સ્થાપે ગૃહ લક્ષ્મી ત્યાં મધુરી,
'જોને બેની! પેલો વીર મારો ઉભો.'

* * *

આ એક વાંચ્છના પૂર્ણ થએલી જોવા મંજુલા બહુ આતુર છે. અને તેથી વરંવાર કહેછે કે, રમણભાઇ! તમે લગ્ન કયારે કરશો?"

---

# અમારો સેવાધર્મ.

---

## કવ્વાલી

અમારો ધર્મ સેવાનો, અમે 'સેવક' કહીશું,
અમારા સેવના પંથે, પધારો તો વધાવીશું— ૧

જગતમાં જ્ઞાન-અભ્યાસ, સમુન્નતિ-મુક્તિ-સુખમાટે,
સકલ-કલ્યાણની દીક્ષા, લઈ જીવન વિતાવીશું— ૨

સદા સાધુ-અનાથોને, ઉદ્ધરવા દુષ્ટ સંહરવા,
સુશીલ-સદ્ધર્મ બનાવા, અમે જીવન ધરાવીશું— ૩

દુઃખી-દીન-દલિતને અમો, અમારા દેવતા સાચા,
ભજી ભાવે, દુઃખી અશ્રુ,વિપત્તિથી બચાવીશું— ૪

અમે એકાત્મતા રે, નિહાળી રંક ને રાયા,
અધમ કે ઉચ્ચ સેવામાં, ન લજ્જા લેશ લાવીશું— ૫

રહી ધીર-સંયમી નિર્મલ ભગિની-ભ્રાતૃ-સેવામાં,
સહીને યાતના આકર, અમે આનંદ ઉભરીશું— ૬

દયા-રક્ષા-પ્રીતિ-ન્યાયે, મનુજ-પશુ-પક્ષિ સૌ સેવી,
સબુદ્ધ-નિર્બુદ્ધ-જડ-ચૈતન્યના જોગ રમાવીશું— ૭

શુભેચ્છા-વાણી-વર્તનથી સકલ સદ્વસ્તુ-સાધનથી
સદા, સર્વત્ર સેવામાં, સફલ જીવન બનાવીશું— ૮

અમે શુદ્ધ સેવના યજ્ઞે સમર્પી સર્વ તન-મન-ધન
દઈને આત્મ-ભોગો ધર્મ સેવાના બજાવીશું— ૯

રહી બદલાની બેપરવા સ્મરી પરમેશ-વિભુ-દેવા,
રૂડી ગૃહ-દેશ-જગ-સેવા-પ્રતિજ્ઞાને નિભાવીશું— ૧૦

'અચલ દે આત્મબળ પરમાર્થ-બુદ્ધિ ઈશ! હૃદયામાં !'
બની સેવક જગત્ અદ્વૈત-શાન્તિથી દીપાવીશું— ૧૧

સેવક-'નંદન'

વિધ ૮૯

# પરમેશ્વરપાસે પ્રાર્થના.

લેખક—શ્રીયુત શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર—જામનગર.

(અનુસંધાન પૃષ્ઠ ૪૪ થી.)

કર્મસિવાય કર્મના ફળદાતા ઇશ્વરવગેરેને માનવાની કશી જરૂર નથી. એ તો કર્મોનોજ સ્વભાવ છે કે જેવાં પોતે હોય તેવાં ફળો પોતાની મેળેજ આપે, વગેરે જેટલું પોતાથી બની શકે તેટલું કહેવામાં બાકી રાખતા નથી. તોપણ તે લોકો–"आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति" પોતાના બિલાના ફળજેવા મ્હોટા અને મજબુત દોષો તે દેખાતા હોય છતાં ન દેખતા હોય તેમ કરી બીજાની ઉપર મિથ્યાદોષોનું આરોપણ કરવામાંજ પોતાની બુદ્ધિના બોધનો ઉપયોગ કર્યા કરેછે. તે તેઓને છાજતી આવે તેવી વાત છે પણ તે કપોલકલ્પિત કર્મવાદનું કથન કરનારાઓના પક્ષમાં ઘણા દોષો છે. તટસ્થ વિદ્વાને હવે વિચાર કરવો જોઇએ કે કર્મને કરનાર જીવાત્મા એ ચેતન છે, એટલે કર્મની ઉત્પત્તિમાં ચેતનની અપેક્ષા રાખ્યાવગર છુટકો નથી તેમજ સારાં કે નઠારાં કર્મને કરનાર જીવાત્માજ તે સારા કે નઠારાં કર્મનાં ફળોને ભોગવનાર છે. તેથી જેમ કર્મોનું કર્તૃત્વ ચૈતન્યમય જીવાત્માજ ઘટેછે, કર્મોના પરિણામભૂત સુખદુઃખાત્મક ફળોનું જે ભોક્તાપણું છે તે પણ ચૈતન્યમય જીવાત્મામાંજ ઘટેછે, તેમ કર્મોનું જે ફળદાતૃત્વ છે તે પણ ચૈતન્યમય તત્ત્વનેજ ઘટેછે. તે ચૈતન્યમય તત્ત્વ પરમેશ્વરસિવાય બીજું કોઇ ઘટી શકે તેમ નથી કદાચ કોઇ શંકા કરે કે કર્મોનાં ફળોને દેનારપણું ચૈતન્યમય તત્ત્વવગર બીજામાં ન ઘટતું હોય તો કર્મોના કર્તારૂપ જે જીવાત્મારૂપ ચૈતન્ય છે તેનેજ ફળોના દેનારપણાતરીકે માનવામાં શું હરકત છે? તેના સમાધાનમાં કહેવામાં આવેછે કે જે કર્મોનો કર્તા હોય તેજ ફળોનો ભોક્તા હોય એ વાત સર્વતંત્રસિદ્ધાંતથી બિનતકરારે સૌકોઇ માનેછે; પણ કર્મોનો કર્તા હોય તેજ કર્મોના ફળોને દેનાર હોય એ વાત કોઇ પણ રીતિથી માની શકાય તેવી નથી તેમ મનાવી શકાય તેમ પણ નથી. કારણ કે જીવાત્મામાં કર્મ, કર્તૃત્વ તથા કર્મફળભોક્તૃત્વ એ સિવાય સ્વકૃત કર્મોની સ્વવિષયક ફળદાતૃત્વની શક્તિજ નથી તથા તેવી શક્તિનો સંભવ પણ નથી. એટલામાટે કર્મોનાં ફળોને ભોગવવામાં પરતંત્ર જીવાત્મા પોતાની ઇચ્છા નહિ છતાંપણ ઇશ્વરે કર્માનુસાર આપેલાં ફળોને ભોગવેછે. જેમ ચોરાદિ દુષ્ટલોકો પોતે કરેલી ચોરીવગેરેનાં વધબંધનાદિ ફળોને ભોગવવામાટે ઇચ્છા નહિ રાખતાં છતાં ફળદાતા રાજાની સત્તાથી ભોગવેછે, તેમ આ સ્થળે કર્મજડલોકો કહેછે કે કર્મોનાં ફળો

દેવાની શક્તિ કર્મોમાંજ છે તેથી કર્મોના ફળોને દેનાર ઈશ્વરને માનવાની કશી જરૂર નથી આ બાબતમા વિદ્વાન્ મનુષ્યે વિચાર કરવો જોઇએ કે ફળ દેનારપણાની સત્તા કે જે ઉપર બતાવેલ રાજાના દૃષ્ટાંતથી ચૈતન્યવાળા તત્ત્વવિના બીજા પદાર્થોમા કોઇપ્રકારે વર્તતીજ નથી તે સત્તા જો જડસ્વભાવવાળા કર્મોમાં માનવામા આવે તોપછી ચૈતન્યમા રહેનારી કર્તૃત્વ ભોક્તૃત્વ શક્તિ પણ જડસ્વભાવવાળા કર્મોમા છે એમ શામાટે ન માનવું? કર્મોનો સ્વભાવ એવો છે કે પોતે જડ છતાંપણ પોતાના કર્ત્તાને પોતાના સારા તથા નરસા ફળો આપવા એ પ્રમાણે માનવામા માનનારના દુરાગ્રહસિવાય બીજું કશું પ્રમાણ નથી કેમકે જો જડ છતા ફળ દેવામા કર્મોનો સ્વભાવ માનવો તોપછી કર્તૃત્વ ભોક્તૃત્વરૂપ પણ કર્મોનો સ્વભાવ શામાટે ન માનવો? એટલામાટે જેમ કર્તૃત્વ ભોક્તૃત્વ ચૈતન્યવગર ઘટેજ નહિ તેમ ફળદાતૃત્વરૂપ જડકર્મોનો સ્વભાવ માનવો એ એક તર્કવાદી ઓચરો છે વળી કર્મવાદીલોકો કર્મોનો ભાર-બોજો જીવઉપર ચડી ગએલો છે તથી જીવાત્મા ઉંચી ગતિમા જઇ શકતો નથી એમ પકડી બેઠા છે

સુજ્ઞ પુરૂષો! વિચાર કરો કે કર્મ કે જે ક્રિયાનોજ પર્યાય છે, તે કોઇ દિવસ દ્રવ્યરૂપ ન હોય, ગુણરૂપ ન હોય, સામાન્યરૂપ ન હોય, વિશેષરૂપ ન હોય સમવાયરૂપ ન હોય અને અભાવરૂપ પણ ન હોય ક્રિયા ઉપરના ૭ પદાર્થોમાંથી કોઇમા પણ ગણી શકાય તેમ નથી, તેમ સાકાર પણ નથી એ પ્રમાણે હોવાથી કર્મ પોતે કોઇની સાથે સંયોગસબંધથી સયુક્ત થઇ શકે તેમ નથી. કારણ કે–"द्रव्ययो: संयोग" દ્રવ્યેદ્રવ્યનો સબંધ થઇ શકેછે એવો ન્યાયનો સિદ્ધાંત અપ્રતિહત છે જ્યારે કર્મ પોતે સાકાર નથી તથા દ્રવ્યરૂપ પણ નથી તોપછી તે જે કોઇ પદાર્થસાથે સબંધ ધરાવે ત્યારે તેને બોજારૂપ થઇ નીચીગતિથી દબાવી રાખે? કેમકે ભર-બોજો કે જે ગુરુત્વ કહેવાયછે તે દ્રવ્ય પદાર્થમાજ હોયછે અને કર્મ–ક્રિયા કોઇ રીતિથી દ્રવ્ય છેજ નહિ

આ વિષયમા જો ઉંડા ઉતરીને વિદ્વાનો વિચાર કરશે, તો ઉપરના સ્વતંત્ર કર્મવાદીલોકોનો સિદ્ધાંત વેણુના ફૂંપની પેઠે ફીખાનોજ જશે જો કે એ કર્મજડ લોકોને સમજાવવામાટે કરવામા આવતો આ શાબ્દાર્થનો પ્રયાસ પાણીના વલોણા કરવાની માફક નિષ્ફળ છે, તોપણ તેઓની કૂપમંડૂકજેવી આધળી સમજણને વિચક્ષણ પુરુષોપાસે જાહેર કરવામાટે તથા આયુર્વેદમા કહેલા ચિકિત્સાવિષયના એક શ્લોકના અમૂલ્ય ઉપદેશની માફક તેઓમના કોઇ પુરુષને સાચુ ભાન થઇ જાય ના તેનું ખરૂં કલ્યાણ થાય એવી પરોપકારની પ્રેરણાથી આ પ્રવૃત્તિ છે આયુર્વેદનો શ્લોક આ પ્રમાણે છે—

तावत्प्रतिक्रिया कार्या यावत् श्वसिति मानव ।
कदाचिद्दैवयोगेन प्राप्तकालोपि जीवति ॥"

કોઇપણ પ્રકારનો રોગ થયો હોય તે કદાચ પ્રથમથી સાધ્ય છતા યોગ્યનિદાન, યોગ્યચિકિત્સક યોગ્યરોગી, યોગ્યપરિચારક અને યોગ્ય ઔષધિભાવ તથા ઔષધાદિ સગવડોના

અભાવથી યોગ્ય થતાં થતાં અસાધ્યદશાને પ્રાપ્ત થઇ ગયો હોય તોપણ આયુર્વેદ ખાસ ભલામણ કરેછે કે રોગની અસાધ્યાવસ્થાવગેરેના ત્રાસથી ઉપાયમાં જરાપણ ઉત્સાહ નહિ છોડતાં, તથા દૈવ કે પ્રારબ્ધવાદઉપર આધાર નહિ રાખતાં કેવળ યત્નવાદનોજ અંતઃકરણપૂર્વક આદર કરી વૈદ્યે તથા રોગીના વાલીએ જ્યાંસુધી રોગી શ્વાસોચ્છ્વાસ લેતો હોય ત્યાંસુધી તેના રોગને હઠાવવામાટે તથા જીવિતનાં સંરક્ષણમાટે ઔષધવગેરેના ઉપચારો સતત ચાલુ રાખવામાં જરાપણ ચુકવું નહિ. કેમકે કોઇ વખત કુદરતની અનુકૂલતાવાળા ઔષધાદિ ઉપચારોના યોગથી મરણપથારીએ સુતેલો માણસ પણ જીવતો રહેછે. એ દાખલાથી ઉપર બતાવેલા કર્મવાદીઓમાંનો કોઇ મનુષ્ય સદ્‌ભાગ્યે કર્મના ફળોને દેનારા પરમેશ્વરજ છે, એ સત્ય હિતકારી મતને અનુસરવારૂપ જીવિતને દુરાગ્રહરૂપ અસાધ્યરોગથી મુક્ત થઇ પ્રાપ્ત થાય એટલે અમારો પ્રયાસ સફળ થઇ જશે. એ પ્રમાણે ઇશ્વરનું અસ્તિત્વ અને ઇશ્વરનેજ કર્મફળોનું દાતૃત્વ અવકાશના અલ્પત્વને લીધે ઘણુંજ સંક્ષેપથી ઉલ્લિખિત કરવામાં આવ્યું છે.

હવે પરમેશ્વરશબ્દનું નિર્વચન કરવામાં આવેછે. ઇશ્વર શબ્દમાં ઈશ ઐશ્વર્યે એ બીજા ગણનો ધાતુ છે. ધાતુઓના અર્થોનો ઉલ્લેખ કરનાર ભીમસેન પંડિતના કહેવાપ્રમાણે ઐશ્વર્ય અર્થવાળા એ ઈશ ધાતુઉપર “વરચ્” પ્રત્યય લાગવાથી ઇશ્વર શબ્દ સિદ્ધ થાયછે.

એ ઇશ્વર શબ્દ ઐશ્વર્યઅર્થને લઇને રાજામાં કે અમુક મનુષ્યોઉપર આધિપત્ય ભોગવનાર મનુષ્યમાં તથા કેટલાએક દેવવગેરેમાં પણ પ્રવૃત્તિવાળો છે. તેથી તેની સામાન્યવૃત્તિ હોવાને લીધે અસાધારણ વૃત્તિ કરવામાટે તેની સાથે પરમ શબ્દ જોડવામાં આવેલો છે. એટલે જેના અપેક્ષાથી બીજા કોઇમાં અધિકતાવાળું ઐશ્વર્ય નથી તે પરમેશ્વર. કે જેને માટે સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન્-કરવાને માટે, ન કરવાને માટે અને અન્યથા કરવાને માટે સમર્થ, એવા શબ્દો શાસ્ત્રમાં તથા લોકમાં પ્રસિદ્ધ છે, તે પરમેશ્વર કહેવાય છે. જે પરમેશ્વર, ઉપર વ્યાખ્યાન કર્મફળદાતૃત્વવગેરે કાર્યોને અનાયાસથીજ કરેછે. જેના તેજથીજ સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને તારાઓમાં તેજ પ્રાપ્ત થાય છે, જેની શક્તિથીજ આ પૃથ્વી પ્રાણીઓને આધાર આપેછે, જેની ઇચ્છાથીજ વાયુ પોતાની ગતિને પ્રાપ્ત થાયછે, જેના પ્રભાવથીજ પ્રાણીઓની અંદર જઠરાગ્નિરૂપે તથા બહાર વિશેષરૂપે અગ્નિ પોતાનું કાર્ય કરેછે, જેના અનુગ્રહથીજ જલ સર્વને તર્પણ આપ્યા કરેછે અને જેના માહાત્મ્યથીજ આકાશ સર્વને અવકાશ આપ્યા કરેછે. એવા પરમેશ્વર નિત્યજ્ઞાનવાળા તથા નિત્યસ્વરૂપવાળા છે. તેને નહિ માનનારા નાસ્તિક લોકો હમેશાં દુર્ગતિમાંજ રહેછે અને એ પરમેશ્વરતરફ સત્યબુદ્ધિથી ભક્તિભાવ રાખનારા આસ્તિક લોકો હમેશાં સુગતિમાંજ રહેછે. આસ્તિક લોકોએ શું શું કરવાનું છે, કે જેથી તેઓ ઉત્તમ સ્થિતિએ રહી શકે? તથા શું શું વિચારવાનું છે, એ વિષયમાં શ્રીમદ્‌ભાગવતમાં

કહ્યું છે કે—

लब्ध्वा सुदुर्लभमिदं बहुसंभवान्ते
मानुष्यमर्थदमनित्यमपीह धीर ।
तूर्णं यतेत न पतेदनुमृत्यु याव-
न्निश्रेयसाय विषय. खलु सर्वतः स्यात् ॥

કોઇ સત્કર્મોના સમુદાયથી પ્રસન્ન થએલા પરમેશ્વરના પ્રભાવથીજ મનુષ્યાવતાર કે જે ચોરાશીલાખ અવતારોમાં ઘણોજ દુર્લભ છે, તેને પ્રાપ્ત થઇ મનુષ્યે વિચાર કરવો કે આ મનુષ્યશરીર ક્ષણભંગુર છે, તોપણ જો તેદ્વારા સ્વધર્માચરણવગેરે સત્કર્મો કરવામાં આવે તો તેમાંથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનો લાભ થઇ જાય એ વાત નિશ્ચયાત્મક છે. એટલામાટે એ શરીર જ્યાંસુધી કાળના કોળીયારૂપ નથી થઇ ગયું તેટલીવારમાં જે કંઇ શ્રેયઃસાધન કરવાનું છે તે તુરતજ કરી લેવું જોઇએ. પણ આપાતરમણીય વિષયસુખમાં પડી રહેવાનું નથી. કારણ કે સાંસારિક વિષયસુખ તો પશુવગેરેના અવતારમાં પણ મળી શકે એવું છે પણ પુરૂષાર્થસાધન તો મનુષ્યશરીરસિવાય બીજા કોઇ અવતારમાં થઇ શકે તેમ નથી. કારણ કે જગત્સ્રષ્ટા વિધાતાએ સૃષ્ટિ કરતી વખતે પશુપક્ષીવગેરે અનેક પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં પણ તેને પોતાના સૃષ્ટિકાર્યમાટે સંતોષ થયો નહિ ત્યારે એમ કરતાં કરતાં જ્યારે મનુષ્યશરીરને ઉત્પન્ન કર્યું ત્યારે વિધાતાને સંતોષ થયો કે હવે મારે જે કરવાનું હતું તે થયું. એ પ્રમાણે ઉપરના શ્લોકને આધારેજ સંસારના અસારપણાનો જાતથી અનુભવ કરનાર રાજા ભર્તૃહરિ પણ કહે છે કે "જ્યાં સુધી આ મનુષ્યશરીર રોગાદિકથી ઘેરાએલું ન થયું હોય, જ્યાં સુધી જરાવસ્થાએ આ શરીરને પકડી પાડેલું ન હોય, જ્યાં સુધી ચક્ષુવગેરે ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ ન થઇ ગઇ હોય અને જ્યાં સુધી આયુષનો ક્ષય પણ થયો ન હોય ત્યાં સુધીમાં વિવેકી પુરૂષોએ પોતાના કલ્યાણને માટે સતત પ્રયાસ જારી રાખવો જોઇએ કારણ કે જે વખત ઘર અગ્નિથી સળગી ઉઠે તે વખત તેને ઠારવામાટે પાણીની સગવડ કરવા વાસ્તે કૂવાને ખોદવા માંડવો એ યત્ન કેવો હાસ્યપાત્ર થાય ?"

ઉપરના બન્ને શ્લોકોમાં મનુષ્યે સામાન્યતઃ પરમેશ્વરતરફ સદ્ભાવ પ્રાપ્ત કરવાના સાધનો સંબંધી વિચારવાનો જે વિષય છે તે દર્શાવેલો છે. હવે વિશેષતઃ એજ વિષય દર્શાવવાનો વિચાર કરતાં એક વિદ્વાન્ કે જે જૂદા જૂદા ધર્મોનાં જૂદાં જૂદાં ફરમાનો હોવાથી અમુક ફરમાન અમુક ધર્મવાળાને અનુકૂળ આવશે અને અમુક ફરમાન અમુક ધર્મવાળાને અનુકૂળ નહિ આવે એવી ચિંતામાં પડી છેવટે એવા વિચારપર આવ્યો કે જેમાં કોઇપણ ધર્મવાળાને વાંધો ન આવે એવા કલ્યાણનો માર્ગ બતાવું તો ઠીક. એવો માર્ગ શોધી કહાડીને કહે છે કે—

प्राणाघातान्निवृत्ति परधनहरणे
संयम सत्यवाक्य,
काले शक्त्या प्रदानं युवतिजनकथा-
मूकभाव परेषाम् ।
तृष्णास्रोतोविभंगो गुरुषु च विनय
सर्वभूतानुकम्पा,
सामान्य सर्वशास्त्रेष्वनुपहतविधि
श्रेयसामेष पन्था ॥

કોઇપણ પ્રાણીનાં પ્રાણ લેવાં નહિ. એ શાસન "मा हिंस्यात्सर्वाभूतानि" એ શ્રુતિના ઉપદેશમૂલક છે. તથા "आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति" જેમ આપણા શરીરમાં જરાપણ કાંટાવગેરેના ભોંકાવાથી થતી પીડા આપણને બિલકુલ ગમતી નથી, તે દાખલો લઇ બીજા પ્રાણીને પણ શસ્ત્રાદિના પ્રહારથી તેવીજ પીડા થાય તે બિલકુલ ગમતી નથી, એમ સમજી કોઇપણ પ્રાણીને મારવો નહિ. જે જાણતાં છતાં કોઇનો પણ વધ કરેછે તે દેખતો છતાં આંધળોજ છે. પ્રાણીને કોઇ પણ પ્રકારનું દુઃખ દેવાથી અકથનીય પાપ લાગેછે, પણ તેનાં પ્રાણ લેવાથી જે પાપ લાગેછે તેની ઉપમા શોધ કરતાં છતાં પણ મળી શકે તેમ નથી. પ્રાણ અંતરંગ તથા બહિરંગ એમ બે પ્રકારનાંછે. તેમાં અંતરંગપ્રાણના સંરક્ષણવિષે ભલામણ કર્યાપછી બહિરંગ પ્રાણના સંરક્ષણમાટે ભલામણ કરેછે કે બીજા કોઇપણ લોકોના ધનને પૈસાવગેરે તમામ મિલકતને ચોરીવગેરે કોઇપણ પ્રકારથી હરી લેવું નહિ; કારણ કે પ્રાણવાયુને આધારે જેમ શરીરનું જીવિત ટકી શકેછે, તેમ ધનરૂપ બાહ્ય પ્રાણને આધારે ખાનપાનવગેરે તમામ વ્યવહારશરીર ટકી રહેલું છે. તેથી તેના હરણમાં પ્રાણી જીવતે મૃતજેવો થઇ જાયછે તેથી કોઇને ધનસંબંધી નુકસાન ન પોચાડવું તે પ્રાણનો બચાવ કર્યાબરોબરજ છે. જેમ બન્ને જાતના પ્રાણનું હરણ કરવાથી પ્રાણીને અપાર દુઃખ થાયછે તેમ જે કોઇપણ પ્રાણીના સંબંધમાં અસત્ય વચન બોલવામાં આવે, તે પ્રાણીને મોહોટું દુઃખ વેઠવું પડેછે. તેથી અસત્ય વચન પણ પ્રાણઘાતસુધીની દશાએ પહોંચાડી દેછે. તેમાટે સત્યવચન બોલવું કે જેથી કોઇ પ્રાણીને દુઃખ ન થાય. વચનસંબંધી વ્યવહારઉપર જગત્‌ના ઘણા ખરા વ્યવહારનો આધાર છે.- શબ્દાત્મક વચનનું ઉચ્ચારણ કરવામાટે જિહ્વામાં વાણી ઇંદ્રિય રહેલી છે અને શબ્દાત્મક વચનના શ્રવણમાટે કાનમાં શ્રોત્રેંદ્રિય રહેલી છે બન્ને ઇંદ્રિયોની સમાનપણે જરૂર છે. એમ ધારીને પરમેશ્વરે એવી ગોઠવણ કરી છે કે જે પ્રાણીને વાણીઇંદ્રિય ન હોય તેને શ્રવણઇંદ્રિય પણ ન હોય એટલે જે મૂંગું હોય તે બહેરું પણ હોયછે એવો વચનાત્મક વ્યવહાર સારી તથા માઠી અસરનો હેતુ છે. સ્તુતિના શબ્દોનું શ્રવણ કરવાથી પ્રાણી પ્રસન્ન થાયછે અને નિંદાના શબ્દોનું શ્રવણ કરવાથી નારાજ થાયછે. પ્રસન્નતા—અનુકૂલતા, પ્રિયતા સુખ, વગેરે પદાર્થો પ્રાણીના જીવિતને ટેકો દેનાર છે અને નારાજપણું-ચિંતા, પ્રતિકૂલતા, અપ્રિયતા, દુઃખવગેરે પ્રાણીઓના જીવિતને નુકશાન પહોચાડનાર છે તેથી વચનવ્યવહારથી કોઇને દુઃખ દેવું નહિ.

વચનવ્યવહારના વિષયમાં મનુભગવાન્ અમૂલ્ય ઉપદેશ આપતાં કહેછે કે—

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

બીજી ઇંદ્રિયોસંબંધી વ્યવહારમાટે પણ ઘણી યોગ્યતાવાળો ઉપદેશ કર્યાછતાં પણ વાણીનો વ્યવહાર બીજી સઘળી ઇંદ્રિયોના વ્યવહારકરતાં અસાધારણ કાર્ય કરનાર છે, એમ આપણને સૂચના આપતાં મનુભગવાન્ તે ઉપર વધારે બોજો મૂકીને કહેછે કે મનુષ્યે સત્યવચન બોલવું તથા પ્રિયવચન બોલવું.

વચન સત્ય હોય છતાં શ્રોતાને દુઃખ દેનારૂં હોવાથી અપ્રિય હોય તો તેવું વચન બોલવું નહિ એ વચનસંબંધી વ્યવહારવિષયક જુનામાં જુનો–અનાદિ ધર્મ છે. એ પ્રમાણે વચનવ્યાપારને નિયમિત રાખવો એ સર્વસંમત ધર્મનું મુખ્ય અંગ છે. તેપ્રમાણે સમય પ્રાપ્ત થતાં એટલે પોતાપાસે ન્યાયપ્રાપ્ત ધનવગેરેનો જોગ થયો હોય અને કોઇ સુપાત્રને ધનવગેરેની જરૂર હોય તે સમયે પોતાની શક્તિ–સંપત્તિના પ્રમાણમાં દાન દેવું "स्वस्वत्वनिवृत्तिपूर्वकं परस्वत्वापादनं दानम्" કોઇ સુપાત્રને જે કંઇ દાનતરીકે આપવુ તે કોઇ વખત પાછું લેવુ નહિ દાન અનેક પ્રકારનાં છે. અન્નદાન, જલદાન, પૃથ્વીનું દાન, કન્યાદાન, સુવર્ણાદિ દાન, વસ્ત્રદાન, વિદ્યાદાન અને અભયદાનવગેરે તેઓમા અભયદાન સર્વોત્તમ છે "जीवाभयप्रदानस्य कलां नार्हन्ति चोडशीम्' શાસ્ત્ર પણ કહેછે કે પ્રાણીને મૃત્યુવગેરેના ત્રાસમાંથી છોડાવી અભયદાન દેવુ એના મોળમા લાગતી પણ બરોબરી કરી શકે એવું કોઇ દાન નથી મનુષ્યને અન્નજલ, વસ્ત્ર અને રહેવાને માટે સ્થાન એ ત્રણ પદાર્થોવગર ચાલતુ જ નથી. તેઓમા પણ જળવગર જરાવાર પણ ચાલતુ નથી અન્નઉપર તો પ્રાણનો આધાર છે અને મુખ્યતાથી ચોમાસામાં તથા શીતઋતુમાં અને ઉષ્ણઋતુમા શરીરના સંરક્ષણમાટે વસ્ત્રની તથા રહેવાના મકાનની ઘણી જરૂર છે. તેથી તેઓનુ દાન શક્તિના પ્રમાણમા અવશ્ય કરવાનુ છે દાન છે એ સંપત્તિવાળાની સંપત્તિને સાર્થક કરનાર છે. दानं भोगो नाशः । એક વિદ્વાન કહેછે કે—

भिक्षुका नैव भिक्षंति बोधयंति गृहे गृहे ।
दीयतां दीयतां दानमदत्तफलमीदृशम् ॥

જે ભિક્ષુકો લોકોને ઘેર ઘેર ભિક્ષા માગતા ફરેછે, તેઓ ફક્ત ભિક્ષા માગીને પોતાનો નિર્વાહ કરેછે એટલું સમજીને બેસી રહેવાનું નથી પણ તેમાંથી સમજવાનું આ પ્રમાણે છે કે તેઓ આપણને ભિક્ષદ્વારા સમજાવેછે કે ગૃહસ્થો! તમો પરોપકારવૃત્તિથી અવશ્ય હમેશાં કંઇકપણ અન્નવગેરેનું દાન આપો જો કંઇપણ દાનાદિ પરોપકાર નહિ કરો તો અમારી માફક યાચકદશા પ્રાપ્ત થશે. એ દાનાત્મક ધર્મ સર્વ ધર્મવાળાઓને માન્ય છે. પ્રાચીન સમયમાં તથા સાંપ્રતસમયમાં પણ ઘણા દૈવીસંપત્તિવાળા લોકો અન્નસત્ર, જળાશયવગેરે જળસત્ર, નિરાધાર લોકોના નિવાસમાટે ધર્મશાળાઓ અને વસ્ત્રાદિપ્રદાનવગેરે કરી અપૂર્વ ધર્મનુ સંપાદન કરેછે અને પોતાના દાખલાથી બીજા લોકોને પણ તેવા ઉત્તમ પરોપકારમાં પ્રેરણા કરેછે. જોકે કેટલાએક પંથવાળા લોકો પોતાના ધર્મગ્રંથોમા જળાશયો કરવાને માટે તથા ઔષધશાળાઓ કરવામાટે મનાઇ કરેછે અને તે મનાઇ કરવામાટે કારણ બતાવેછે કે જળાશયોમાં અનંત જીવોની હિંસા થાયછે અને ઔષધશાળામા ઘણા રોગી આવે અને ધમધોકાર કામ ચાલે તો ઠીક એવી કલ્પના પરોપકારી ઔષધશાળા કરાવનારના મનમાં રહેછે તેથી ઘણા લોકો રોગી થાય તો ઠીક એવી ભાવના રહેવાને લીધે ધર્મને બદલે અધર્મ થાયછે.

(અપૂર્ણ)

# જાદુઈ ઘોડો.

લેખક—શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યા-જુનાગઢ.



(અનુસંધાન પૃષ્ઠ ૬૨ થી.)

## પ્રકરણ ત્રીજું.

હવે કુંવરીની શી દશા થઈ તે જોઈએ. કારીગર તેની સાથે ઉડતો ઉડતો સંધ્યાકાળનો સમય થવા આવ્યો એટલે વિશ્રાન્તિને માટે એક નદીના તટપાસે ઉતર્યો. ત્યાં કુંવરીને બેસાડી પોતે કંઈક આહાર લેવામાટે સમીપના ગામમાં ગયો. આ વેળા કુંવરી એકલી હતી ને તેનું ચાલત, તો તે ત્યાંથી નાસી છૂટત. પણ આટલો શ્રમ તેણે કોઈ દિવસ સહેલો નહિ તેથી તેનું શરીર બહુ શિથિલ થઈ ગયું હતું ને હવે તેને પોતાની ખરી સ્થિતિ સમજાયાથી તેના મનમાં પણ કેટલો ખેદ થતો હશે તે સહેજ સમજી શકાય એવું છે. વળી પોતે કયે સ્થળે છે ને કોને આશ્રયે જવું તે પણ જાણવામાં નહિ તેથી હવે તો પ્રભુએ જે ધાર્યું હશે તે ખરૂં એમ તેના ઉપરજ આસ્થા રાખીને નદીના તટઉપર નિશ્વાસ નાખતી બેસી રહી.

થોડી વારે પેલો કારીગર ત્યાં ખાદ્ય પદાર્થો લઈને આવી પહોંચ્યો. કુંવરીને ભૂખ કકડીને લાગી હતી તેથી તેણે જાણ્યું કે જો નિરાહાર રહીશ તો આત્મસંરક્ષણ કરવામાં કેવળ અસમર્થ બનીશ માટે જે આવે તે ખાઈ તો લેવું, તેથી તેણે આનાકાની કર્યા વિના થોડું ખાઈ જલપાન કરી લીધું. કારીગર પણ આહાર કરીને તેની સામે આવી બેઠો. તે હવે જાણતો હતો કે આ રાજવંશી કન્યા કેવલ તેનીજ ઇચ્છાને અધીન છે. તેનું રૂપ જોઈને તે મોહી પડ્યો હતો તેથી તેણે તેને પોતાની સાથે લગ્ન કરવાની માગણી કરી. ક્યાં રાજપુત્રી ને ક્યાં આ ભીખારી! કુંવરીને એની આવી હિંમત જોઈને નખશિખ ઝાળ ઉઠી. તેણે તેની માગણી તુચ્છકારી કાઢી તેથી કારીગર વધારે ચીડાયો ને તેને અપશબ્દો બોલી વિશેષ લજ્જિત કરવા લાગ્યો. કુંવરીનું ચાલે એમ ન હતું તેથી તે આક્રોશ કરીને પોતાનો શોક પ્રદર્શિત કરતી હતી તેનાથી બને તેટલી સખ્તાઈ રાખતી હતી પણ મનમાં ડરતી હતી કે આવે સ્થળે, પ્રભુવિના તેનું કોઈ બેલી નથી. પોતાનું કંઈજ ન ચાલે તો અંતે નદીમાં ઝંપલાવીને પ્રાણદાન કરી દેવાનો પણ તે નિશ્ચય કરી બેઠી હતી. એવામાં સદ્ભાગ્યે પાછળથી કેટલાક ઘોડેસ્વારો આવતા જણાયા. તેઓનો માર્ગ કુંવરીની—

સમીપ થઇને જતો હતો ને તેમાંના આગે વાનનું સ્વરૂપ જોતા તે કોઇ ઉંચા કુળનો સરદાર જણાતો હતો તેણે કુવરીની આવી દીન સ્થિતિ, તેના મુખ ઉપરથી સરતો અશ્રુપ્રવાહ, તેના ચહેરાઉપર પ્રકટેનો ક્રોધાવેગ વિગેરે જોતાજ અનુમાન કર્યુ કે આ કોઇક સાધ્વી બાળા આ દુષ્ટના પંઝામા ફસાઇ પડી હોવી જોઇએ કારીગરના રૂપરંગઉપરથીજ સિદ્ધ થયુ હતું કે તે આ કન્યાનો કોઇ પણપ્રકારે સબંધી તો ન હતોજ તેથી તેણે જરા જોસથી ધોડો પાડીને તેને ધમકાવી બાઇને હેરાન કરવાનું કારણ પૂછ્યુ, તેના જવાબમા કારીગરે ઉલટુ ધુરકીને તેને કહ્યુ કે—"તમને કોણે વચ્ચે પંચાત ડોળવા બોલાવ્યા છે। ધણી ધણીઆણીના કજીઆમા ત્રીજાએ શુ કરવા માથુ મારવુ જોઇએ। આ તો મ્હારે ને એને કંઇક બોલાચાલી થઇ છે માટે તમે તમારે રસ્તે જાઓ એતો એની મેળે પાછી મનાશે ' આના ધૂર્ત વચન સાભળી કુવરીના મનમા ક્રોધની જવાળા ભભુકી ઉઠી તેથી તે ફાટેને સ્વરે બોલી ઉઠી કે--"આ હરામખોર જૂઠ બોલે છે એજ મને ઠગીનેમાંનો ઉઠાવીને અહીં લઇ આવ્યો છે બંગાળાના નવાબની શાહજાદી છુ કેવી રીતે હું એકલી અહીં આવી ચડી તે વાત હું આપને હવે પછી કહી સંભળાવીશ પણ પ્રથમ મ્હારૂં આ નરાધમથી રક્ષણ કરશો એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે ' સરદારને આ બેલની સત્યના પ્રતીત થઇ તેથી તેણે કારીગરનો એક શબ્દ પણ હવે નહિ સાંભળતા પાસેના પોતાના માણસને હુકમ કર્યો કે બાધો એને જકડીને અને પકડી લઇ જઇ બધીખાને નાખો આ કુવરીને તમાશામાનો એક ઘોડો આપી આપણી સાથે લઈ ચાલો" કારીગરના જાણવામા આવ્યુ કે આવો હુકમ કરનાર બીજો કોઇ નહિ પણ કાશ્મીરનો સુબો ખુદ પોતેજ હતો. હવે તે સમજ્યો કે પોતાના પાપથીજ પોતે ઘેરાઇ ગયો છે ને કેદમાથી છુટવાની કંઇ આશા રહી નથી, તેથી તે મુંગે મ્હોએ બદીવાનના રૂપમા તેમની સાથે ચાલ્યો

મહેલમા આવતા સુબા સાહેબે પોતાની દાસીઓને બોલાવી આપણી શાહજાદીના ઉતારા વિગેરે માટે યોગ્ય તૈયારી કરાવી ને તેનો પરિશ્રમ દૂર કરવાના સર્વ ઉપાયો સેવાની ભલામણ કરી શાહજાદીએ પ્રભુનો મ્હોટો પાડ માન્યો ને સુબા સાહેબનો પણ ખરા દિલથી આભાર માન્યો અને પોતાને યોગ્ય આવાસ મળ્યાથી તથા દાસીઓને હાથે થયેલી શુશ્રૂષાથી તેનો શ્રમ દૂર થયો એટલે તે ઘસઘસાટ ઉંઘી ગઇ

આ સુબાની દૃષ્ટિ જ્યારથી શાહજાદી ઉપર પડી હતી ત્યારથીજ તે તેના ઉપર મોહાસક્ત થયો હતો તેથી બીજે દિવસ સવારે જ્યારે તે એને મળવા ગયો ત્યારે તેની હકીકત અથથી ઇતિસુધી સાંભળી ... પછી તેણે તેના હાથની માગણી કરી ... શાહજાદી આ સાભળી ચમકી ઉઠી ... હોળીમા પડયા જેવુ થયુ ... તેના મનમાં વળી અતિશય ખેદ થવા લાગ્યો તે તેના મનથી ઇરાનના શાહજાદાને વરી ચૂકી હતી તેથી પ્રાણ રહે ત્યા સુધી બીજાની નહિ થવ

તેણે અડગ નિશ્ચય કર્યો હતો પણ હવે આ મોટા સત્તાધીશની માગણી કેમ તરછોડવી ને અહીંથી શી રીતે છુટી નીકળવું તે કંઇ એને સમજાયું નહિ તેથી બહુજ ગુંચવાડામાં પડી. પોતે એવી તો ચીડાઇ ગઇ હતી કે તેની મુખાકૃતિ કંઇક બદલાઇ ગઇ હોય એમ જણાતું હતું. તેણે વિવેકથી ના પાડી પણ સુબાએ તે સ્વીકારી નહિ તેથી શાહજાદીને વધારે વધારે દુઃખ થવા લાગ્યું. સુબો સમજ્યો કે એકદમ વાત વધારી દેવી એ ઠીક નહિ તેથી વિચાર કરીને જવાબ દેજો એવી સલાહ આપી તે ત્યાંથી ચાલી પોતાના મહેલમાં આવ્યો. તેના ગયા પછી શાહજાદીને બિલકુલ ચેનજ પડયું નહિ. પોતે જેને વરવા ઇચ્છતી હતી તેનો પુનઃ સમાગમ થશે કે કેમ એ પણ તેના સમજવામાં આવતું ન હતું. પોતાનો છુટકારો અહીંથી કેમ કરવો એના અનેક ઉપાયનું તે ચિન્તન કરવા લાગી પણ એકે કામ લાગે એવો જણાયો નહિ આથી તે અધિક નિરાશ બનીને તકીઆ ઉપર માથું નાખી નયન મીંચી વિચારગ્રસ્ત થઇ ગઇ હતી તેવામાં તેણે કેમ જાણે કંઇક સ્વપ્ન જોયું હોય તેમ તે એકદમ જાગૃત થઇ, તકીઆ ઉપરથી માથું લઇ ટટાર બેઠી તેના મુખઉપર મંદ મંદ હાસ્ય પ્રકટ થયું અને આત્મસંરક્ષણનો અમોઘ ઉપાય પ્રભુ કૃપાથી પોતાને હાથ લાગ્યો હતો એમ સમજાયું. હવે પોતાને કોઇપણ પ્રકારની બીતિ ન હતી એમ પણ તેની ખાત્રી થઇ.

બીજે દિવસ સુબાની સ્વારી જ્યારે પાછી તેની પાસે આવી ત્યારે દીવાનખાનામાં પ્રવેશ કરતાંજ તેને જણાયું કે શાહજાદી કાલ જોવામાં આવી હતી તેવી આજ ન હતી. તેનાં લુગડાં સર્વ ચીંથરેહાલ હતાં, તેના માથાના વાળ બધા વિખરાઇ ગયા હતા, તેનાં આભૂષણ ભાગેલાં તૂટેલાં ભૂમિપર અસ્તવ્યસ્ત પડ્યાં હતાં. જે કોઇ તેની પાસે જવાની હિંમત કરતું તેને તે કરડવા જતી હતી ને પાસે કંઇ પડયું હોય તો તે લઇને મારવા દોડતી હતી. તેની આંખો વિકરાળજેવી લાગતી હતી, આથી તે ખરેખર ઉન્માદ અવસ્થામાં પડી હશે એવું સુબ ના સમજવામાં આવ્યું. પોતે તેને અતિશય દુરાગ્રહ કર્યો તેનુંજ આ ફળ હોવું જોઇએ એમ તે હવે સમજીને પસ્તાવા લાગ્યો ને આ ક્ષણે બીજો ઉપાય નહિ સુજવાથી દાસીઓને તેની સંભાળ લેવાનું કહીને પોતે ત્યાંથી ચાલી નીકળ્યો.

દાસીઓ પણ મહામુશ્કેલીથી શાહજાદીના મનનું સમાધાન કરી શકતી હતી, તેની અવસ્થામાં એકાએક આટલો બધો ફેરફાર થયેલો જોઇને તેઓ પણ ભયભીત થતી હતી.

સુબાએ પોતાના મ્હોટા મ્હોટા વૈદો તથા હકીમોને બોલાવી શાહજાદીને સ્વસ્થ કરવા-માટે ઉપાય શરૂ કરવા ફરમાવ્યું. તેઓ હુકમનો અમલ કરવા શાહજાદીપાસે ગયા પણ તેમને જોતાંજ તે એવા જોરથી કૂદીને તેમની સામે આવી તથા એવા તો ગુસ્સાથી તેમની ઉપર હથિયાર ઉગામવા લાગી કે તેઓ બિચારા પોતાનાજ છવની સલામતીખાતર ત્યાંથી પલાયન કરી ગયા જે જે વૈદ્ય આવતા તે સર્વની આવીજ દશા થતી આખરે સુબાએ પોતાના રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ

આવીને શાહજાદીને સારી કરીજશે તેને મનગમતું ઇનામ આપવામાં આવશે. આ ખબર ક્રમે ક્રમે દેશ દેશ પહોંચી

---

## પ્રકરણ ચોથું.

ઇરાનનો શાહજાદો ફકીરી વેષ ધારણ કરીને પોતાની વ્હાલી શાહજાદીની શોધમાં નીકળી પડયો હતો તે અતિ દુઃખ વેઠતો વેઠતો ગામેગામ ફરતો ફરતો જે દિશામાં જાદુઇ ઘોડાને તેણે જતાં જોયેલો તેનાજ ભણી પ્રયાણ કરતો કરતો ઘણા કોસ દૂર પહોંચી ગયો. માર્ગમાં વિશ્રાન્તિ લેતો ને એ જાદુઇ ઘોડાની હકીકત વિશેષ મેળવવા પરપૂછ કરતો પણ હજી સુધી તેને એની છેવટની મુસાફરીની ખબર મળીશકી ન હતી. માર્ગના . . તેનુ શરીર કૃશ થઇ ગયું હતું, દાઢી તથા કેશ વધાર્યાથી તેનુ રૂપ સાફ બદલાઇજ ગયું હતું ને જેણે પહેલાં તેને જોયો હોય તે હવે ભાગ્યેજ તેને ઓળખી શકે એમ હતું તેના સાચા પ્રેમની કસોટી કરનાર પ્રભુને તેની આખરે દયા આવી અને એક વાર તે એક ધર્મશાળામા બેઠો હતો ત્યા તેને કાને ઉપર જણાવેલા ઢંઢેરાના શબ્દ અચાનક પડયા તેથી તે ચમકયો. અને પોતાને કંઇક પણ બાતમી જેવુ હાથ લાગ્યુ હતુ એમ તેને તેનું મન સાક્ષી પૂરવા લાગ્યું. લોકોનુ કુતૂહલ તેના ભણી ખેંચાય નહિ અને પોતે નિઃસ્વાર્થીજ છે. એવો ડોળ ચાલુ રહે એમ તદબીર કરીને તેણે વાતમાં વાત પૂછને પૂછતે એટલી હકીકત મેળવી કે જે શાહજાદીની દવા કરવા માટે આ ઢંઢેરો પીટાવ્યો હતો તે એક જાદુઇ ઘોડાઉપર આવેલી જણાઇ હતી; પછી એ ઘોડાનું શું થયું તે કોઇ કહીશકતું ન હતું. હવે તેને ખાત્રી થઇ કે આ શાહજાદી બીજી નહિ પણ પોતે જેની શોધમાં નીકળ્યો હતો તેજ હોવી જોઇએ. તેથી તેણે હવે ફકીરને બદલે કોઇ મ્હોટા હકીમનો પોશાક પહેરીને તે દરબારમાં પ્રવેશ કરવાની તૈયારી કરી. દાઢી તો વધેલીજ હતી તેથી હકીમની સાથે હોવો જોઇએ એવો કેટલોક દવાઓનો સંગ્રહ ખરીદીને તેણે દરબારમાં જઇ સુબાને ખબર કહાવી કે શાહજાદીની દવા કરવા કોઈ હકીમ આવેલ છે. ઘણા દિવસથી કોઇએ આવવાની હિંમત કરી ન હતી તેથી સુબાને આ ખુશખબર સાંભળી આનંદ થયો. ને તેણે તેને પોતાની પાસે બોલાવી બધી હકીકત કહી સંભળાવી. કેવી રીતે એ શાહજાદી અહીં આવી હતી તે જાણવામાં આવવાથી હવે શાહજાદાના ખોળિઆમાં જીવ આવ્યો; તેની આશા પુનરપિ જાગૃત થઇ. તેણે છાતી ઠોકીને રાજાને કહ્યું કે બીજા હકીમો ભલે ન ફાવી શકયા હોય પણ મ્હારી પાસે આ રોગની એવી અકસીર દવા છે કે તેનાથી બેશક શાહજાદીને ફાયદો થયાવિના રહેશેજ નહિ; પણ મ્હારે મ્હારી દવા એકાન્તમાંજ અજમાવવી પડશે તેથી અમને બેનેજ એક સ્થળમાં રાખવામાં આવે એવી ગોઠવણ થવી જોઇએ સુબાએ તેને પોતાના શરીરની સંભાળ રાખવાની સાવચેતી આપી અને નોકરોને આજ્ઞા કરી કે હકીમ સાહેબ તથા શાહજાદીને એકલાંજ રહેવા દેવાં.

આ પ્રમાણે ગોઠવણ થયાની ખબર શાહજાદીને

થતાં તે ચમકી ને વળી કોઇ નવો હકીમ પોતાની પાસે આવેછે એમ જાણી ફુંફવાડા મારવા લાગી. આપણા હકીમનું તેની પાસે આવવું થતાં તે તેને પણ કરડવા દોડી, પણ શાહજાદાએ તેને ઓળખી લીધી ને તેના કાનમાં હળવેથી કહ્યું કે "શું તમે મને નથી ઓળખતાં? હું હકીમ નથી હું તો, જમીલશાહ, ઇરાનનો શાહજાદો છું." આ અમૃતધારાસમાન શબ્દપ્રવાહ કાને પડતાંજ શાહજાદી ચમકી. તેણે ધારીધારીને જોયું તો આખરે તેને જણાયું કે બોલનાર શખ્સ અરેખર ઇરાનનો શાહજાદોજ હતો, તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. કુંવરીએ પોતાના ઉપર આવી પડેલી સર્વ વિપત્તિની હકીકત તેને ધીમેથી કહી સંભળાવી ને પોતે અણુઅટકે શામાટે આવી ઘેલછાનો ઢોંગ કર્યો હતો તે પણ કહી સંભળાવ્યું. શાહજાદાએ કહ્યું કે મ્હારા સમજવામાં તો આ વાત ક્યારનીએ આવી ગઇ હતી તેથી મ્હારી ખાત્રી થઇ હતી કે મ્હારા ઉપરના પ્રેમને લીધેજ તમે આ આફત માથે વ્હોરી લીધી હોવી જોઇએ. ધન્ય છે તમને. હવે આપણે અહીંથી આ સુબાની આંખમાં ધૂળ નાખીને જતાં રહેવાની યુક્તિ કરવી જોઇએ. માટે હું તમને સલાહ આપું તેમ તમે વર્તજો. કાલ તમે એમ બતાવજો કે હવે મ્હારો રોગ સર્વ દૂર થઇ ગયો છે. સુબાને હું તેડી લાવું ત્યારે તમે સારાં વસ્ત્રાભૂષણ પહેરીને એમને માન આપજો ને કહેજો કે આ હકીમની દવાથી મને ઘણો આરામ થઇ ગયો છે ને એ દવા ચાલુ રહેશે તો થોડા વખતમાં પૂરી તંદુરસ્તી મેળવી શકાશે. શાહજાદીએ તેને તે-વિષે સંમતિ આપી તેથી તેને મૂકીને સુબા-પાસે ગયો ને કહેવા લાગ્યો કે ખુદાની મહેરબાનીથી મ્હારી દવા અકસીર થઇ છે. ને શાહજાદી હમણાં ભરનિદ્રામાં છે. આપ તેને કાલ જોશો તો તે તદ્દન બદલાયલીજ જણાશે ને તેની ઘેલછા બધી દૂર થઇ ગયેલી જોશો. સુબાને આ સાંભળી ઘણો હર્ષ થયો. તેણે આપણા હકીમજીને આપવા માટે કિંમતી હીરા માણેકના થાળ મંગાવ્યા ને તે લેવાને આગ્રહ કર્યો. પણ જ્યાં સુધી શાહજાદીને પૂરો આરામ થાય ત્યાંસુધી એક પાઇ પણ પોતે લેવા માગતો નથી એમ કહેવાથી સુબાને વિશેષ ખાત્રી થઇ કે તે કોઇ સાચો હકીમજ હોવો જોઇએ.

બીજે દિવસ કરાવેલ વખતે સુબાને લઇને ને શાહજાદીપાસે આવ્યો ત્યારે સુબાને જણાયું કે શાહજાદીની કાન્તિનું તેજ કંઇક ઓરજ હતું તેણે તેમને આવકાર આપ્યો ને પોતાને માટે આટલા આટલા ઉપાયો કરવાની તકલીફ લેવા માટે તેમનો ખરા દીલથી આભાર માન્યો તથા હકીમજીની દવા ચાલુ રાખવા વિનતિ કરી. સુબા સાહેબે ખુશીથી હા પાડી. આ પ્રમાણે થવાથી શાહજાદો તથા શાહજાદી દિવસનો ઘણો ભાગ સાથે રહી શકતાં ને શાહજાદીની તબીઅત દિનપ્રતિદિન ઘણીજ સુધારાઉપર આવતી ગઇ. તેના જીવનમાં નવું જ્યોતિ પ્રકટ થયું. હવે બંનેએ પેલા જાદુઇ ઘોડાની તપાસ કરવાનો વિચાર કર્યો, પણ જો ઉઘાડી રીતે તેને માટે પરપૂછ થાય તો કદાચ કોઇ ચેતી જાય તેથી શાહજાદાએ કંઇ હ્‌ડે ખાતમી મેળવવાનો રસ્તો

લીધો. એક દિવસ તેણે સુખી ખુશમિજાજમાં હતો ત્યારે પુછ્યું કે ગરીબપરવર! આ શાહજાદી આમ એકલી પેલા ધુતારાજોડે શી રીતે આવી ચડી હશે તે મારી સમજમાં આવતું નથી. તેના ઉત્તરમાં સુબાએ પેલા ઘોડાની વાત કહી સંભળાવી. તે સાંભળતાંજ કુંવર જાણે ચમક્યો હોય તેમ આશ્ચર્યનો ડોળ કરીને કહેવા લાગ્યો કે–હા હજુર! હવે મ્હારી સમજમાં બધી વાત ઉતરી છે. આજસુધી હું બહુ બહુ વિચાર કરતો હતો પણ શાહજાદીની ઉપર આવી પડેલી આફતનું કારણ સમજી શકતો ન હતો. હવે મ્હારા ઇલમના જોરથી એમની તબીયત સુધરી છે પણ એમનો રોગ મૂળ મુકીને જાય એમ કરવામાટે એ જાદુઇ ઘોડા ઉપર એમને ફરી એકવાર બેસાડવાની જરૂર છે એ બેસે એટલે હું મ્હારા મંત્રના બળથી જાદુની સર્વ માઠી અસર નાબુદ કરી નાખીશ, માટે એ ઘોડો જ્યાં હોય ત્યાંથી આપ મંગાવીને કાલ સવારે દરબાર ભરો તેમની સમક્ષજ હું મ્હારો ઇલમ આપને બતાવીશ. રાજાએ તે વાત સ્વીકારી. ઘોડાને તીજોરીવાળા ઓરડામાં રાખ્યો હતો ત્યાંથી કાઢી લાવવાનો હુકમ કર્યો. શાહજાદીને ઉંચામાં ઉંચો પોશાક ને કિંમતીમાં કિંમતી દાગીના પહેરાવી બીજે દિવસ દરબારગઢની પાસેના ચોકમાં સર્વ સાહેલીઓસાથે લાવવાનો ઠરાવ કર્યો.

યોગ્ય વખત થતાં ઘોડો લાવીને હાજર કરવામાં આવ્યો. પછી હકીમજીએ તેની આસપાસ કુંડમાં અગ્નિ સળગાવીને તેમાં ધૂપ નાખવા માંડ્યો. ધૂપની સુવાસથી સર્વ પ્રેક્ષકોની ઘ્રાણેન્દ્રિય અતિ તૃપ્ત થઇ ગઇ. શાહજાદીને લાવીને ઘોડા ઉપર બેસાડવામાં આવી. તેની આસપાસ થોડે દૂર તેની સર્વ સાહેલીઓ ભરાઇ ગઇ. આપણા હકીમ તે વેળા શાહજાદીની પાસેજ ઉભા હતા. તેઓએ ઘોડાની પ્રદક્ષિણા કરીને છેવટ ધૂપ પ્રત્યેક કુંડમાં એટલો બધો નાખ્યો કે તેના ધુમાડાનાં ગોટેગોટા ત્યાં ફેલાઈ રહ્યા તે સાહેલીઓની આંખો પણ બંધ થયા જેવી ભરાઇ ગઇ. તેનો લાભ લઇને શાહજાદો પણ ઘોડે એકદમ બેસી ગયો ને તેને ઉપાડવાની કળ દબાવવાની સાથેજ તે બંને જણને લઇને તે ગગનમાં ઉંચે ચડવા લાગ્યો. બધાની દૃષ્ટિ પડે તેટલે પહોંચતાજ શાહજાદાએ બુમ પાડીને સુબાને કહ્યું કે "પ્રીત કરો તો ઘર પૂછીને કરજો"

હવેજ માલુમ પડ્યું કે હકીમનો પોશાક પહેરીને આવનાર બીજો કોઇ નહિ પણ શાહજાદી જેને વરી ચૂકી હતી તે શાહજાદોજ હોવો જોઇએ. તેણે પોતાની ભૂલને માટે બહુ પશ્ચાત્તાપ કર્યો પણ હવે તેનું શું ફળ?

આપણો શાહજાદો ને શાહજાદી ઉડતાં ઘોડા કલાકમાં ઈરાનના પાયતખ્ત શહેરમાં આવી પહોંચ્યાં તેમને જોતાંજ શાહના જીવને બહુ શાન્તિ થઇ. યોગ્ય સમયે તેમના લગ્ન બહુ ધામધુમથી કરવામાં આવ્યાં ને તેઓએ સુખચેનમાં જીંદગી ગુજારી.

---

# વિધિની અકળિત કૃતિ.

## વસન્તતિલકા.

કંઇ રંક તો બનીં ધની મદથીજ ગાજે,
ને મોજ કંઇ અવનવી પ્રતિદિન માણે :
રાજેન્દ્ર રંક બનીં કંઇ ક્ષુધથી પિડાયે,
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

શ્રીમંત સંતતિવિના ઝૂરી કંઇ મરે છે,
કંઇ રંક સંતતિદુઃખે ધનમાટ ઝૂરે !
ભાસે જગે ઉછુપ કંઇ જન સર્વને છે !
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

વેશ્યા વિલાસ-ભવને-ઝુલતી હિંચોળે,
પાણી સુશીલ ભરીં કંઇ નિજદિન ગાળે ;
રે! રે! સલિલ ઉલટું વિધિ શો વહાવે !
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

લાવણ્યમાં જગતલક્ષ્મીં ગણાતી કંઇ સ્ત્રી,
ને સદ્ગુણે સીતસમી વળીં જે મનાતી;
જાતાંજ યૌવન, ગુણો કુબજા મનાયે,
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

સૌખ્યાબ્ધિમાં ડૂબીં અરે ! ખલ કંઇ રહે છે,
ઝુઝાર સજ્જન અતિ ભૂતલે વહે છે;
કંઇનેજ વિધિ હસાવે, કંઇને રડાવે,
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

ભૃંગો અહો ! પ્રતિફુલેજ સુવાસ લૈને,
ના કો સુખી અવનિમાં અમજેવું ધારે !
કિન્તુ ફસી પ્રીતિબસે કમળે મરે એ,
વિધિકૃતિ અકળ! ના કળિ તો શકાયે.

આજે અહો! કુસુમનું વિકસી, મધુરી,
દે વાસ, માનવ હૃદો ખુશ દે બનાવી!
વિલાયી તે મધુર વાસવિનાનું કાલે!
વિધિકૃતિ અહહ! ના કળિ તો શકાયે.

વ્યોમે રવિ પૂર્ણ તેજથી તો પ્રકાશી,
ને વિશ્વતિમિરજ દે ક્ષણમાં વિદારી!
કિન્તુ પ્રભાવિણ અરે! બનતો પ્રદોષે!
વિધિકૃતિ અહહ! ના કળિ તો શકાયે.

અનુષ્ટુપ.

અકળિત વિધિકૃતિ, ના શકે કળિ કો જગે;
પરન્તુ ગર્વ ધારે તે, નક્કી હારેજ કો ક્રમે.

ચન્દ્રશંકર ધીરજરામ પંડ્યા—ઉમરેઠ.

## — સાભિપ્રાય સ્વીકાર. —

**સંસારી કે સંન્યાસી**—લેખક રા. રા. દલપતરામ ભાઇશંકર રાવળ. વીરમગામ. ઉછરતી અવસ્થાના ગર્ભશ્રીમન્ત પુરૂષોએ આ નવલકથાના નાયક હરિપ્રસાદનું ધ્યાન પોતાના હૃદયમાં સુસ્થિત અને સુસ્થિર કરવાજેવું છે. માનસિક નબળાઇઓને આધીન બની શારીરિક વ્યર્થ ટાપટીપો તથા નીચ માર્ગે ઘસડી જનારા વિકારી વિચારોને અવકાશ આપનારી ઉછરતી આશાઓને આ નવલકથામાંની શાંત-સુશીલ શારદાબેનનાં વર્તન અને વિચારને ધ્યાનમાં લઇ પોતાની કર્તવ્યનિષ્ઠાને દૃઢ બનાવવી જોઇએ તથા નોકરીનેજ ચીજ પવિત્ર વ્યક્તિની વખાણવા લાયક હિંમત, નિર્ભયતા તથા ધર્મ નીતિતરફની તીવ્ર લાગણી કદીપણ નહિ ભૂલવા જેવી છે. ગૃહસ્થાશ્રમમાંજ ધરતા અની સંકુચિત વિચારોની સેવામાં જીવિતનો વ્યય કરનારાઓએ "ગુરૂદેવ"ની વિશ્વસેવાનું નિરીક્ષણ કરવાલાયક છે. પ્રધાનપાત્રોની પુષ્ટિમાં આવતાં અપ્રધાનપાત્રો તથા રચનોની સંકલના હૃદયંગમ મચિન થયેલી છે. આ નવલકથામાં વિશેષ આદર આપવા યોગ્ય એ પણ છે કે ઘણેરાયે ઉત્તમ વ્યક્તિઓની વિશેષ ઉન્નતતા સિદ્ધ કરવાને તેની સાથે સાથેજ નિંદ્યવ્યક્તિઓનો ઉલ્લેખ કરતાજ રહેછે તેમ

આમાં તેવી નિંદ્ય વ્યક્તિઓને વિશેષ અવકાશ ન આપતાં ઉત્તમ વ્યક્તિઓની ઉત્તમતા જેમ બને તેવી જણાવી શકાઇછે. પુસ્તકની એકંદર મતલબ સત્સંગ અને દુઃસંગનું ફળ બતાવી સત્સંગમાં વલણ રાખી આત્મકલ્યાણની પ્રાપ્તિ થાય એજ છે.

---

**લીલા યાને જ્ઞાતિતંત્ર**—લેખક અંબાશંકર તુલસીદાસ દવે. બી. એ. પ્રકાશક–દલપતરામ ભાઇશંકર રાવલ—સદ્વિદ્યા અને સદાચારને અભાવે ખળવિદ્યા અને નિંદ્યપ્રકૃતિને પોષનારા તથા સારાસાર વિચાર ન કરી શકવાને લીધે પહોંચેલાઓની પ્રપંચી વાગ્જાળને ધર્મબોધરૂપે પકડી બેઠેલાઓના હાથમાં જ્ઞાતિનોકાનું સુકાન રહેવાથી ધર્મની મર્યાદા તુટી વ્યવહાર કેટલો કનિષ્ઠ પગથીએ ઉતરી જાયછે એ જોવું હોય તો આ પુસ્તક ઘણી સારી રીતે દેખાડી શકેછે. લીલા નામની એક સુશીલ કુમારીનું સગપણ એક કેળવાયેલા યુવાનસાથે થયેલ પણ તે યુવાને જ્ઞાતિના એક સ્વાર્થી નિયમને તોડવાથી તેને જ્ઞાતબહિષ્કૃત કરી તે સગપણ તોડી ને કુમારીને એ જ્ઞાતિમાંના એક નરપિશાચસથે વરાવવા તથા તેમાંથી નાણાંની અમુક રકમ ખાઇ જવા જ્ઞાતિના પટેલ કેવાં સાહસ કરેછે તે વાંચતાં ઘૃણા પેદા થાયછે; જ્યારે કેળવાયેલા એ યુવકો હિંમત અને ચાતુર્યથી તેઓને હરાવી તેમના પ્રપંચોને તોડી પાડી પોતાની પસંદગીવાળી પવિત્ર બાળાઓનું સ્વામિત્વ મેળવેછે. અને તેની સાથે ન્યાયપ્રિય જનોકી પ્રશંસા પણ પામેછે એ પ્રસંગ આનંદદાયક છે. દુષ્ટજનોની દુષ્ટતા વધારે પ્રકાશમાં લાવવાને તેના દુષ્ટ પ્રસંગો ગુંથતી વેળા અને તે પ્રસંગોના વર્ણનમાં કલમને ચલાવતી વેળા દરેક લેખકે આટલું લક્ષમાં રાખવું જોઇએ કે આ પુસ્તક દરેક માણસના હાથમાં જશે અને ન્હાનાં મ્હોટાં દરેક વાંચશે અને તેથી તે કથનમાંથી તેવા પ્રસંગો તથા કલમની તેવી ગતિને તેણે દૂર રાખવાની જરૂર છે કે જે વાંચતી વખતે ભાઇબેહેન–પિતાપુત્રી–પિતાપુત્ર વગેરે વગરસંકોચે સાથે બેસી વાંચી સંભળાવી શકે નહિ. આમાંની નિંદ્યવ્યક્તિઓ અનંગરાય, ઠાકર વિહારી અને માની સોનારણનાં પાપકર્મોનું વર્ણન કેટલેક ઠેકાણે એટલી હદે જતું માલુમ પડેછે કે વાંચનારાઓને સંકોચ કે અણગમો ઉત્પન્ન કરે. આની સાથે સામી બાજુની પ્રશસ્ત વ્યક્તિઓ–નિર્મળા વગેરેના પવિત્ર વર્તનનું વર્ણન લેખકને વિશેષ અભિનંદન અપાવેછે. એકંદર પુસ્તક બોધદાયક અને ચાનક આપનાર છે.

---

# શ્રીદ્વારકાધામનું વર્ણન.

### શાર્દૂલવિક્રિડીત.

જે સંસાર જમીનરૂપ ઘરનો અતિ મહા સ્થંભ છે,
જેનું મંદિર ઉચ્ચ ઈંદ્રપદની સ્પર્દ્ધાનુ દેખાય છે;
જે જોતાં પળસે અને પળપલે પામે જનો પુણ્યને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૧
જેના સર્વ ગુણો ન શેષ પણ તે ગાઈ શકે છભથી,
જેનું રૂપ ન પૂર્ણ કોઈ સમજે શકવીજનેવા મથી;
જેના કીર્તનથી અમોલ પણ તે છતે સુવાચાલને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૨
લક્ષ્મી ચંચલ ભાવને તજી અને સેવા કરે જેતણી,
ચંભુના ભયને તજી જઈ વસ્યો છે કામ જેની ભણી;
જે વિશ્વંભર નેમ સર્વ સુરમાં ધારી રહ્યા નામને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૩
ગંગાજી અથવા ભરેલ જલથી આ નર્મદા અન્ય છે,
એવો જે નિરખી નદી જન વિષે સત્તર્ક ખચાય છે;
તે આ જેમની પાસ ગોમતી નદી પામેલ પુન્યત્વને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૪
જેનાં મંદિરનું વડું શિખર છે સોનાવડે શોભતું,
કોપેલુ ગુજરાત દેશધણિએ જે તેમને છાજતું;
જેની તુલ્ય થયેલ મંદિર નથી બીજે ન તેવું બને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૫
જાણે કંપિત વસ્ત્રરૂપ કરથી મોટી ધ્વજા હરથી,
આવ્યાનું નિજપાસ સૂચન કરે યાત્રાળુને હર્ષથી;
જેની પાસ સમુદ્ર ગર્જનથકી આપે ઘણું માનને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૬
પાપોનું પણ મોત જે નગરમાં છે મોક્ષને આપતું,
અંતે જે સ્થલમાં નિવાસ કરવા સચ્ચિત્ત તે ચાહતું,
જેનો કોઈ પ્રભાવ ચંદ્રસરખો દેનાર આનંદને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૭
જેનું નામ સુણ્યાથી પાવનપણું પૂરૂં મળે કર્ણને,
જેનાં દર્શનથી બધું ફલ મળે નેત્રોતણું સર્વને;
ભક્તોકાજ અદૃશ્ય તોપણ ધરે ધારી કૃપા રૂપને,
તે કલ્યાણજી કૃષ્ણ વામન કરો સૌ આપનાં શ્રેયને. ૮

શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર—જામનગર.

## ચાલુ વિષયની ચર્ચા.

**૩૪ મી હિન્દી નેશનલ કોન્ગ્રેસ**—આન્યવર પંડિત મોતીલાલ નેહરના પ્રમુખપણાનીચે અમૃતસરમાં ભરાઇ. ઇંગ્રેજોની દીવાળીના દિવસોમાં દેશભક્તોએ કર્તવ્યપ્રવૃત્તિને આદર આપી સમયની મહત્તા જાળવી છે સ્વાગત કમીટીના પ્રમુખ સ્વામી શ્રદ્ધાનંદે પોતાના હિંમતભર્યા વિચારો વગર સંકોચે જાહેર કરવામાં અગ્રગણ્યતા મેળવીછે. મહાત્મા ગાંધી, માનનીય પંડિત માલવીયજી લોકમાન્ય, ટીલક અને વિદુષી એની બીસાંટ વગેરેએ ઉદારપણાથી કોન્ગ્રેસના કાર્યને વિવેકની હદ ઓળંગવા દીધી નથી. હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં હિંદીઓને ભૂતકાળકરતાં વિશેષ સ્વાતંત્ર્ય આપનારા હકોની બક્ષીસ નામદાર શહેનશાહના પ્રતાપી સિક્કા સાથે મળવાનો પ્રસંગ પણ આ કોન્ગ્રેસનો સત્કાર કરવામાટે અગાઉથીજ આવી હાજર થયેલ છે એ પણ એક શુભ શકુન છે. અને તેને માટે નામદાર શહેનશાહનો આભાર માનવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યોછે; એ યોગ્યજ થયું છે. ગયા વર્ષમાં પંજાબમાં ઉંડેલા ખળભળાટ વખતે સૈનિકો તરફથી છુટેલા ગોળીઓએ મરનારાઓને ક્ષણિક વેદનાનોજ અસહ્ય આઘાત કર્યો અને ઘાયલ થનારાઓને અમુક દિવસોસુધી પીડા ઉપજાવી પણ સાંભળનારાઓનાં લાગણીવાળાં હૃદયોમાં હજી લગી ભુંસી રહી વેદના ઉપજાવતી હોવાથી તે ગોળીઓના પ્રવર્તકો તથા અનુમોદકોને ઇંગ્લાંડખાતે પાછા બોલાવી લઇ તેઓનાં આવેશભર્યાં કૃત્યોની અયોગ્યતાનું ભાન કરાવવામાટેની પણ માગણી કરવામાં આવીછે, પવિત્ર રાજધર્મનું સ્વરૂપ એજ છે કે ભલે અધિકારી હોય તોપણ જો તેનાથી કંઇ અત્યાચાર થાય તો તેને તેવા અત્યાચારનો ઘટતો બદલો આપી—અત્યાચારથી નુકસાન પામેલાંઓને સાંત્વન આપવું અને નવા અધિકારીઓ કોઇ પણ જાતના આવેશમાં ન તણાતાં વિશાળ હૃદય રાખી અમલ ચલાવવામાંજ પોતાની અને રાજ્યની શોભા છે એમ સમજી અમલ ચલાવે એવી સમજણ તેઓને આપવી.

કોન્ગ્રેસના ચાલુ પ્રસંગમાં ઘણા જાણીતા રાજદ્વારી કેદીઓને મુક્ત કરી નામદાર સરકારે પણ તેને આસ્વાન્વિત કરીછે.

---

**મોડરેટોની કોન્ફરન્સ**—૩૪ વર્ષો પસાર કરી ગયેલ આપણી નેશનલ કોન્ગ્રેસના મૂળ ઉત્પાદકો, પોષકો અને સંચાલકો છતાં—" ધીમેથી આગળ વધો " અને " એકદમ આગળ વધો " એવા મતભેદને લીધે ધીમેથી આગળ વધવાના ઉપદેશકો તરીકે સર દીનશા વાછા તથા બાબુ સુરેંદ્રનાથ બેનરજી જેવા વૃદ્ધ દેશનાયકો—જેઓ કોન્ગ્રેસથી બે વર્ષ થયાં છુટા પડ્યાછે તેમણે આ વર્ષે કલકત્તામાં સર શિવસ્વામી આયરના પ્રમુખપણાનીચે મોડરેટોની કોન્ગ્રેસ બોલાવી હતી. કાર્યમાં

કોલકરારોમાં તથા લીગની રચનામાં આગેવાનં ભાગ લઇ, યુરોપનાં મહારાજ્યોમા મોહોટું માન પામીને મહાન પ્રેસીડંટ વિલસન પોતાના મહારાજ્યમાં પહોંચ્યા પછી ત્યાંના મોહોટા માણસોએ તેની સઘળી મેહેનતને રદ કરવાજેવું કરી દુનિયામાં મોહોટો વિસ્મય ઉત્પન્ન કર્યોછે. જર્મની સાથે પોતાના યુદ્ધ વિરામનો ઠેરાવ પણ જુદો કરવા તેઓ તૈયાર થયાછે અને લીગ સાથેનો સબંધ છોડવા પણ તૈયાર થયાછે. આથી આપણે ફરીથી યાદ કરીશું કે સહ્તામખિલં મહત્।

---

**ભૂતકાળને ભુલાવતો રહેલો ભવિષ્યકાળ**—ઇશ્વરની અકૃપાની નિશાનીઓરૂપ મંનાતા દુકાળો, લડાઇઓ અને મરકી તથા મોંઘવારીવગેરેની નિરંકુશ હાજરીને લીધે ભૂતકાળનાં ભયંકર દુઃખોને પણ ભુલાવે તેવી મુશ્કેલીઓ ભવિષ્યકાળ આપણીપાસે પહોંચી રજુ કરતો રહ્યોછે. સંવત ૧૯૩૫ ના દુકાળવખતની મોંઘવારી વખતે લોકો ત્રાહિ ત્રાહિ પોકારી ગયાં હતાં પણ તેપછી ૧૯૫૬ના દુકાળ વખતની મોંઘવારી એવી ત્રાસ આપનારી નિવડી કે ૧૯૩૫ વાળા દુકાળને તેનાથી નરમ માનવો પડ્યો હતો—૧૯૫૬ પછી સાધારણ મોંઘવારીવાળાં વર્ષો તો ચાલ્યાંજ આવેછે પણ આ વખતની ૭૫–૭૬ ની સાલની મોંઘવારીએ તો ૧૯૩૫ અને ૧૯૫૬ એ બન્ને મુંઝવણીવાળાં વર્ષોને "આપણા ઠીક" બનાવી દીધાં છે. આઠ આને રતલ મળતુ ઘી ૨૮ આને મળવા લાગ્યું, બબ્બે આનાનુ રતલ મળતુ તેલ દશ આને રતલ થયું, સવા રૂપિયાનો મણ બાજરો ચાર પાંચ રૂપિયે મણ થયો અને એવી રીતે ખોરાકની દરેક ચીજ કુદકે અને ભુસકે કિંમતી બની ગઇ છે ત્યારે કાપડની મોંઘારત પણ તેટલીજ ભયાનક થઇ ગઇ છે. શું માત્ર ઘટયોછે કે નાણાંની કિંમત ઘટી છે? શું પણ વધ્યોછે કે નાણાંનો લોભ વધ્યોછે?

---

# બોધ વચનો.

લેખક—શ્રીયુત શાંતિલાલ જે—જેતપુર



૧ બીજાની મુશ્કેલીઓ આપણે વેઠી લેવી એ સર્વોત્તમ સેવા નથી, પરન્તુ પોતાના દુખની ચિન્તા પોતાની મેળે સહન કરે અને મુશ્કેલીઓની સામે બહાદુરીથી થઇ શકે એવું તેમને સામર્થ્ય આપવું તેમજ જીવનમાં પ્રસાદ રેડવો એજ [illegible]ના છે

૨ જે ગરીબોને આપણે આપીએ છીએ તેઓ પૃથ્વીપરથી સ્વર્ગમાં આપણા માલને લઇ જનારા હેલકરી છે તેથી તમે તેમને આપો, જે તેમને આપો તે તમે તમારા હેલકરીનેજ આપોછો

૩ એક માયાળુ શબ્દ, એક દિલસોજી ભરેલી દૃષ્ટિ, એક ઉદારતાથી આપેલી પાઇ, એક વિનયયુક્ત, સાદું વાર્તાલાપ એનાનાદ ખાતરફ ફેલાવેલું દયાનું વાતાવરણ ઘણા આત્માઓના દુખના ભાર હલકા કરીનાખેછે, આવા મહાન સુંદર દૈવી કાર્યો ક્ષુભિત સમુદ્રપરની છોળોની પેઠે જીવનના દુખોને દૂર કરછે

૪ શ્રદ્ધા રાખવાથી નવું ઉત્પન્ન કરી શકાય છે, આશા રાખવાથી આનીવાર્ય પ્રાપ્ત કરાયછે, સ્નેહ રાખવાથી અદ્ભુત કાર્યો કરી શકાયછે

૫ જ્યારે ઓતીનપર ફુલ બેસેછે ત્યારે તેના ઉપર જો અતિશય ધુમ્મસ પડે તો તેને ફળ આવતા નથી, એનીજ રીતે જ્યારે સત્કાર્ય કરવાની શરૂઆતમાજ લોકો તેમને જોનાર માણસોના વખાણ સાંભળેછે અને પોતાની સ્તુતિમા તેઓ રસ લેતા થાયછે ત્યારે તેમના વિચારોમા અહંકાર રૂપી ધુમ્મસ એવો ઉત્પન્ન થાયછે કે તે તેમના મૂળ હેતુને ભુલાવી દઇને સત્કાર્યની ખીલવણી અને ફળદુપતાનો નાશ કરેછે

૬ જે ધનનો ઢગલો એકઠો કરવામાં ભૂલી જાયછે તેજ જીવતા શીખ્યોછે, જ્યારે તમે દીલગીરીમા ગરકાવ થયા હો ત્યારે આનંદી થવાનો સારો રસ્તો બહાર જઇ બીજા કોઇનું કલ્યાણ કરવાનો છે

૭ ખરો મનુષ્ય દાન આપેછે, પણ લેતો નથી, સેવા કરેછે, પણ હુકમ ચલાવતો નથી, રક્ષણ કરેછે, પણ ભક્ષણ કરતો નથી, સહાય આપેછે, પણ અભિમાની બનતો નથી અને જરૂર જણાતા કરવા કરતાં મરવાનું વધારે પસંદ કરેછે

૮ વૈદ્ય રોગને ધિક્કારે છે પણ રોગીને ચાહેછે તમે પણ જો ઉદાર હો તો હમેશા પાપનેજ ધિક્કારજો, અને પાપી પ્રત્યે તો સ્નેહજ દર્શાવજો

———

# દિલ્હી દરબાર.

## ભાગ ત્રીજો.

અનુવાદક—શ્રીયુત વકીલ.

### પ્રકરણ ૧ લું.

#### મડદું.

મધ્યરાત્રિની નોબત પુરી થઈ સિપાઇઓ અને ચોકીવાળાસિવાય સર્વ નિદ્રાદેવીના ખોળામાં હતા. આ સમયે મશરૂએ બે જલ્લાદને બોલાવ્યા. જુલેખાંનું મૃત્યુ કેમ અને શીરીતે થયું એ જાણનાર તે બન્ને હતા. જ્યારે તેઓ આવ્યા ત્યારે મશરૂએ હુકમ કર્યો કે—

"બેગમસાહેબનો હુકમ છે કે આ મડદાંની હિંદુ રીતમુજબ વ્યવસ્થા કરવાની છે એટલે કે અગ્નિસંસ્કાર કરવાનો છે અને સમગ્ર સૃષ્ટિથી આ વાત છુપી રાખવાની છે. તમે સમજ્યા?"

બન્નેએ નમ્ર અવાજે જવાબ આપ્યો "હા–હજુર."

"જાઓ અને શીશમહાલમાંથી મૃત શરીરને આણો અને મારા હુકમપ્રમાણે તેની વ્યવસ્થા કરો. દરવાજાસુધી હું સાથે આવીશ. પછી રાત્રિતાજ યમુનાંના કિનારા-ઉપર તમે જજો. સમજાય છે ના?"

"હા, હજુર સમજાય છે."

"જો રસ્તામાં તમને કોઇ કાંઇ પુછે, તો રડતા અવાજે કહેજો કે અમારી મા મરી ગઇ છે અને અમો તેની ક્રિયા કરવા જઇએ છીએ."

"હજુર, અમો તો મુસલમાન છીએ.'

"તે મને ખબર છે. ગરીબ હિંદુમાફક ચિંથરેહાન લુગડાં પહેરી, બે ગરીબ ભીખારી થઇ જજો. પગથી માથાંસુધી મડદાને ઢાંકજો સમજ્યા કે?"

"હા હજુર."

"સવારસુધી જો મારા કહ્યામુજબ તે મડદાંની વ્યવસ્થા ન થઇ શકે તો નદીમાં તેને ફેંકી દેજો, અને નદી તેને ગંગામાં પહોંચાડશે જ્યાંથી પાછા ફરવા ન બનશે

નથી અને એ રીતે આ મુસીબતનો અંત આવશે"

"જી-હા, સાહેબ"

'જાઓ, તમારી જાનની પરવા હોય તો મારા હુકમપ્રમાણેજ કરજો ધ્યાન રાખજો કે જરા ગફલતી થઇ કે સખ્ત સજાને પામશો"

તે બે (જલ્લાદ) નીઝામઉદ્દોલાતરફ ગયા મઝારૂએ તેને કુચી આપેલી હતી તેથી તે ઉઘાડી, ચુપકીથી છાની રીતે મડદાને બન્નેજણ સાથે બાંધી, કપડાથી તેને ઢાંક્યુ અને તે લઇ મઝારૂપાસે આવ્યા મડદાઉપર કપડુ એવી રીતે ઢાંકેલ હતુ કે કોઇપણ તે જોઈ જાણી શકે નહિ

મઝારૂ આગળ થયો અને બે જણ તે મડદાસહિત તેની પાછળ ગયા જ્યારે મુખ્ય દરવાજે પહોચ્યા ત્યારે સિપાઇઓ બોલી ઉઠ્યા, "કોણ જાયછે?" મઝારૂએ આગળ આવી કહ્યુ 'ગભરાઓ નહિ-હુ પોતે છુ'

દરવાજે સરદારના કાનમા મઝારૂએ કાંઇ કહ્યુ અને બે હબસીને જવા દીધા

અંધારામા યમુનાના કિનારાઉપર તેઓ પહોચ્યા અને મૃત શરીરને ખભે લઇ પોતાથી બની શકતી ઉતાવળથી ગયા કોઇ માણસ તેઓને મત્યુ નહિ તે બે હબસીઓ જાણી ન શક્યા કે તેજ અંધારામા બે વ્યક્તિઓ તેની પાછળ પાછળ ચાલી આવેછે દોડી દોડીને થકી ગયા આમાથી ચાર માઇલસુધી તેઓ આવ્યા ત્યારે ધીરે ધીરે આગળ વધવા માડયુ આજ સમયે પેલા બે માણસોમાથી એક ખજુરીની ઝાડીમા સતાઇ ગયો અને બીજો તેની પાછળ પાછળ ચાલ્યો જે માણસ ખજુરીની ઝાડીમાં ગયો તે ઘોડેસ્વાર થઇ બહાર આવ્યો અને બહુ ઝડપથી દક્ષિણદિશાતરફ ગયો અને આંખના પલકારામાં અદૃશ્ય થયો

ઘણે દૂર આવ્યા પછી એક હબસી બોલ્યો "મડદાને નીચે રાખ બહુ દોડવાથી મડદાને બાંધેલ દોરીઓ ઢીલી થયેલ જણાય છે અને મડદાનો હાથ મારા મોઢાને લાગેછે"

બીજાએ જવાબ આપ્યો "શુ તે ભૂત થયેલ છે?"

"નીચે ઉતાર એને તપાસીએ"

"ના-ના, સવારસુધી રાહ જોઇએ"

'ના-મૂર્ખ', જમીનઉપર મુક-મને તેનો હાથ વાગેછે હુ તે સહન કરી શકતો નથી. નીચે ઉતાર-તેને મજબુત બાધીએ"

"મૂર્ખ, જો આપણે મજબુતસાથે મજબુત બાધેલ છે તે તને કયા ખબર નથી"

"નીચે ઉતાર અને પછી બેવકુફ! તારી આંખથી જો"

મડદાને જમીનઉપર મેલી, અંધારામાં બની શકે તેટલી તપાસ કરી તો માલુમ પડ્યુ કે જમણો હાથ બહાર નીકળી ગયેલ છે તે જોઇને જે હબસી વાત નહોતો માનતો તે બહુ ભયભીત થયો અને બોલી ઉઠ્યો "આહ-અલ્લાહ! હાથ હાલતો મને જણાય છે, ચોક્કસ ભૂત બની ગયેલ જણાયછે"

ખરીરીતે મડદાનો હાથ હાલતો હતો. ઘણા તમાચા ખાનાર હબસીએ કહ્યુ' જમીન ઉપર કે કતીવખતે લાગેલ આચકાને લઇને હાથ હાલતો હશે' હાથ ફરી હલ્યો અને તુરત

જહાનના નામવાળી હીરાની વીંટી અંધારામાં પણ ચમકારા મારતી દેખાણી.

બે હબસીઓએ ચીસ પાડી. અને ભાગી જવાની તૈયારીમાં હતા પણ હિંમતવાન બની જે હાથ હલતો હતો તેનાઉપર નજર નાંખી અને બોલ્યા—

"નહિ, નહિ. ભૂત પ્રેતની અસર નથી, હાથ હવે હલતો નથી." એકબીજાની સામુ જોઇ રહ્યા. બન્નુસાથે જ્યારે મડદાંને બાંધેલ સારે વીંટી જોયેલ નહોતી. મશરૂએ તો મડદાંને જોયેલજ નહોતું. નુરજહાન પોતે એટલીબધી ઉશ્કેરાઇ અને ગભરાયેલી હતી કે લુલેખાંના હાથઉપરની વીંટીસંબંધી સર્વ ભૂલી ગઇ હતી.

ભૂતની અસર નહોતી એમ જણાવાથી એ જલાદો જોરમાં આવ્યા અને એક જણે હસીને કહ્યું કે "જો, કોઈ અદૃશ્ય શક્તિથી બાંદી પાછી જીવિત થાય અને તેના હાથમાં ચળકાટ મારતી વીંટી આપણને તે બતાવે તો આપણી શુ સ્થિતિ થવાની! આપણ બન્નેને તે બાંદીનો હુકમ ઉઠાવવોજ પડે."

બીજાએ સૂચના કરી "તે શુદ્ધિમાં આવે તે પહેલાં ચાલો આપણે તે વીંટી લઇ લઇએ."

સારે ભાગ્યે બીજાએ ના પાડી. અને જણાવ્યું "મૂર્ખ! જો આપણે ને વીંટીને અડીએ તો આપણો નાશ થાય. તે વાત બીજાથી છુપી રાખી શકીએ નહિ. પરિણામે આપણી તપાસ થાય, પકડવામાં આવે અને આપણાં માથાં જાય."

બીજાને આ વાત પસંદ આવવાથી કહ્યું કે "ચાલો, ઢીલવગર આને પાણીમાં નાંખી દઇએ."

"મૂર્ખ, મશરૂની સૂચના ભૂલી ગયા કે, હજુ પ્રભાત થયું નથી અને પ્રભાત થયાં પહેલાં મડદાંને તરતું મેલશું તો મશરૂ આપણાં માથાં લેશે."

"તેને કેમ ખબર પડશે?"

"બેવકુફ, મશરૂને દશહજાર આંખ અને તેટલાજ કાન છે તે નથી જાણતો?"

"સમજ્યો, બન્નુસાથે મજબુત બાંધ, સૂર્ય ઉગતાંજ નદીમાં તરતું મડદાંને મુકી દેશું"

બહાર દેખાતો હાથ અંદર નાંખી કપડાંથી વીંટાળ્યો અને મડદાંને લઇ અગાઉની-માફક દોડયા. જે આકૃતિ સંતાયેલ હતી તે તેની પાછળ ગઈ.

સૂર્યઉદયસમયે નદીના કાંઠાનાં સ્મશાન-ઉપર પહોંચ્યા. એક હિન્દુનું મડદું ત્યાં કોઇની હાજરીવગર પડેલું જોઇને તેઓ ખુશી થયા. જેઓ તે મડદાંને લાવેલ હતા તેઓ તેને બાળવામાટે બળતણની સગવડ કરવા ગયેલા. બેમાંથી એકને વિચાર થયો "અલાહ! તેં અમને મદદ કરી. કેટલાક મૂર્ખાઓ આ મડદાંને આહીં રાખી ગયા છે. ચાલો આ મડદાંને તેને બદલે મુકી તે આવે તે પહેલાં આપણે તે મડદાંને લઇ લઇએ. મને ખાત્રી છે કે બાંદીને તેઓ અવસ્ય બાળી મુકશે અને આપણો હેતુ જરા પણ મુશ્કેલીવગર સિદ્ધ થશે. તરત કર તરત કર."

બીજો પણ બોલી ઉઠયો—

"ભલાભાઈ, તારો ઉપકાર માનુંછું. ચાલ ઉતાવળ કર, આપણે તે કામ કરી લઇએ."

મડદાંની અરસપરસ બદલી કરવામાં આવી. જુલેખાંનું મડદું સ્મશાનમાં રાખી, બીજા મડદાને તે મૂર્ખાઓ લઇ ગયા અને યમુનાના પાણીમાં તેને નાખી દીધું. સ્મશાનભૂમિમાં પાછા આવ્યાજ નહિ.

ગરીબ, અભાગી સરળસુંદરીને મૃત્યુથી પણ શાંતિ ન મળી. બંગાલના મોટા જમીનદાર—આપણા આજકાલના રાજા સમાન—ની તે દીકરી હતી. અને ખાનદાન ઉચ્ચ કુટુંબની અગમ્યનની મહેરદાર હતી પણ ભાગ્યમાં જુદુંજ નિર્માણ હતું ઇચ્છાવિરૂદ્ધ મુસલમાની ધર્મ અંગીકાર કરવો પડ્યો હતો અને તેને પોતાના ધણીનો જીવ લેનારની ઓરતની બાદી બનાવવામાં આવી હતી તે ઇશ્વરમાં શ્રદ્ધા રાખી બેઠી હતી પણ હજુ કોણ જાણે મડદાંની શી દશા થવાની છે! મૃતશરીર—જે એક હિન્દુને મન બહુ પવિત્ર ચીજ છે—તેના શા હાલ!

જેઓ આ સ્મશાનમાં પ્રથમ મડદાને લઇ આવેલા અને પછી કાંઇ લેવા ગયેલા તે માત્ર બે જણ હતા જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે પ્રથમ તો તેઓને વહેમ ગયો નહિ ગરીબ હતા એમ તેઓના પોશાકઉપરથી સૂચન થતું હતું. વહેમ ન પડવાથી અને જુલેખાંના મડદાને સાચવી સંભાળીને રાખેલ હોવાથી તેઓએ ચિતા ખડકી અને તે કામ પૂરૂં થય તે પહેલાં સૂર્ય ઉદય થયો પછી મડદાંનજીક ગયા કે તરતજ ચોકખીત્મસાયું જોઇ રહ્યા. તેઓને બહુ નવાઇ લાગી અને બોલી ઉઠ્યા "આમ કેમ?" "આ તો બીજા કોઇનું મડદું છે!" "ત્યારે આપણે લાવેલ મડદું કયાં ગયું?" "અહીં તો નથી."

"છોડીને જોઇએ તો ખરા," "જો આ મડદાંઉપરનું કપડું વધારે સારૂં છે" "છોડ તો ખરો." ગાંઠ છોડી વાંસથી મડદાને જુદું કર્યું અને તે દેખાવ જોઇને તો તે ભાગી ગયો અને તેનો ભાઇબંધ તેની પછવાડે ગયો એ કહેવાની જરૂર નથી.

---

## પ્રકરણ બીજું.

### જીર્ણ મંદિર.

જલાદોએ ઉપાડેલ જુલેખાંનાં મડદાંની પાછળ પાછળ જનાર માણસ, જ્યારે તે મડદાંને સ્મશાનમાં છોડી દેવામાં આવ્યું ત્યારે તેની પાસે ગયો. તે મજબુત બાંધાનો, ઉંચો અને બાદશાહી દેખાવનો હતો. હથિયારબંધ હતો મડદાને ઉપાડી, પોતાના ખભાઉપર રાખી પડખેના ઝાડ નીચે લઇ ગયો. તે માણસ ત્યાં થોડો સમય મડદાંની ચોકી કરતો ઉભો રહ્યો. બહુ દૂર નજર નાખ્યા કરતો હતો અને કાંઇ કાર્ય સિદ્ધ કરવાની ઉમેદ રાખતો હતો. તે એકાએક આનંદિત થયો. દૂરથી ઘોડાઉપર એક માણસની સરદારી નીચે પાલખી ઉપાડનાર માણસો આવતા તેણે જોયા. જ્યાં જુલેખાંનું મડદું પડેલું હતું ત્યાં તે ઘોડેસ્વાર ૧૧ માણસ અને પાલખી સહિત પહોંચ્યો.

પાલખીમાં મડદાંને મુકી બારણાં બંધ

કર્યા. સૂચનાપ્રમાણે પાલખી ઉપાડનાર બીજા ન જાણે તેમ પાલખીને લઇને આગળ ચાલ્યા અને ઘોડેસ્વાર મડદાંની દેખરેખ રાખતો સાથે ચાલ્યો.

બીજો ત્યાંજ ઉભો રહ્યો. જ્યાંસુધી પાલખી જતી દેખાણી ત્યાંસુધી તેણે તેતરફજ નજર રાખી, અને બોલી ઉઠ્યો—

"બે સિંહણવચ્ચેની લડાઈ, જોઇએ કોણ જીતે છે તે તપાસીએ"

જે રસ્તેથી તે આવ્યો હતો તે તરફ ગયો અને યમુનાના કિનારાઉપર આવ્યો. મધ્યાહ્ન સુધી ચાલ્યા કર્યું. રસ્તે સર્વેએ તેનું નામઠામ જાણવા, અગાડી જતી પાલખીમાં બેસનાર કોણ ભાગ્યશાળી છે તેની તપાસ કરવાની કોશીસ કરી નહિ પણ હથિયારબંધ જુવાન ઘોડેસ્વારોની હાજરીથી તેઓએ અનુમાન કર્યું કે તે કોઇ ખાનદાન કુટુંબની ઓરત હશે.

મધ્યાહ્ને એક ખેતરમાં જીર્ણ થયેલ મંદિરનાં દ્વાર આગળ પાલખી અટકી. ચારે તરફ ઉંચી દિવાલો હતી. અંદર જવા માત્ર એકજ દરવાજો હતો. જે અંદરથી બંધ હતો. જુવાને ઘોડાઉપરથી ઉતરી દરવાજો ઠોક્યો અને એક તરૂણ સંન્યાસીએ દરવાજો ખોલ્યો. તેઓ અંદર દાખલ થયા અને દરવાજો બંધ થયો.

જરાવાર પછી પાલખી ઉપાડનાર અંદરના બેસનારને (મડદાંને) બીજાની સંભાળ નીચે રાખી બહાર આવ્યા. જુવાન સરદાર પણ સાથે આવ્યો. તેઓને રજા આપી, ઘોડા ઉપર સ્વાર થઇ ચાલ્યો ગયો. સંન્યાસી, જે તરફ સરદાર ગયો તે તરફ જોઇ રહ્યો.

અભાગી સરખસુંદરીનું હજું શું થવાનું છે? તે રામ જાણે. મૃત્યુમાં પણ તેને નિરાંત મળતી નથી. મડદાંના શા હાલ થયા? ફુટબોલની માફક અહિંથી તહિં અને તહિંથી અહિં તેને ફેંકવામાં આવ્યું.

સરદાર શહેરતરફ ગયો, અને શહેરની નજીક આવતાં ધીરે ધીરે ચાલવા લાગ્યો, જ્યાં તેની વાટ જોતો એક માણસ ઉભો હતો તેને પોતાનો ઘોડો સોંપી આપ્યો અને પગે ચાલવા લાગ્યો. રાજ્યધાનીના દરવાજે કોઇ તેની રાહ જોતો હતો જેણે કહ્યું "ઘણા સમય થયાં તમારી રાહ જોઉં છું. આખરે આવ્યા કે?"

સરદારે આશ્ચર્યચકિત થઇને કહ્યું—.

"ગિરધારીચરણ! બહુ નવાઇ જેવું છે કે તું અત્યારે અહિં છે."

"ઇશ્વરની કૃપાથી અને તમારી શુભેચ્છાથી તમારો ગિરધારીચરણ ઘોડેસ્વારી કરી જાણે છે."

"રસ્તામાં તને ઘોડો મળ્યો ક્યાંથી?"

"કુમાર! પ્રભુપ્રસાદે ગિરધારીચરણ રજપુત સરદારનો દેખાવ ધારણ કરી શકે છે. એવી સરસ રીતે કે કોઇ જાણી શકે નહિ. હવે ઘોડો મળવો મુશ્કેલ કાર્ય છે એમ તમો ધારો છો?"

"કોનો ઘોડો ચોરી લીધો તે તો કહે?"

"સરદાર, કોનો હતો તે મને ખબર નથી. મારો નમ્રમત એ છે કે જરૂરીયાતના પ્રસંગોએ ગમે તેનો ઘોડો હોય—ખુદ શહેનશાહનો હોય તો પણ આપણે તેનો ઉપયોગ કરી શકીએ છીએ અને તે કાંઈ

ગ્રન્હો નથી, કામ હતું તે કરી ઘોડાને છુટો મુકી આવેલ છુ અને હું ધારૂ છુ તે પ્રમાણે તે તબેલે પોચી ગયો હશે"

સરદારે કહ્યુ—"તને આહિ મળ્યો એ આરૂ અહોભાગ્ય માનું છુ શહેરમા જવા હવે જરૂર નથી દાયમણીની તપાસ કર અને મળે તો મદિરમાં મૂકી જા, પછી તુ—"

બિહારીચરણે કહ્યુ કે 'મારો તરૂણ સન્યાસી મારી રાહ જોતો હશે"

"જા, વખત ગુમાવ નહિ"

'ગ્વાલીયરતરફ સરદાર ગયો અને બિહારીચરણ ત્યાંજ ઉભો રહ્યો, કાઇક વિચાર કરતો હતો અને વિચારને અતે બોલ્યો કે "દુરૂં જીર્ણ મદિર ભેદથી ભરપૂર છે અને તે ભેદની સાથે મારી જીદગી પણ ભેદરૂપ છે. વિચાર કરવા નકામા છે, તપાસ તો કરૂ કે તે ઓરત ગઇ કયા અને જો ચાલી ગઇ હશે તો મહામુશ્કીમત થશે પણ તે બાળા કયા ગઇ? મને તે બહુ પ્રિય છે હીરાકણી સમાન બે બાજુ કાપે તેની છે

દાયમણીને શોધવા બિહારીચરણ ગયો તે યુવાન નહોતો સાઠ વર્ષ ઉપરનો હતો, છતા શરીરનો દેખાવ મજબુત હતો બગાલના બગનાપરાનો તે રહેવાશી હતો અને જાતે ગોવાળ હતો પોતાના ગામમા બિહારી ચરણ તેના સદ્દગુણોથી સુપ્રસિદ્ધ હતો ગમે તે દેખાવ ધારણ કરી શકતો, ફકીરનો વેશ લઇ લોકોને ખુશી કરી શકતો અને કવચિત વૃદ્ધ ઓરત પણ બની જતો ગમે તે અવાજ કરી શકતો અને આથી પોતાના ગામમાં ગુજરાન ચલાવી શકતો પણ શામાટે દેશ છોડી પરદેશ રહેછે, પોતાનાં વ્હાલાઓ સાથેનો સબધ કેમ છોડી આપેલ છે તે કોઇ સમજી શકતુ નહિ કદાચ મોગલ રાજ્યના ઘણા સજોગોથી આ પ્રમાણે દૂરના દેશમાં જીદગી ગુજારતો હોય એમ અનુમાન આપણે કરી શકીએ બગાલી ગોવાળ હતો છતાં આગ્રા અને આસપાસ જુદીજ રીતે ઓળખાતો કોઇ તેનું વર્તન જાણતુ નહિ અને વાર્તાના પ્રસગમા રજપૂત સરદાર જ જાણતો, કોણ તેને બગાલી કહેતુ? જયપુરનો સિપાઇ નથી એમ કોણ શક કરતુ?

તેનુ રહેઠાણ ચાકસ ન હતુ કેટલીકવાર એક સ્થળે અને થોડા સમય પછી તદન અણધાર્યા સ્થળે તે જણાતો કોઇની સાથે મિત્રાચારી કરતો નહિ રહેણી કરણીમ સાદો હતો મોગલની રાજધાનીમા કોઇ તેની પરવા કરતુ નહિ આગ્રામા પોતાની હુશિયારી કે ચાલાકી બતાવતો નહિ બિહારી ચરણ કેમ ગુજરાન ચલાવે છે તે ઘણાને મન નવાઇ જેવુ હતુ કોઇ દિવસ પૈસાની તાણમા તે હતો નહિ જરૂરીયાત શુ તે જાણતો નહિ, પ્રસગોપાત્ત ગરીબને મદદપણ કરતો

આગ્રા શહેરમા રજપૂતાનાના સખ્યાબધ સિપાઇઓ પોતાના કુવરોસહિત આવતા કેટલાક કાયમ નિવાસ કરી રહેતા લડાઇના ભણકારા ચારે તરફ સભળાતા હતા આ સજોગમાં ગમે તે માણસ બીજાની જાણબહાર રાજ્યધાનીમા ખુશીથી રહી શકતો અને સૌથી સરસ રસ્તો એ હતો કે રજપૂત સરદારનો દેખાવ ધારણ કર્યો કે પછી તે

દેખાવતરો ગમે તે કૃત્ય સહેલાઇથી હરકોઇ કરી શકતું.

બંગાલના ગોવાળ બિહારીચરણે આ દેખાવ ધારણ કર્યો તેમાં તેનો ખાસ હેતુ હોવો જોઇએ. રજપૂત પોશાક પહેરતો, ભાષા પણ તેજ બોલતો, રજપુત સાથેજ હળતો અને મળતો.

મોગલ રાજ્યના ઇતિહાસથી પરિચિતને ધ્યાનમાં હશે કે રાજ્યના દરેક કારભારમાં બંગાલી લોકોનું વિશેષ પ્રબળ હતુ. અકબરના સમયથીજ રાજા માનસિંહ સર્વ કારભાર મુખ્યત્વે કરીને ચલાવતો તે બંગાલનો સુબેદાર હતો. અને તેની નીચે બંગાલી અમલદારો સારી સંખ્યામાં હતા. પોતાના શેઠ મહાન અકબરની માફક તે પણ ગુણનો પુજારી હતો અને નાતજાતના ભેદવગર બુદ્ધિશાળી અને હુશિયાર અમલદારોજ રાખતો. બંગાલના લોકો બુદ્ધિશાળી જણાયાથી તેનેજ નોકરીમાં ગોઠવતો, આથી બંગાલી જાણનાર તેમજ બોલનાર આગ્રા અને દિલ્હીમાં ઘણા હતા, છતાં બિહારીચરણ ઇરાદાપૂર્વક તેઓની સાથે ભળતો નહિ. અને પોતાની દેશાતી પણ તેઓને જાણવા આપતો નહિ.

હમેશા બિહારીચરણ રજપૂત પોશાક પહેરતો નહિ. જરૂર પડયે પોતાના દેશનો વેષ પણ પહેરતો. થોડા દિવસ પહેલાં ફતેહપુર સીકરીના દરવાજે સંન્યાસીના રમોયાનરિકે બિહારીચરણ હતો તે વાંચનાર ભૂલી નહિ ગયા હોય. તે સંન્યાસી કોણ હતો? અને લુલેખાંના મડદાંની યોગ્ય વ્યવસ્થા કરવાની તેની અસંત કાળજી શામાટે?

બિહારીચરણ પ્રથમ આગ્રાના ચોકમાં ગયો અને પાન વેંચનાર ગાંઝીયા પાનવાલીની દુકાને ગયો. પાનવાલી સંબંધી થોડુંક વૃતાંત આપવું પડશે. આગ્રામાં તેની મુખ્ય દુકાન હતી જ્યાં લહેજતદાર સુગંધીદાર પાન મળતાં. આ ધંધામાં બહુ પૈસાદાર તે થઇ હતી. ગાંઝીયાની પાનની ફટી સિવાય ઉમરાવ અને ઉચ્ચ વર્ગના લોકોને ચાલતુંજ નહિ ગાંઝીયા ટનજામમાં ફરતી અને ઉમરાવોની ઓરતોને પાન આપી આવતી વાંચનાર તાજુબ થશે કે એક પાનની પટીની એક મોનામહોર ગાંઝીયા લેતી. આ કિંમતના પ્રમાણમાં મોતીને બાળી તેની ખાખ કરી તેની બનાવટમાં તે વાપરતી. ગાંઝીયાનું પાન ખાવનાર પોતાને નેસબદે ભાગ્યશાળી માનતુ

તે મોટી ઉમ્મરની હતી. શરીરે જાડી છતાં દેખાવડી હતી. મરદાની આકૃતિવાળી હતી. હમેશાં સુંદર પોશાક પહેરતી. એક વિચિત્રતા ખાસ જણાતી તે એ હતી કે ઝવેરાત બહુ ઓઢ્ઢુ પહેરતી તેણીનો ઇતિહાસ પણ ભેદથી ભરપુર હતો. આગ્રાના લોકો એટલુંજ જાણતા કે તે મહાન માનસિંહસાથે તેની નોકરતરીકે આવી હતી. રાજાના અવસાન પછી આગ્રાના ચોકબજારમાં તેણે પાનની દુકાન ખોલી. રીતભાત ઘણી સારી અને પોતે મળતાવડી હતી. ખુશામત કર્યાવગર સભ્ય હતી. જે જે વાચકોએ નોર્થવેસ્ટ પ્રોવીનમીસમાં મુસાફરી કરેલ હશે અને ખાસ બનારસ જોયેલ હશે તે જાણતા હશે કે ખાસ પાન વેચવાવાળા પોતાની દુકાને હાથીઉપર બેસીને આવેછે.

## પ્રકરણ ૩ જું.

### પાનવાળી.

તકીઆઉપર આરામથી ગાંજીઆ બેસતી અને મધુર શબ્દોથી ગ્રાહકોને સમજાવતી. દરેક જાતના લોકો તેની દુકાને આવતા. વાતચીતની ઢબ પ્રશંસાપાત્ર હતી. રીતભાત આનંદદાયક હતી "ખાંસાહેબ પધારો" "જનાબ, તબીયત તો સારી છે ને" પાંડિજી રામરામ" "શ્રીગુરૂ શ્રીગુરૂ" આવી રીતે જૂદા જૂદા ગ્રાહકોને જૂદી જૂદી ઢબથી તે સંબોધી, પોતાનો વેપાર ધમધોકાર ચલાવતી.

બિહારીચરણ તેની પાસે આવ્યો. બિહારીચરણને આમ અચાનક જોઇને તે વિચારમા પડી અને પોતાના નોકરને "સિંહજી" વાસ્તે જગ્યા કરવા કહ્યુ

બિહારીચરણે સહેજ ગંભીર અવાજે જણાવ્યું "વધારે વખત રોકાવા મારી મરજી નથી. મારે અમુક કામ કરવાનું છે. પાનથી ભરેલ મઠ્ઠવો આવ્યો હશે."

ગાંજીઆએ જવાબ આપ્યો "હા તે તો વખતસર આવી ગયેલ છે પણ ચીજો જુની છે અને રસ્તામા થોડીકને નુકશાન પહોંચેલ છે."

"કેમ-રાજ્યના અમલદારોએ કાંઇ વાંધો લીધો હતો."

"તેમ તો નહિ તે તેનો રસ્તો તપાસતા હતા અને તેનું સ્થળ તપાસવા મહેનત કરી પણ જ્યારે એમ જણાયું કે તે ચીજો ગાંજીયાની છે ત્યારે તેઓ પાછા ગયા"

બિહારીચરણે સર્વ સ્થળે આતુર નજર નાખી. વેપારની ધમાલ ચાલી રહી હતી. આગ્રાના ચોકબજારમાં ઘણો ધમધોકાર વેપાર સર્વતરફ ચાલી રહ્યો હતો. બિહારીચરણે કહ્યું "હું માનુંછું કે આપણી હીલચાલ ઉપર કોઇની ચોકી જણાતી નથી."

ગાંજીયાએ હસીને કહ્યું—"તેઓને ખુશી પડે તે કરે. મારે તેની દરકાર નથી"

બિહારી ચરણે કહ્યું "તરત મોકલી આપવાની જરૂર તું નથી જોતી-કદાચ તેઓ પાછા પડે—"

"તે તો ક્યારનુ થઇ ગયેલ છે,"

"કામ થઇ ગયું!"

"સિંહસાહેબ, સડેલી ચીજ મારા ઘરમાં હુ રાખતી નથી."

"કયે સ્થળે મોકલી તે તો કહે.!"

"યમુનાના પાણીમાં નાંખી દીધેલ છે, બગડેલ ચીજને તો તેજ સંઘરે."

બિહારીચરણને બહુજ નવાઇ લાગી અને ગાંજીયાતરફ ચિંતાતુર નજર નાંખી. ગાંજીયા માત્ર બિહારીચરણસાથેજ વાત કરતી હતી તેમ નહોતુ પણ તે વાતચિતદરમ્યાન દરેક નવા ગ્રાહકને સમજાવતી, આથી ગાંજીયા અને બિહારીચરણની વાતચીતમા કોઇ ધ્યાન આપતું નહિ.

બિહારીચરણને મુશ્કેલી નડતી હતી વેપારની વાતચીતતો પોતાની ખાનગી વાત ગાંજીઆને જણાવવી અને તેની પાસેથી હકીકત જાણવી તે અશક્ય હોવાથી ખાનગી મસલેહત કરવા ઇચ્છા જણાવી. દાયગઢ્ઢીસંબંધી હકીકત જાણવા તેને ઇચ્છા હતી તેથી તે સાંજ થોડાસમયસુધી ઉભો રહ્યો.

(અપૂર્ણ.)

---

# મોતને લાત મારનાર.



ગમે તેવા

ઝેરી તાવને

પેહેલ ઝપાટેજ

નસાડી મુક્વા

અમરકીર્ત્તિ

મેળવનાર



## પરસ્તાન

## એગ્યુમીક્ષર

### તાવની દવા.



૮ આનાની

એક શીશી

એકીવખતે આઠ

માણુસને મૃત્યુ-

ના મુખમાંથી

પાછા ખેંચી

કાઢે છે.



**ધી પરસ્તાન પરફ્યુમરી કું.**

ન. ૧ પાયધુની મુંબઇ ૩.

પ્લીહા (બરોળ) અને યકૃત (લીવર) આ રોગઉપર સાત દિવસમાં ગુણ દેનારી ચોક્કસ દવા. વી. પી. ખર્ચ સહિત પ્લીહાની દવાના ૨-૧૪-૦ તથા યકૃતની દવાના ૨-૧૪-૦.

બહેરાપણું—ચસકા, કાનમાંથી પરૂ કે લોહી વહેવું, ગણગણાટ થવો, થોડું સંભળાવું, ખરજવગેરે કાનનાં સઘળાં દરદો ડા. દીક્ષિતની દવાથી ખાત્રીપૂર્વક મટેછે. કિં. ૨-૬-૦ ટપાલખર્ચ સહિત.

ડૉ. ડબલ્યુ. એન. દીક્ષિત—પુના સિટી.

---

## BLUE BLACK INK PILL. બલ્યુ-બ્લેક સાહીની ગોળીઓ.

આ સાહી ઘણી તેજસ્વી પાકા રંગની છે, તેનાથી લેખણને કાટ ચડતો નથી અને અંદર કચરો બાઝતો નથી. એક ગોલીથી એક મોટા પોટ જેટલી પુરતી સાહી થાય છે. કિંમતઃ- એક ગ્રોસ (૧૪૪ ગોલીઓ)ના આના પંદર; ટપાલ ખરચ આના ચાર **લીલી સાહી**- એક ગ્રોસ (૧૪૪ ગોલીઓ)ના આના પંદર-ટપાલ ખરચ આના ચાર. લાલ સાહી—એક ગ્રોસ (૧૪૪ ગોલીઓ)નો રૂ. ૧-૬-૦ ટપાલ ખરચ આના ચાર. ડાયમંડ બલ્યુ-બ્લેક ગ્રોસના આના પંદર-ટપાલ ખરચ ચાર આના.

SARAT CHANDRA SEAL,
15-3 Lakshmi Datt's Lane Bagh Bazar P. O. CALCUTTA.

---

## ડોકટર પી. એસ. ગાન્લા એમ. ડી (અમેરીકા).

ક્ષયરોગ (Phthisis) કંઠમાલ (Scrofula) દમ, હાંફણુ (Asthma) જુની ખાંસી (Chronic Bronchitis) કુકડીયા ખાંસી (Whooping Cough) ઉન્માદ વાયુ (Hysteria) નામર્દપણું (Impotence) લકવા (Paralysis) ત્રિદોષ (Pneumonia) પ્લેગ (Plague) ધનુર્વા (Tetanus) ઝેરી તાવ (Typhoid Fever) વિગેરે અસાધ્ય માનેલા રોગો **સીરમથી** એટલે ઘોડાની રસીથી ખાત્રી કરીને જલદીથી સારા કરીએ છીએ.

ડોકટર પી. એસ. ગાન્લા, એમ. ડી.-સીરમ-થીરેપીસ્ટ,
ક્ષયરોગ તથા કંઠમાલના ખાસ ડાક્ટર,
ઠેકાણું:—આય ક્રામંસી મુંબઈ નં. ૮.

---

## આંખના મોતીઆની દવા.



મોતીઆનો અંધાપો-કેટરેક્ટ કપોર ઓપરેશન વગર નાબુદ કરે છે તથા આંખની ગએલી રોશની ફરી બક્ષે છે. એકજ ખાત્રીપત્રઃ—"આ દવા મોતીઓ થયો હોય તેવા આંખના દર્દવાળાને ખરેખર અજાયબ- કારક તથા આશીર્વાદ રૂપ છે એમ મને જાતે ખાત્રી થઇ છે." કિં. રૂ. ૮-૦

ધી મેનેજર યાકુટોન ડીપો-કેંપ રાજકોટ.

આનંદવિજય પ્રિન્ટિંગ વર્ક્સમાં એમ. એમ. જોશી બી. એ. એ છાપ્યું—જામનગર

# — વિષયાનુક્રમ —




| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| (૧) | મ્હારી ઇચ્છા. ... (કવિતા)... ... | ૧૨૧ |
| (૨) | પૃથ્વીપરનાં મુખ્ય સ્થળોનું અવલોકન. ... | ૧૨૨ |
| (૩) | બનો તારક તમે ભ્રાતો! (કવિતા)... ... | ૧૩૦ |
| (૪) | અંત્યજનો સંસર્ગ. ... ... ... | ૧૩૧ |
| (૫) | ભારતના ઉદ્ધારમાટે અભ્યર્થના (કવિતા) ... | ૧૩૭ |
| (૬) | ધર્મપ્રચારક દર્શન. ... ... ... | ૧૩૯ |
| (૭) | સાભિપ્રાય સ્વીકાર. ... ... ... | ૧૪૧ |
| (૮) | મનોવૃત્તિ. ... ... ... .. | ૧૪૨ |
| (૯) | વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા ... ... | ૧૪૭ |
| (૧૦) | કાયાની માયા ખોટી છે. (કવિતા) ... ... | ૧૪૯ |
| (૧૧) | ચિત્તવૃત્તિ-વિજ્ઞાનશાસ્ત્ર. ... ... ... | ૧૫૦ |
| (૧૨) | પરમેશ્વરપાસે પ્રાર્થના ... ... ... | ૧૫૪ |
| (૧૩) | મોંઘીબાઇનો સ્વર્ગવાસ. ... ... ... | ૧૫૮ |
| (૧૪) | દિલ્હી દરબાર (ચાલુ વાર્તા) ... | ૧૨૧થી ૧૨૮ |


જ્ઞાનકનિગ્રહ પ્રિન્ટિંગ વર્કસમાં એસ. એમ. જોશી બી. એ. એમણે છાપ્યું—જામનગર.

ૐ

# અંકુશ.

ANKUSH.

પુસ્તક ત્રીજું. — માહ ૧૯૭૬. — અંક ૪ થો.

## "મ્હારી ઇચ્છા."



### પીલુ–ગઝલ.

ગરીબી હાલમાં હરદમ, રહુને સુખ સ્વર્ગનું ભાસે;
નથી ઇચ્છા અમીરીની, ફકીરીમાં હૃદય રાચે.
જીગરમાં આશ ના રહેતી, ધરા કે ધામને ધનની;
પ્રભુ જો પેટભર આપે, મુરાદો બર થશે મનની.
ધરૂં ના હાથમાં ઝોળી, કપટથી દામ હરવાને,
શીખું હું ભાવના રૂડી, સ્વભૂમિ ચર્ણ ધરવાને
હજારો દાસદાસીની, ગુલામીથી નથી ઠરવું;
સજી સેવાતણી પાંખો, જગતમાં મુક્ત થઇ ફરવું.
પૂજારી લક્ષ્મીના થઇને, મજા દિલભર નહિ કરવી;
કરી આરાધના હોંસે, સદાયે શારદા સ્મરવી
કરી કાળાં અને ધોળાં, નથી "મ્હોટા" કહેવાવું;
ચળી કર્ત્તવ્યને પંથે, પ્રભુને આશરે જાવું.

રમણિક ર. મ્હેતા–જુનાગઢ.

## વિમાનમાં બેઠેલા વૃદ્ધયક્ષે યુવાનયક્ષને પૃથ્વીપરનાં મુખ્ય સ્થળોનું કરાવેલું

## અવલોકન.



લેખક—શ્રીયુત મહાત્માશ્રી નથુરામશર્મા-કરાંચી

આપણે આપણી રમણીય અલકાપુરીથી દક્ષિણભણી હરિહરના (રણછોડરાય ને સોમનાથના) પવિત્ર તીર્થવાળા સૌરાષ્ટ્રદેશમા આ યા છીએ આ સૌરાષ્ટ્રદેશમા આપણા વિમાનની નીચે પ્રાયશ નિવૃત્તિપરાયણ જીવન ગાળના ઇચ્છતા સતોને અને પોતાનો આશ્રય ઇચ્છનાર અન્ય પ્રાણીઓને પ્રસન્નતા પૂર્વક આશ્રય આપનાર જે પવિત્ર પર્વત પ્રતીત થાયછે તે પર્વત લોકોમા ગિરનાર પર્વતના (ગિરિનારાયણ—નારાયણના (વિ ના) અવતારરૂપ શ્રીદત્તાત્રેયના પર્વત—ના) નામથી ઓળખાય છે તે પર્વતના આ ઉંચા જણાતા શિખરપર શ્રીદત્તાત્રેયના ચરણચિન્હ વિરાજેછે, તેથી લોકો આ શિખરને ગુરુનું શિખર એવા નામથી ઓળખે છે આ પર્વતના બીજા કેટલાક શિખરોની ઉપર કેટલાક દેવોની ને કેટલીક દેવીઓની પ્રતિમાઓ વિરાજેછે કેટલાક રમણીય વને રહે આ પર્વતની નીચાણનો ભાગ અલકૃત થયેલો છે ભિન્ન ભિન્ન હિંદુધર્મના ને જૈનધર્મના યાત્રાળુઓ પોતપોતાના મનને શાંતિજન્ય સુખ આપવામાટે ને સસારના નાનાવિધ દુખોને થોડો સમય ભૂલવામાટે આ પર્વતપર આરોહણ કરેછે ને પર્વતની નીચેના વનોમાં ભ્રમણ કરેછે આ પર્વતની દક્ષિણભણી કેટલેક દૂર ઉપર પ્રભાસપાટણમા ગુજરાતના પ્રાચીન હિંદુરાજાઓના ઇષ્ટદેવ શ્રીસોમનાથ મહાદેવ વિરાજે છે

ગુજરાતના ચક્રવર્તી હિંદુ મહારાજાઓના સમયમા ગુજરાતમા પાશુપતમતનું વિશેષ પ્રાબલ્ય હોવાથી શ્રીસોમનાથમહાદેવનો વૈદિક વૈભવ તેનેગા વણો વધારે હતો તેમના પૂજનાદિમા યાત્રાળુઓતરફથી નિત્ય ધરવામાં આવતી ભેટોના ઉપરાન આશરે બસો ગામોના રાજભાગની ઉપજનો વ્યય થતો હતો નિત્ય આવેના નવા પવિત્ર ગગાજળથી તેઓશ્રીને પૂજનચેના વિધિપૂર્વક સ્નાન કરાવવામાં આવતુ હતું, ને મોટા ઠાઠમાઠથી નિત્ય ચારવાર તેમનુ પૂજન થતુ હતુ તેમા મુખ્ય રાત્રિએ થના મહાપૂજનનો અલૌકિક ઠાઠ ભાવિકદર્શકોના ચિત્તને ચકિત કરી નાખે, એવો પ્રતીત થતો હતો લાખો હિંદુ યાત્રાળુઓ પ્રત્યેક વર્ષે તેઓશ્રીના દર્શન કરી પોતાને કૃતાર્થ માનતા હતા પ્રત્યેક મહાશિવરાત્રિએ તના સૂર્યચદ્રનાં ગ્રહણોની વેળાએ ઘણા ભાવિક માણસો અહીં દર્શન લેવા આવતા હતા હાલના તેઓશ્રી પોતાના મહાપ્રતાપીના વખતાનુ સ્મરણ કરી બહુ ન્યૂન વૈભવનો અગીકાર કરેછે

આ પ્રભાસપાટણથી થોડે દૂર જે નદી પ્રતીત થાય છે તે નદીની સમીપ શ્રીકૃષ્ણે ને શ્રીબલદેવે પોતપોતાના સ્થૂળશરીરનું પોતપોતાના આ પૃથ્વીપરના આવિર્ભાવનું પ્રયોજન સમાપ્ત થવાથી વિસર્જન કર્યું હતું.

પ્રભાસપાટણની દક્ષિણે જે સાગર પોતાના તરંગો ઉછાળીરહેલો દેખાયછે તે ભિન્નભિન્ન લૌકિકનામોથી ઓળખાતો છેક પૃથિવીના કલ્પેલ દક્ષિણ છેડાસુધી પહોંચે છે તે પોતાના વિશાલઉદરમાં અનેક જાતિનાં અસંખ્ય જલચરોને પ્રસન્નપણે આશ્રય આપતો છતો, પોતાની નીચે ઘણા સુવર્ણ તથા રૂપાઆદિને ધારણ કરતો છતો. જોનારા લોકોને ક્યારેક પોતાનું ઉગ્ર ને ક્યારેક પોતાનુ શાતરૂપ દેખાડતો છતો, તથા પોતાના સ્થૂળ શરીર ઉપર અનેક પ્રકારની અનેક નાનીમોટી નૌકાઓને ધારણ કરતો છતો, જોનારા મનુષ્યોને પોતાના વિશાલપણાથી ને ગંભીરપણાથી વિસ્મય પમાડે છે. વિશાલતા ને ગાંભીર્ય બ્રહ્મસ્વભાવ હોવાથી તે સ્વભાવ જેમાં વધારે પ્રતીત થાય તેને જોઇને જોનાર મનુષ્ય પોતાના અંતઃકરણમા અજ્ઞાનાવૃત બ્રહ્મસુખના આવિર્ભાવવડે તે સુખનો અનુભવ કરેછે. આપણી સંમુખ કેટલેક દૂર પ્રતીત થતો શત્રુંજયગિરિ, જૈનોને મતે તે પર્વતપર ઘણા મુનિઓ મોક્ષરૂપ સિદ્ધિને પ્રાપ્ત થયેલા હોવાથી જૈનોના પવિત્ર તીર્થરૂપ ગણાયછે. તેનાથી થોડેછેટે જે વળા નામનું ગામ દેખાયછે તેની પાસે પૂર્વે વલ્લભીપુર નામનું મોટું નગર હતું. તે નગર તે સમયમાં ગુજરાતપ્રાંતની રાજધાની હતું. રૂપાંતર કરવાના સ્વભાવવાળા કાળે હમણાં તેનું નામ નામજ અવશેષ રહેવા દીધુંછે. ઉત્તર બાજુએ કચ્છના રણની પાસે જે આ ઝીંઝુવાડા નામનું ગામ જણાય છે, તેની પાસે પૂર્વે પંચાસરનામનું નગર હતું. વલ્લભીપુરનો નાશ થયા પછી તે નગર ગુજરાત પ્રાંતની રાજધાની ગણાતું હતું. સર્વ માયિક પદાર્થોનું રૂપાંતર કરી વિનાશ કરી નાખવાના સ્વભાવવાળા પ્રબલ કાળે તેનો પણ વિનાશ કરી નાખ્યો છે.

આ રાજનગર (અમદાવાદ) હમણાં કેટલાંક વર્ષોથી ગુજરાત પ્રાંતની રાજધાની ગણાય છે. આ અણહીલપુરપાટણ વા સિદ્ધપુરપાટણ એ પંચાસરનગરના પતનપછી ગુજરાત પ્રાંતની રાજધાની મનાયું હતું, પણ હમણાં કેટલાંક વર્ષોથી તેને તે માન મળતું બંધ થયું છે આ દૂર પ્રતીત થતું ઉજ્જન વા અવંતિકા–તે ભારતખંડમાં મોક્ષ આપનારી મનાતી સાત પુરીઓમાંની એક પુરી છે. તે નગરીગઢાર શ્રી મહાકાલેશ્વર બિરાજે છે. પૂર્વે પરદુખભંજન વિક્રમરાજા એ નગરીને શોભાવતા હતા. ભરતખંડમાંનાં સર્વ તીર્થોના રાજાતરીકે મનાતું આ પ્રયાગરાજનામનું તીર્થ–ઉજ્જવલ જલવાળાં ગંગાનો ને કાંઈક ઉંડા જલવાળાં યમુનાનો અહિં સંગમ થાય છે. આ તીર્થ ઘણા પ્રાચીનકાલથી બહુ પવિત્ર મનાય છે આ યમુનાનદીના તટપર શોભી રહેલું આગ્રા, તેનીપાસે શાહજહાં બાદશાહનાં વહાલાં બેગમ અર્જમંદબાનુનો તાજમહાલના નામથી ઓળખાતો જગત્પ્રસિદ્ધ રોજો છે. આ હસ્તિનાપુર, જેને હમણાં દિલ્હી કહેવામાં આવે છે ને પુનઃ ભારતખંડની રાજધાનીના માનને પ્રાપ્ત થયેલ છે તેની પાસે કુતુબમીનારનામનો ઉંચો મીનારો છે. આ કુરૂક્ષેત્ર વા પાણીપત. અહિં પૂર્વે કૌરવ પાંડવનું મોટું યુદ્ધ થયું હતું. ત્યારપછી પણ અહિં કેટલાંક મોટાં યુધ્ધો થયાં હતાં. બહુ દૂર ઉત્તરદિશાભણી દૃષ્ટિ કરતાં જે ઉંચો હી-

તલ પ્રદેશ પ્રતીત થાયછે તે આ પૃથિવીપર સ્વર્ગસમાન સુંદર મનાતો કાસ્મીરનામનો રમણીય દેશ છે. તેમાં શ્રીનગરનામના નગરની પાસે સર્વજ્ઞપીઠ છે. તેનાથી પૂર્વભણી કેટલેક દૂર હિમાલયપર્વતની ગુફામાં અમરનાથનામના મહાદેવ વિરાજે છે. ભરતખંડની ઉત્તરસીમાપર જે આ ઉંચો ને ઘણા વિસ્તારવાળો પર્વત પ્રતીત થાય છે તેનું નામ હિમાલયપર્વત છે. આ પર્વત પૂર્વે સમુદ્રને તળીએ હતો એમ તેના ઉપર વર્તમાનમાં કેટલીક પ્રતીત થતી વસ્તુઓપરથી જણાય છે. આ પર્વતપર કસ્તુરીમૃગો, ચમરીનામના મૃગો, ને અરણ્યમહિષો જોવામાં આવે છે, ને તેની તળેટીનાં કેટલાક અરણ્યોમાં સિંહોની ગર્જનાઓ ને હાથીઓની ચીસો સંભળાયા કરે છે. આપણી અલકાપુરી પાસેનો આ પવિત્ર કૈલાસપર્વત અને આ પવિત્ર માનસસરોવર છે. આ સ્થલોની શાંતિ ને ભવ્યતા કેવી આહ્લાદક છે

શ્રીકૃષ્ણના પ્રાકટ્યવડે, નિવાસવડે ને વિચરવાવડે પુણ્યસ્થાનરૂપ મનાતાં આ મથુરા, ગોકુલ ને વૃંદારણ્ય. આ અયોધ્યા, જે શ્રીરામભદ્રના પ્રાકટ્યવડે પવિત્ર મનાયછે. તેની સમીપ પવિત્ર સરયૂનામની નદી વહેછે. આ શ્રીવિશ્વનાથજીની કાશીપુરી. મોક્ષદાતા સાતપુરીઓમાંની આ બહુ પ્રસિદ્ધપુરી છે. આ પુરીમાં ઘણાં દેવાલયો છે. ત્યાંથી ઉત્તરદિશાભણીના ટીબેટઆદિ કેટલાક પ્રદેશો મૂકયા પછી જે બહુ દૂર મહાસાગર પ્રતીત થાયછે. તેનો ઘણો ભાગ ત્યાં પડતી ઘણી ટાઢને લીધે હિમમય રહેછે. પૃથિવીના ઉત્તર દિશાભણીના કલ્પિત છેડાના બિંદુને ઉત્તરધ્રુવ કહેવામાં આવેછે. આ ઉત્તરધ્રુવની આસપાસના પ્રદેશમાં ને પૃથિવીની દક્ષિણભણીના દક્ષિણધ્રુવની આસપાસના પ્રદેશમાંઆ ભરતખંડના છછ માસના જેવડા લાંબા ને ઉદાસીનતા જણાવનારા દિવસો ને છછ માસના જેવડી સુનકારવાળી લાંબી રાત્રિઓ થાય છે. તે રાત્રિના કોઇ ભાગમાં તે ઉત્તરભણીના પ્રદેશમાં ઉત્તર અરુણપ્રકાશનો ગંભીર ને કાંઇક ભયપ્રદ છતાં પણ રમણીયજેવી લાગતી પ્રતીતિ થાયછે. ત્યાં ઘણીજ ટાઢને લીધે તથા આહારના પદાર્થોના ને બળતણના અભાવને લીધે માણસો વસતિ કરીને રહી શકતાં નથી. તે હિમમય પ્રદેશમાં કોઇ કોઈ સ્થળે ક્વચિત્ ધોળાં રીંછો, ધોળાં શિયાળો, ને ધોળા કાગડાઓ જોવામાં આવેછે. આ ઉત્તર મહાસાગરને નામે ઓળખાતા મહાસાગરના કોઇ કોઇ ભાગમાં તિમિનામના મહામત્સ્યની એક જાત થાય છે, જેના શરીરમાં તેલના જેવી પુષ્કળ વસા (ચરબી) હોય છે. ઉત્તર મહાસાગરની દક્ષિણભણીના અને દક્ષિણમહાસાગરની ઉત્તરભણીના સમીપના પ્રદેશોમાં જે મનુષ્યો વસે છે, તેઓનું જીવન લગભગ પશુઓના જેવું વ્યતીત થાય છે. હમણાં જ્યાં ઉત્તરમહાસાગર સર્વદા બરફથી ભરપૂર રહેછે ત્યાં કેટલાક સહસ્ર વર્ષોપૂર્વે પૃથિવીનો મધ્યભાગ હતો, ને તે સ્થલપર તેજોરાશિ સૂર્યનાં ઉષ્ણકિરણો પડતાં હતાં. જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ એવા ફેરફારો આ પૃથ્વીપર વારંવાર ત્યાં ત્યાં થયા કરેછે

આ મચ્છીમારનું ગામડું મટીને વર્તમાનમાં સોનાની મનાતી ને ભરતખંડના પશ્ચિમભાગને

રાજ્યધાની મોહમયીપુરી, (મુંબઈ). ભરતખંડના દક્ષિણભાગભણી સમુદ્રતટપર સમુદ્રથી પૂર્વભણી જે પ્રદેશ પ્રતીત થાયછે તે કવિઓએ વખાણેલા વાયુવાળો ને ઉત્તમ ચંદનવૃક્ષોવડે શોભતો મલયદેશ છે. તેમાં પૂર્ણાનદીના કાંઠાપર પ્રતીત થતું આ કાલટિ નામનું ગામ છે તે શ્રીઆદ્યશંકરાચાર્યના પ્રાકટ્યના સ્થાનરૂપ મનાયછે. પ્રશાનકોણમાં દેખાતું આ ગયાજી, અહિં પૂર્વે બુદ્ધભગવાને ઉગ્ર તપ કર્યું હતું. આ હિંદુઓનુ ને બૌદ્ધોનુ તીર્થ છે. આ હુગલીગંગાઉપરનુ કેટલાક સમયસુધી ભરતખંડની રાજધાનીનુ માન પામેલ કલકત્તા, આ બંગાળાના ઉપસાગરને કાંઠે પ્રતીત થતી જગન્નાથપુરી, આ આંડમાનબેટ, તેમાં મહાપરાધિઓને તેમના કુકૃત્યની શિક્ષા ભોગવવા ભરતખંડમાંથી મોકલવામા આવે છે. દક્ષિણભણી આ કાંચી, ચિદંબર, મદ્રાસ, રામનાથ ને લંકા-પ્રતીત થાયછે આ ગંગાસાગરનામનું તીર્થ આવ્યુ. અહિં ઉપરના પ્રદેશમાં ભેળાં થઈને આવતાં બ્રહ્મપુત્રા ને ગંગાજી બંગાળાના ઉપસાગરને મળે છે. અહિં પૂર્વે ભગવાન્ કપિલજી તપ કરતા હતા. જેમનું અકારણ અપમાન કરવાથી તેઓશ્રીની દૃષ્ટિના પાતવડે સગરરાજાના સાઠહજાર પુત્રો બળીને ભસ્મ થઇ ગયા હતા. ઉત્તરભણી દૂર જે વાલુકામય પ્રદેશ દેખાયછે તે મોંગોલિયાના રણના નામથી ઓળખાય છે. આ રણમાં માણસોને ભ્રાંતિ ઉપજાવનારા કેટલાક વિચિત્ર દેખાવો દૃષ્ટિએ પડેછે. આ રણના કાંઠાપરના ટીબેટના ઉપરના ભાગમાં કેટલાક સાધુના જેવો વેષ પહેરનારા બુદ્ધધર્મી મનુષ્યો જે પોતાના હાથમાં નાની લાકડાની ઘંટી લઇને ફેરવતા દૃષ્ટિએ પડેછે, તેઓ એવા ભાવથી એ ઘંટી ફેરવે છે કે જેમ પાષાણની ઘંટીથી અન્ન દળાઇ જાયછે તેમ આ ઘંટી ફેરવવાથી અમારાં પૂર્વજન્મોન ને આ જન્મનાં સર્વ પાપો દળાઇ જશે.

આ ચીનની ઉત્તરસીમાઉપર આશરે ૫૦ ણસો ગાઉ લાંબી ને આશરે પચ્ચીશ હાથ પહોળી મોટા ગઢની રાંગજેવી જે ઉંચી ભીંત જણાય છે તે પૃથ્વીપરનાં મનુષ્યોને આશ્ચર્ય ઉપજાવનારા આ પૃથ્વીપરનાં દૃશ્યોમાંનું એક આશ્ચર્યોત્પાદક દૃશ્ય છે. ચીન દેશની ઉત્તરભણીના બળવાન્ લોકો ચીનદેશઉપર સૈન્ય લઇને ચીનદેશ જીતવા વા લૂટવા ન આવી શકે માટે ચીનદેશના કોઇ રાજાએ ઘણાં વર્ષો પૂર્વે આ અદ્ભુત ને વિશાળ ભીંત બંધાવી છે. આ સર્વભક્ષીજેવા મનુષ્યોની વસ્તીવાળો ચીનદેશ ઘણા વર્ષોથી હિકમતમાં વખણાતો આવ્યો છે. બુદ્ધધર્મ પાળનારા ચીનાઓની લાંબી ચોટલીઓ રાખવાની રીતનુ ચીનમાં વસતા મુસલમાનો પણ પોતાની મસ્તકમુંડન કરાવવાની રીતિનો પરિત્યાગ કરી અનુકરણ કરે છે ચીનાઓનો કેટલોક ભાગ અફીણના દુર્વ્યસનથી દુઃખમય સ્થિતિમાં આવી પડ્યો છે. આ દેશમાં મનુષ્યોની જેવી ઘાટી વસ્તી છે તેવી ઘાટી વસ્તી પૃથ્વીપરના બીજા કોઇ પણ દેશમાં નથી. ચીનની સમીપ આ નાનકડો પણ ઉદ્યોગી ને સ્વદેશાભિમાની દેશ નીપોનના વા જાપાનના નામથી ઓળખાય છે. ત્યાંના મહારાજાને મીકાડો એવા નામથી ઓળખવામાં આવે છે. આ લોકોએ થોડાં વર્ષોમાં પોતાની

વ્યાવહારિક સ્થિતિ બહુ અદલી નાંખી છે તેમની બાહ્યવ્યવહારમાં પ્રગતિ થઇ છે, પણ ત્યાં ચાલતા શુદ્ધધર્મમાં ને સૈદ્ધિધર્મમાં તેમની શ્રદ્ધા મોળી પડી છે ગાગપૂર્વક અંતઃકરણનો બહારનો વેગ વધવાથી અંતઃકરણનો પરમાનંદરૂપ આત્માને વિષય કરનારો શુભ વેગ ઘટે ને તેથી સાચુ મનુષ્યત્વ ઘટી પશુત્વ વધે એ સ્વાભાવિક છે. આ દૂર જણાતો બેટ પૃથ્વીપર સૌથી મોટો ગણાય છે ને તે આસ્ટ્રેલીઆને નામે ઓળખાયછે તેના કીનારાપરના ભાગમા યુરોપના લોકો વસેછે, ને રેતાળ તથા ઝાડી વાળા તેના મધ્યભાગમા ત્યાના મૂળ નિવાસીઓ વસેછે. આ સમીપમા સન્મુખ પ્રતીત થતા વિશાળ મહાસાગરને શાતમહાસાગરના નામથી ઓળખવામા આવેછે, કેમકે આ મહાસાગરમા પવનનાં તોફાનો થોડા થાયછે આ વિશાળ મહાસાગરની અંદર જે મોટા વૃક્ષોના આકારો જેવા પ્રતીત થાયછે તે આ મહાસાગરમા રહેના પરવાળાના કીડાઓએ આ મહાસાગરને તળી એથી સગલગ ઉપરની સપાટીસુધી બાંધેલા પરવાળાના ખડકો છે. કંટાળ્યાવિના સતત કરવામા આવતા ઉદ્યોગનુ ફળ કેવુ મહાન્ થાય છે તે પરવાળાના કીડાઓએ બનાવેલા આ ખડકો સ્પષ્ટ જણાવે છે. હવે આપણને નીચે ને ચારે બાજુએ કેવળ ક્ષારજલનો મોટો સમુદ્રજ પ્રતીત થાય છે, ને ઘણે દૂર કોઇ કોઇ બેટો જણાય છે, અને ઉપર વિશાળ, ગંભીર અને અચલ આકાશ પ્રતીત થાયછે, નિર્જન પ્રદેશ ને ગંભીર દેખાવો જોનારના મનને ઉદાસીન ને ગંભીર બનાવે છે એમ વિદ્વાનો કહે છે તે આપણને આ વેળાએ થતા આપણા અનુભવથી સત્ય પ્રતીત થાય છે. હવે આપણી સામે નજીક પ્રતીત થવા લાગેલો ને ઉત્તરદિશાથી દક્ષિણદિશાભણી ગયેલો જે મોટો દેશ છે તે અમેરીકાખંડ અથવા નવી દુનીયા એવા નામથી કહેવાય છે. આ ખંડ ઉત્તરમહાસાગરથી દક્ષિણમહાસાગરસુધી લંબાયેલો ને તેની બંને બાજુએ પાસિફિક (શાત)ને આટલાંટિકનામના વિશાળ મહાસાગરવાળો પ્રતીત થાયછે. આ ખડના પેરૂ આદિ દેશના મૂળ નિવાસીઓને સોનામાટે તથા ભૂમિમાટે યુરોપના લોકો ને નિર્દય લોકોએ બહુ દુખ આપ્યું હતું. આ ખડના મૂળ નિવાસીઓ જે અવશેષ રહ્યા છે તે બિચારા આ ઉંચા પ્રતીત થતા આંડીસનામના પર્વતમાં કે આ ઘાટા પ્રતીત થતા વનોમા રહે છે. ને કેટલેક ભાગ પોતાના ધર્મનો પરિત્યાગ કરી બહુધા ખ્રીસ્તી થઇ યુરોપની સત્તાધારી પ્રજાને આધીન થઇ પોતાના દિવસો વ્યતીત કરેછે. આ ખડમાં ઘણે ઠેકાણે સોનાની ને કેઇ ઠેકાણે હીરાની ખાણો છે. આ ખંડમા ઘણાં ઘાટાં વનો ને મીઠાપાણીનાં મોટાં સરોવરો છે. આ આમેઝન ને મીસીસીપી નામની બે નદીઓ પૃથ્વીપર બહુ મોટી ગણાતી નદીઓમા પોતાના નામો નોધાવનારી છે. આ પૃથ્વીપર જે પાણીના ધોધો છે તેમાં આ નિયાગ્રાનો ધોધ સૌથી મોટો ગણાય છે.

આ ધનધાન્યાદિથી અને ઉદ્યોગી મનુષ્યોથી ભરપૂર તથા પોતાની સ્વતંત્રતાને પ્રિય માનનારાં માણસોથી વસેલાં અમેરિકાખંડમાંનાં સ્વતંત્ર સંયુક્ત સંસ્થાનો. અહિંના મનુષ્યોનો ઉદ્યોગ ને મુખ્ય નગરોમાંનાં કેટ-

ઊંચાં શિખરોની ઉંચાઇ જોઇ પરદેશી મનુષ્યોનાં મન આશ્ચર્યમાં ડુબી જાયછે. આ ઉત્તરઅમેરિકા અને દક્ષિણઅમેરિકાની વચ્ચેની પનામાની સંયોગીભૂમિ મટીને થયેલી પનામાની સામુદ્રધુની. પુનઃ આ ખારા પાણીથી ભરેલો ને જેમાં વારંવાર મોટાં મોટાં પવનનાં તોફાનો થાયછે એવો આટલાંટિક મહાસાગર આવ્યો. આ વેળા દૈવયોગે એમાં ગમે તેવું મોટું તોફાન થાય તોપણ આપણને તેથી કાંઇ પણ અડચણ થવાનો લેશ પણ સંભવ નથી. તોફાની પ્રાણી પદાર્થના સંગીને તોફાનની અસર થાયછે, પણ અસંગીને તે તોફાનની શી અસર થાય? હવે આપણને યુરોપખંડના ને આફ્રિકાખંડના પશ્ચિમકાંઠા દેખાવા લાગ્યા. આ યુરોપખંડના પશ્ચિમ ભાગમાં જે બે મોટા બેટ પ્રતીત થાયછે તેમાંના પૂર્વભણીના બેટને ગ્રેટબ્રિટન એવું નામ આપવામાં આવેછે. તેમાં જે મોટું નગર આ ટેમ્સનામની નદીની બે બાજુએ પ્રતીત થાયછે તે લંડન એવા નામથી લોકોમાં ઓળખાય છે. આખી પૃથ્વીપર વસ્તીમાં તે સૌથી મોટું નગર છે. આ બેટના લોકો વ્યાપારમાં કુશળ છે ને તેમનું નૌકાબળ પૃથ્વીપર ઉત્તમપ્રકારનું ગણાયછે આ ગ્રેટબ્રિટનની દક્ષિણે પ્રતીત થતા ફ્રાન્સના લોકો વિલાસી પ્રકૃતિના ગણાયછે. એ દેશની રાજધાની પેરીસ છે, આ નગર પૃથ્વીપર સૌ નગરોથી શોભિતું ગણાયછે. આ જર્મનીના લોકો બૌદ્ધિકબળમાં ચઢિયાતા મનાયછે. ઉત્તરભણી બહુ દૂર જણાતો આઇસલેંડનામનો બેટ, ક્રોધી જેમ ક્રોધવડે પોતાના તનમનને સર્વદા બાળ્યા કરેછે તેમ જ્વાળામુખી પર્વતોવડે પોતાની ભૂમિને બાળ્યા કરેછે. યુરોપખંડમાં દૂર પ્રતીત થતો ડુંગરાળ ને નદીઓવાળો દેશ રસીઆના નામથી ઓળખાયછે. એ દેશની વ્યવસ્થા સારા પ્રકારની ગણાતી નથી. આ સ્વિટઝર્લેંડ નામનો નાનો દેશ વનો ને સરોવરોવડે રળિઆમણો છે. આ ઇટલીનામનો દેશ પણ ફ્રાન્સની પેઠે વિલાસી ગણાયછે. ખ્રીસ્તીધર્મના પોપના નામથી ઓળખાતા ધર્માધ્યક્ષ આ દેશના રોમનામના નગરમાં વસેછે. ક્રોધી જેમ પોતાના મુખમાંથી વારંવાર ક્રોધની જ્વાળાઓ કાઢ્યા કરે તેમ આ દેશમાંનો વેસુવિયસનામનો જ્વાળામુખીપર્વત વારંવાર પોતાના મુખમાંથી અગ્નિની જ્વાળાઓ કાઢ્યાં કરેછે. આ નાનકડો દેશ ગ્રીસ અથવા યુનાનના નામથી પ્રસિદ્ધ છે: આ દેશ આગળ વિદ્યાકળામાં બહુ શ્રેષ્ઠ ગણાતો હતો. તત્ત્વજ્ઞાનના સંબંધમાં ઘણા સૂક્ષ્મ વિચારો કરનારા વિદ્વાનો પૂર્વે આ દેશમાં થઇ ગયા છે. આ ભૂમધ્યસમુદ્રની દક્ષિણે પ્રતીત થતો આફ્રિકા ખંડ છે, તેના ઉત્તરભાગમાંનો આ આશ્ચર્યપ્રાંત પૂર્વે ભૂમિપર જલની ન્યૂનતાથી ઉજ્જડજેવો પ્રતીત થતો હતો, પણ હવે તે ત્યાં ખોદેલા ઘણા પાણીના દ્રવ્યોને લઇને લીલોછમ થઇ ગયેલો જણાયછે જેમ અજ્ઞાનકાળમાં અજ્ઞાની મનુષ્યોનું અંતઃકરણ ત્રિવિધતાપથી બળતું હોય છે, પણ જ્યારે તેના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યા નામની અપૂર્વ જ્ઞાનનો ઉદય થાયછે ત્યારે તેનું અંતઃકરણ પરમાનંદથી ભરપૂર થઇ જાયછે, તેમ આશ્ચર્યપ્રાંત પૂર્વે એક-

પ્રકારનો ભાસતો હતો, તે હમણા તેનાથી વિપરીત બીજા પ્રકારનો ભાસેછે. આ મિસર વા ઇજિપ્તદેશ પૂર્વે વિદ્યાનુરાગી માણસોની વસ્તીવાળો હતો જે આ ઉંચા, મોટાં ને દૃઢ મકાનો પ્રતીત થાયછે તે પિરામિડના નામથી ઓળખાયછે આ પૃથ્વીપરના અદ્ભુત દસ્યો માનું આ મકાનો પણ એક અદ્ભુત દશ્ય ગણાયછે અહિના પ્રાચીન નિવાસીઓમાના રાજાઓ ને શ્રીમંતો પોતાના મૃતસંબંધી જનેના શબોને તે સડે નહિ એવા ઔષધો લગાડી કપડામાં વીંટાળીને તે ચિરકાલ રહે એમ ઓયરામાં કે યોગ્ય સ્થળોમા રાખતા હતા આ નાઇલનામની વિશાળ નદીના પુર ને કાંપવડે આ દેશમા સારો પાક થાયછે આ સિકંદરિયાનામના બંદરનાં એક ભાગમા પગરાટ્ જિતવામા ને લોકોને પોતાનું પરાક્રમ જણાવવામા આનંદાનુભવ કરનાર મહારાજા સિકંદરનુ સમાધિસ્થાન છે મનુષ્ય પોતાના જીવનમા તૃષ્ણાને વશ થઇને ગમે તેવા કામો કરે, ને લોકોને દુઃખ દે, પણ અંતે તેના વિનાશી શરીરને કોઇ પણ રીતે પૃથ્વીઆદિ પંચમૂતોમાં ભળી ગયાવિના અન્ય ગતિ નથી હે વત્સ! કોઇપણ પ્રકારનુ શરીર ધારણ કરીને જીવે પોતાના શરીરના વિનાશીપણાનો ને અશુભકર્મના દુઃખદ વિપાકનો વિચાર કરી ગર્વ, કામ ક્રોધ કે લોભાદિને વશ થઇ કોઇ પણ પ્રાણીને પીડા કરવી ઉચિત નથી, પણ સર્વને તેમનુ નિરંતરી સ્વાતંત્ર્ય ભોગવવા દેવુ ને તેમના ઉપર નિર્મળ સ્નેહ રાખવો એ ઉચિત છે હે સુત! સ્વપ્નના જેવા પોતાના અલ્પસ્થાયી જીવનને દુષ્ટ મમતાને વશ થઇને જીવે મલિન શામાટે કરવુ જોઇએ! આખી પૃથ્વીપર સર્વથી વિશાલ આ રેતીના મહાસાગરરૂપ સહરાનામનું મોટુ રણ આ રણ પૂર્વે સમુદ્રના તળીઆરૂપે હતુ આ નિર્જન ને જોતા ઉદાસીનતા ઉપજાવનારા મહારણમા માત્ર કોઇ કોઇ જગાએ મીઠુ પાણી ને થોડા વૃક્ષો જોવામા આવેછે આ મહારણમા વાયુના મોટા વંટોળીઆઓસાથે પુષ્કળ ઝીણી રેતી ઉડેછે તેથી કોઇ કોઇ સરખે સ્થળે રેતીના મોટા ટેકરા થઇ જાયછે, ને જ્યા રેતીના ટેકરા હોયછે ત્યા સમાન સ્થળ થઇ જાયછે રૂપાંતર કર્યા કરવુ એ માયાનો સ્વભાવજ છે કોઇ વેળા આવા વંટોળીઆથી ઉંટોના ટોળાઓસાથે વ્યાપારીઓ ને તેમનાં માણસો દટાઇ જાયછે આ આફ્રિકાખંડના કિનારાના ભાગમા યુરોપખંડના લોકો તથા કેટલાક ત્યાના લોકો વસેછે આ ખંડના મધ્યભાગમા મોટા મોટા અરણ્યો ને સરોવરો છે

આ આફ્રિકાખંડના ઝાડીવાળા મધ્યભાગમાથી કેટલાક વર્ષોપૂર્વે જંગલી મનાતા માણસોને ગુલામતરીકે વેચવામાટે ગુલામો પકડવાનો ને વેચવાનો નીચ ધંધો કરનારા નિર્દય મનુષ્યો લઇ જતા હતા તેમાં સિંહ, હાથી, વાઘ દીપડા ચીતા, ને ગોરીલાનામના વાનરઆદિ ઘણા પશુઓ ને શાહમૃગ આદિ પક્ષીઓ વિચરે છે આ આફ્રિકાખંડના ઇશાનકોણમા એશિઆખંડના સમીપના ભાગમા જે સાંકડો જલમય ભાગ પ્રતીત થાયછે તેનું નામ સુએઝની નહેર છે થોડા વર્ષોની

પહેલાં ત્યાં ભૂમિ હતી, ને તેને સુએઝની સંયોગીભૂમિ એવું નામ આપવામા આવતું હતું. તે સંયોગીભૂમિને ખોદી જો ત્યાં નહેર કરવામાં આવે તો યુરોપખંડની નૌકાઓ જલમાર્ગે એશિઆખંડમાં થોડા સમયમાં થોડે વ્યયે ને થોડે શ્રમે જઇ શકે આ વિચાર મોન્સ્યુ ડી. લેસેપ્સનામના ફ્રાંસદેશના એક વિદ્વાન્ કારીગરને સૂઝ્યો, ને તેણે ઘણો પરિશ્રમ કરીને પોતાના તે વિચારને સફલ કર્યો. સદાગ્રહવાળો પ્રયત્ન મનુષ્યને કયા કામમા વિજય અપાવતો નથી! જેને કાંઇ વૃક્ષો ઉગી શકતાં નથી, ને જેમાં પ્રાણીઓ જીવી શકતાં નથી, એવું આ અત્યંત ખારા પાણીવાળું મૃતસરોવર દૂર દેખાયછે. આ તુર્કસ્તાનમાંના જેરૂસાલેમનગરની પાસેનું બેથલહેમનામનું ગામ. અહિં ખ્રીસ્તીધર્મના પ્રથમાચાર્ય શ્રીઇસુખ્રીસ્તનું સમાધિસ્થાન છે. આ અરબસ્તાનમાંના મદીનાનામના નગરની પાસે મુસલમાનોના પ્રથમાચાર્ય શ્રીમહમ્મદનું સમાધિસ્થાન છે. આ ઇરાનદેશ પીનારની સુદિનો ગ્રંથ કરનાર ઉંચા મનાતા મદ્યને માટે પ્રસિદ્ધ છે. આ અફઘાનીસ્તાનમાંનું ગીઝનીનગર. અહિં પૂર્વે એક મહમ્મદનામનો રાજા થઇ ગયો. જેણે દ્રવ્યતૃષ્ણાને વશ થઇને ભરતખંડપર બાર વાર મોટી ચડાઇઓ કરી ત્યાંથી ઘણું દ્રવ્ય આણ્યું હતું, પણ મરતીવેલા આમાંનું કાંઇ પોતાની સાથે આવવાનું નથી એમ જાણી તે પસ્તાયો હતો. પુનઃ આપણું વિમાન ભરતખંડના પશ્ચિમ કાંઠાપર આવ્યું. આ ભગવાન્ શ્રીકૃષ્ણના નિવાસથી ને તેઓશ્રીની ચરણધૂલિકાથી પાવન થયેલી સાગરમાં નિમગ્ન થયેલી દ્વારકાપુરીની પાસેની નવી દ્વારકાપુરી. આ દ્વારકાપુરીમાં પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીએ સ્થાપને કરેલો શારદામઠ છે. આ સામો પ્રતીત થાયછે તે ગિરનારપર્વત છે, એમ કહેવાની હવે કાંઇ અગત્ય નથી. હવે આપણું વિમાન આપણી અલકાપુરીભણી ગતિ કરેછે.

---

# बनो तारक तमे भ्रातो!

---

## ગઝલ—કવ્વાલી.

દિપાવો હિન્દ માતાને, જગાવી દેશ ભક્તિને;
કરો ઉત્સાહી સર્વેને,—તમે ઓ આર્ય ભ્રાતાઓ!
બધા વ્હેપાર ધંધ રે, થઇ મોળા ગયા છે રે;
રહ્યું ના તત્વ તે માંહે,—સુધારો તેહ ભ્રાતાઓ!
બધું વિદેશથી આવે, તદા સંસાર તો ચાલે;
નહિ તો આપદા વેઠે,—કરો તૈયાર તે ભ્રાતો!
હતા સૌ હુન્નરો આંહી, વીરો! આ ભર્તની મહીં;
વિદેશી વિશ્વ થૈ આંહી,—ચણુરે ભાવના ભ્રાતો!
અરે! આ ભૂમિ તેની તે, અને આ વંશ તેના તે!
અનિલ, ઋતુ જલાશય તે,—છતાં સ્થિતિ દુઃખી ભ્રાતો!
ત્યજી આલસ્યને બન્ધુ! વધારો કાર્યનો સિન્ધુ!
રહે બાકી ન એક બિન્દુ!—તમારા દેશમાટે તો!
કરો પુરૂષાર્થને પ્રીતે, રહો ના કર્મ આધારે,
કરે પુરૂષાર્થ તે જીતે,—અરે! આ કળીમાં ભ્રાતો!
સુવિનતિ "चन्द्रशंकर" ની, તમારા હૈર ધારીને;
દરિદ્રી દેશ સહુના ના,—'બનો તારક તમે ભ્રાતો'!

ચન્દ્રશંકર ધીરજલાલ પંડ્યા.

ઉમરેઠ.

# અંત્યજનો સંસર્ગ.

(લેખક—શ્રીયુત મધુવચરામ બલવચરામ વોરા-સુરત)

આજ કાલ ગગનમાં ગાજી રહ્યો છે, દશે દિશાએ એકજ મહાનાદ-સુધારો, સુધારો, સુધારો! માત્ર ભારતભૂમિમા નહિ પણ પૃથ્વીઉપરના સર્વ દેશોમાં, રાજનીતિમાં સુધારો, કળાકૌશલ્યમાં સુધારો, કેળવણીમાં સુધારો, ધાર્મિક સુધારો, નૈતિક સુધારો, સંસાર સુધારો! અને શેમા નહિ સુધારો? કાળચક્ર જેમ જેમ આગળ ફરતું જાયછે, મનુષ્યવર્ગની સ્થિતિ બદલાતી જાયછે તેમ તેમ સર્વ વિષયમા કાંઇ કાંઇ ફેરફારો સ્વાભાવિકરીતે થયાજ કરવાના? એમા જરાપણ સંશય નથી. અને તેથી પૂર્વકાળથી ચાલતા આવેલા વિચારોને દૃઢતાથી વળગી રહેવુ એ મિથ્યા પ્રયત્ન છે. સમયને અનુસરતા ચવુ એજ શાણા પુરૂષનુ કર્તવ્ય છે. સત્યયુગના ધર્મ જૂદા, ત્રેતાના જૂદા, દ્વાપરના જૂદા, અને કળિના જૂદા, એમ આર્ય ઋષિમુનિઓ પોકારી પોકારીને કહી ગયા છે. એક સમયે જે ધર્મ જણાયછે તે અન્ય સમયે અધર્મરૂપે દર્શન દેછે, તેજ પ્રમાણે એકજ સમયે પણ ભિન્ન ભિન્ન સ્થિતિમાટે સમજવાનુ છે. દૃષ્ટાંત લેતાં ગૃહસ્થોનો જે ધર્મ છે તે સંન્યાસી અને પરમહંસમાટે અધર્મ છે, તેમજ પરમહંસને જે કરવાની છુટ છે તેને માટે સંસારીને નિષેધ છે. ત્યારે પ્રશ્ન એ ઉઠેછે કે ધર્મ આદિ, અનાદિ, નિર્વિકારી, કહેવાય છે તે કેમ હોઇ શકે? ધર્મના બે પ્રકાર છે બેરવરૂપે તેનાં દર્શન થાયછે, આત્મિક અને લૌકિક. આત્મિક સદાસર્વદા નિર્વિકારી એકજ છે અને જેમાં ફેરફાર થાયછે તે લૌકિક છે. યુગના રૂપને અનુસરતો જે ધર્મ છે તે લૌકિક છે જેને સનાતન ધર્મ કહેવામાં આવેછે તેનાં લક્ષણ નીચે પ્રમાણે છે.

यो धर्म सर्वकालेषु सर्व देशेषु चाव्ययः।
सर्वत्र चैकरूपश्च सममावः परोदयः॥
नित्योऽच्युतो निर्मलश्च सर्वलोकसुखावहः।
सर्वदेभ्यो ब्रह्ममूल. स च धर्म सनातनः॥

સર્વ દેશ અને સર્વ કાળને વિષે સર્વત્ર અને સદાય એકજ નિર્વિકારીરૂપે હોય તેજ સનાતન ધર્મ.

જ્યારે મનુષ્યજાતિ પૃથ્વીઉપર પ્રથમ પ્રગટ થઇ ત્યારે તેની બાલ્યાવસ્થા હતી, તેનું કર્તવ્ય શું, તેણે કયે માર્ગે પ્રયાણ કરવાનું છે, અંતે કયે સ્થળે જવું છે, તેવિષે તે કેવળ અજ્ઞાન હતી અને તેથી તેને ગુરૂની, શિક્ષણ આપનારાની આવશ્યકતા હતી, અને તેથી દૈવી પુરૂષના અવતારનો સંભવ હતો. પ્રથમ મનુભગવાનને કહેલા છે તેનું કારણ એજ છે. પ્રજાના અધિપ, રાજા તેજ છે તે મનુષ્યજાતિને માટે નિયમ બાંધેછે. આવા દૈવી પુરૂષોની સંકુચિત દૃષ્ટિ હોતી નથી. તેઓની દીર્ઘદૃષ્ટિમાં ભવિષ્ય સમાયેલું છે. ઘણી પ્રજા-

તે સુજ્ઞજન વિચારી લેશે. આમ કરવાથી રંગ પણ બદલાતો નથી અને પરમાણુ પણ બદલાતાં નથી. જે અધિકાર પિતૃ અને દેવતાનો છે તે અધિકાર છીનવી લેવાનો આ વ્યર્થ પરિશ્રમ છે. પરમાણુની સ્વચ્છ શુદ્ધતા, અને વર્ણ અથવા રંગનો વિચાર કરવાની કેટલી અગત્ય છે તે શું કહેવાની જરૂરછે? મરકી અને બીજા ચેપી રોગોના સંબંધમાં ક્વારનટાઇનનો ચાલતો નિયમ જગજાહેર છે. અસ્પૃસ્યતાનો આ નિયમ સાપ્રત સમયમા યુરોપ વર્ષથી પ્રસિદ્ધ થયેલો છે, પણ ભારત વર્ષના પૂજ્ય, હજારો વર્ષ ઉપર થઇ ગયેલા મહાન ઋષિ મુનિઓને તે અજ્ઞાત નહોતો, એમ પૂર્વથી પળાતી આવેલી સુતકની પધ્ધતિ પ્રગટ રીતે દર્શાવી આપેછે. બીજા માણસના ગમે તેવાં ઓજનો સ્પર્શ નહિ થાય તેને માટે સલામને બદલે નમસ્કાર હતા અને છે નમસ્કાર કરનાર સામાના અંતરમા જે ખરૂ તત્વ રહેલું છે તે ઓળખેછે એમ બતાવી આપે છે. અરે એટલુંજ નહિ પણ એ પરમ તત્વની મહત્તા અને તેનુ પૂજ્યપણુ સ્વીકારવામા આવેછે, સામી વ્યક્તિની સ્થિતિ તેના વિનાશિ, વિકારી દેહનો વિચાર નમસ્કારકર્ત્તા કરતો નથી પણ પોતાનામા જે દિવ્ય અંશ રહેલો છે તેજ અંશ સામામા રહેલો છે એમ તે માને છે, અહિં તિરસ્કાર નથી પણ પૂજ્યભાવ છે, મોટાપણુ નાનાપણુ નથી પણ સમાનતા છે. શ્રીમદ્ભગવદ્ગીતામા પાચમા અધ્યાયના ૧૮ મા શ્લોકમા શ્રીકૃષ્ણભગવાનનુ વચન છે કે—

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिता समदर्शिनः ॥

બ્રાહ્મણ, હાથી, ગાય, કુતરો, ચાંડાળ, સર્વના ભણી સમતા રાખવાનુ આ શિક્ષણ છે. કેમકે સમષ્ટિ રૂપ ઈશ્વરનાં એ સર્વ અંગ છે. અહિં સમભાવ રાખવાનો કહ્યો છે અને ભાવ માનસિક દેહમાં રહેલો છે.

સિંહ, વાઘ, વરૂ, ગાય, ઘેટા, બકરાં, પશુવર્ગમાં છે. પશુયોનિ તો એકજ છે, પણ સિંહ વ્યાઘ્રને ગાય કેમ કરી શકાશે? વનસ્પતિયોનિમાં પણ સમાનગુણવાળા વૃક્ષની કલમો કરવામાં આવેછે, અસમાનની થઇ શકતી નથી.

ચાલતા સમયમાં કહેવાના સુધારકો વારંવાર વિશ્વામિત્ર ઋષિનું દૃષ્ટાન્ત આગળ કરીને કહેછે ક્ષત્રિય વર્ણમાંથી બ્રાહ્મણ વર્ણમાં તે ગયા હતા તે ઉપરથી નીચલા વર્ણનો મનુષ્ય ઉપલા વર્ણમાં જઇ શકે છે, એમ સિદ્ધ થાય છે, અને પૂર્વે તે પ્રમાણે બનતું હતું તેનુ એ સબળ પ્રમાણ છે વિશ્વામિત્ર ઋષિની કથા શ્રીરામાયણ અને પુરાણોમાં વિસ્તારથી વર્ણવેલી છે એક મુખે એ ગ્રંથો કપોલકલ્પિત, નહિ ભરૂંસો રાખવા જેવા, અને બીજે મુખે તેને સબળ પ્રમાણ રૂપ મુકવામાં આવે છે. જો ગમે પુરાણોને આધારરૂપ ગણવા ઇચ્છતો તેમાનો અગત્યનો ઘણો ભાગ પડતો મુકીને ગમે તે વાક્યો આગળ કરી તેને નિરાળાં ગણી સ્વતંત્ર સ્વીકારાવવા માગેછે એ પ્રપંચ અથવા યુક્તિને માટે શું કહેવું? વિશ્વામિત્ર કેટલા મહાન પરિશ્રમે બ્રહ્મર્ષિ થયા એ વાતને શા માટે ધ્યાનમાં

રચેલા છે એમ કથન કરેલું છે, પણ તે ચારે એકી વેળાએ રચેલા છે એમ તેમણે કહ્યું નથી. શ્રીમદ્‌મહાભારત શાંતિપર્વના અધ્યાય ૧૮૮ ઉપરથી જણાય છે કે પ્રથમ એક વર્ણ માત્ર બ્રાહ્મણનો હતો, જેમાંથી બીજા વર્ણો ક્રમે ક્રમે થયા. એજ પ્રમાણે બૃ.ઉપનિષદ્‌માં કથન છે. મનુષ્યજાતિના ક્રમવિકાસમાં હવે જ્યારે નિવૃત્તિમાર્ગનો પ્રસંગ સાંપડેલો છે તો અનેક ધીરે ધીરે ટળીને એકજ થઇ રહેશે. ઇશ્વરેચ્છાના નિયમ અચળ છે અને તેનો ભંગ કરવાને કોઇપણ શક્તિમાન નથી. જાતિભેદ અંતે જતો રહેશે એ વાત નિશ્ચય છે. પણ તે પરિણામ સાહસ અને ઉતાવળ કર્યાથી તરત આવવાનું નથી, ઉતાવળે આંબા પાકતા નથી, જ્યારે તેને યોગ્ય સમય આવેછે ત્યારેજ પરિપક્વતા થાયછે. કવીશ્વર દલપતરામ કહેછે કે—

સર્જન સંભળાવજોજે,
ધીરે ધીરે સુધારાનો સાદ;
સર્જન સ્નેહસહિત સંભળાવજો—
લાખ કીડીપર લાડવો,
આખો મેલીયે તો મરી જાય;
પણ ભૂકો કરી ભભરાવીએ,
ખાસી રીતથકી તે ખાય.
સર્જન સ્નેહસહિત સંભળાવજો.

મનુષ્યમાત્રના દેહ એકજ જાતનાં તત્વોથી બનેલ છે, તે સર્વના દેહમાં જે અવિનાશી તત્ત્વ ઝળકે છે, પ્રકાશે છે, તે એકજ છે, મનુષ્ય માત્ર એકજ પિતાનાં સંતાન છે અને કુટુંબભાવથી સંકળાયલાં છે એ વાત નિરંતર લક્ષમાં રાખી, અંત્યજ અસ્પૃશ્યવર્ગનો આપણે કદીપણ તિરસ્કાર કરીશું નહિ. તેના પ્રત્યે અત્યંત પ્રેમભાવ રાખીને વર્તીશું, તેઓની સાંપ્રતસ્થિતિથી આપણે દિલગીરીસાથે દયા ધારીશું, તેઓને સારે માર્ગે પાડવાને આપણે પોતાનાથી બનતો પરિશ્રમ કરીશું અને તેઓને ઉંચામાં ઉંચી પંક્તિએ પહોંચી સાચું સુખ ભોગવવાનો સમય પરમકૃપાળુ પરમેશ્વર જેમ બને તેમ તુરત આપે એજ તે સર્વશક્તિમાનપ્રત્યે આપણા ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી માગીશું.

---

# ભારતના ઉદ્ધારમાટે અભ્યર્થના.

## શાર્દૂલવિક્રીડિત.

પરમાનંદ કૃપાળુ તાત! જગના, આનંદદાતા પ્રભો!
ત્હારી દૃષ્ટિસમાન વિશ્વઉપરે, સંપૂર્ણ ન્યાયી વિભો!
જોને હે પ્રભુ! દીર્ઘકાળથકી આ, ભારત પીડાઇ રહ્યું,
શાથીને પ્રભુ! વર્ણવું દુખ બધું, રે! અંતમાંથી સહ્યું. ૧

હે કરુણાનિધિ! શાસ્ત્ર વેદ સઘળાં, ત્હારી કૃપા ગાયછે,
શું આ સર્વ મુનિવરો લખી ગયા, તે વ્યર્થ દેખાયછે,

હે પરમાત્મન્! ઇશ હે જગપતિ! જો હો દયાળુ અતિ,
તો શા કારણથી પતિત જનનો, ઉદ્ધાર કરતા નથી? ૨

આહા! ભારતભૂમિ જે અખિલમા, સુવર્ણથી શોભતી,
વિદ્યા-હુન્નર-લક્ષ્મી-ધાન્યયથી જે ઉભરાઇ જતી હતી,
રે! રે! ભારતભૂમિ આ જગતમા, ભૂખે પીડાતી દિસે,
આજે તે સતાનને અરરરે! મૂઠી ચણા ના મળે ૩

આહા! ભારતભૂમિનાં ગૃહ બધા માણિક્ય રત્ને ભર્યા,
શોભે રત્નજડિતપુંના દીપ બને, સપૂર્ણ ઉજાસમા,
તે આ ભારતભૂમિના ગૃહહિને, અધાર વ્યાપ્યો અરે!
આજે હાય! અભાગી દીનજનને, ના તેલ પુરૂ મળે ૪

આર્યો સર્વ કૃષિથી જગતમા સમૃદ્ધિશાળી હતા,
આહા કામદુધાસમી કૃષિથી, ધનધાન્ય સૌ પામતા,
કિન્તુ આ દુર્દૈનના સમયમા, નિર્માલ્ય ખેતી દિસે,
આજે હાય! અભાવ વૃષ્ટિજલનો, સપૂર્ણ દુખી કરે ૫

વિદ્યા-હુન્નર-શક્તિ-જ્ઞાન-ધનનો, યાન્ત્રિક કૌશલ્યનો,
આજે નાશ થયો પ્રભુ! અરરરે! વણિજ્ય વ્યાપારનો,
રિદ્ધિથી ભરપૂર ભારતજનની, આજે દશા તો જુઓ,
પૂરા વસ્ત્ર અનાજ હાય! ન મળે, આ દૈવનો કોપ કે? ૬

આજે ભારતવર્ષનો દિનરવિ, હા! અસ્ત પામી ગયો,
વિદ્યા-હુન્નર-રિદ્ધિ-સિદ્ધિ સહુનો, રે! અત આવી ગયો
દીનાનાથ પ્રભુ હવે હદ થઇ, ધારો દયા અતરે,
શિક્ષા જે દુષ્કર્મની યથાર્થ, તે ભોગવી છે અમે ૭

પ્રેરો ભારતવાસીના હૃદયમા સ્વમાન સદ્ધર્મને,
અર્પો હે અખિલેશ! આર્યજનને, સૌજન્ય સત્કર્મને
પામે ભારતવર્ષ આ અખિલમા, સપૂર્ણ અભ્યુદય,
યાવચ્ચન્દ્રદિવાકરૌ સુખતણો, ના હો કદીએ લય ૮

નલિનીકાન્ત.

# ધર્મપ્રચારક દર્શન.

લેખક—શ્રીયુત જેસંગ માવજી ચોહાણુ-કરાંચી

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जन शलाकया । चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥१॥

આ બ્રહ્માંડમાં બે પ્રકારની ક્રિયાઓ દેખાય છે; જડક્રિયા અને ચેતનક્રિયા ચેતનક્રિયા વિદ્યા અર્થાત્ ઇશ્વરનું રાજ્ય અને જડક્રિયા અવિદ્યા અર્થાત્ ઇશ્વરથી વિમુખ અધિકાર છે. જડસત્તા સ્થાવર પદાર્થથી લઇને મનુષ્ય સિવાયના સર્વ જીવોપર છે, કારણ કે મનુષ્ય સિવાયના અન્ય સર્વ જીવો પ્રકૃતિને આધીન થઇ ચાલે છે, તેમના અંતઃકરણ ઉપર પ્રકૃતિની પૂર્ણ સત્તા રહેલી હોવાથી, તેઓ પ્રકૃતિપ્રતિકૂલ પોતાની બુદ્ધિદ્વારા કંઇ પણ નવીન કાર્ય કરી શકતા નથી પરન્તુ મનુષ્યયોનિને અધિકાર ચેતન રાજ્ય સુધી હોવાથી તે પોતાની બુદ્ધિપર પોતાની સત્તા ચલાવી બુદ્ધિની સહાયતાથી યથાશક્તિ નવીન કાર્યો કરવામાં સમર્થ થઇ શકે છે અને સાધનસંપન્ન થઇ તે પોતાના પુરૂષાર્થદ્વારા ઉન્નતિ પ્રાપ્ત કરી ઇશ્વરસાક્ષાત્કાર કરી મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે

ચોરાશી લક્ષ યોનિમાંથી ફક્ત મનુષ્ય સિવાયના સર્વ જીવોમાં અજ્ઞાનનો અંશ (પ્રકૃતિની સત્તા) અધિક હોવાથી તે સર્વ જીવો ધર્મવિચારના અધિકારી નથી, પરન્તુ સૃષ્ટિક્રિયાના અવિરોધી નિયમને આધીન રહી જીવ ક્રમશઃ ઉન્નત યોનિને પ્રાપ્ત કરતો ક્રમે કરીને મનુષ્યયોનિસુધી પ્હોંચી ધર્મવિચારનો અધિકારી બની શકે છે.

ઉદાહરણદ્વારા—જેમકે કોઇ મનુષ્ય પુર વહેતી નદીમાં ડુબતો હોય ત્યારે એક વખત તો તે નદી તેને જલ ઉપર લાવી મૂકે છે તે સમયે જો તે મનુષ્ય કંઇ પણ પુરૂષાર્થ કરી તરી પાર ઉતરે તો તે અવશ્ય બચી જાય છે, પરન્તુ જો તે બુદ્ધિહીન હોય તો તે ગભરાઇ જઇ પુનઃ ડુબી મરે છે

એ રીતે જીવપર કૃપાવશ થઇ પ્રકૃતિ માતા તેને એક વખત મનુષ્યયોનિસુધી પ્હોંચાડી ધર્મનો અધિકારી કરેછે, પછી પુરૂષાર્થ કરી મુક્તિ મેળવવી મનુષ્યના હાથમાં છે આ વિચારથી શાસ્ત્રકર્ત્તાઓએ સિદ્ધ કર્યું છે કે કર્મના સાધનદ્વારા મનુષ્ય વગરઅટકે ઉન્નત થઇને મુક્ત થઇ જાય તે કર્મોનું નામ ધર્મ અને જે કર્મોદ્વારા મનુષ્ય વચમાં અટકી જાય અથવા બંધનની અધિકતા પ્રાપ્ત થાય તે કર્મોનું નામ અધર્મ.

ધર્મનો પ્રચાર કરવો તે કાર્ય ધર્મપ્રચારકોનું છે અને તે પ્રચારદ્વારા અધિકારાનુસાર ઉપદેશ આપી સૃષ્ટિના જીવોનું કલ્યાણ કરવું તેનો મુખ્ય ધર્મ છે.

જગતના ઇતિહાસનું અવલોકન કરવાથી એમ સિદ્ધ થાય છે કે જે જે ધર્મપ્રચારકગણોએ ધર્મ-સ્થાપન, ધર્મ-સંસ્કાર અને ધર્મ પ્રચાર કર્યો છે, કરે છે અને કરશે તે

---

૧ પ્રચાર શબ્દનો અર્થ અત્રે પ્રકટ કર્યો છે.

સર્વને ત્રણ ભાગમાં વિભક્ત કરી શકીએ છીએ જ્ઞાની, સાધક અને પંડિત.

૧ જ્ઞાની ધર્મપ્રચારકનું સામાન્ય લક્ષણ. જ્ઞાનદષ્ટિદ્વારા ધર્મને બહિઃસાધનથી આરંભી અંતર લક્ષ સુધી જોઇ લીધો હોય અને સકળ સમયમાં ધર્મના સાર્વભૌમ ભાવનો પ્રચારક હોય તે, તેમાં શ્રીકૃષ્ણ શ્રીવેદવ્યાસ અને પૂજ્ય આર્ય મહર્ષિઓની ગણના થાય. જ્ઞાની ધર્મપ્રચારકમાં વિશેષતા એ છે કે એમાં જ્ઞાનનો પૂર્ણ વિકાસ હોવાથી એમનો ઉપદેશ સર્વ સંપ્રદાય, સર્વ ધર્મમાર્ગોને હિતકર છે અને એના પાલનદ્વારા સકલ પ્રકારના અધિકારીગણને અધિકારાનુસાર કલ્યાણપ્રદ છે

૨ સાધક ધર્મપ્રચારકના સામાન્ય લક્ષણ. સાધનદ્વારા ભગવત્‌ના અનંત ભાવરાજ્યોમાંથી અમુક અમુક ભાવરાજ્યમાં વિચરનાર, પોતપોતાના અનુભવેલા ભવોમાં ઉપદેશદ્વારા ધર્મરાજ્યના અમુક અમુક અંશનો ઉદ્ધારક હોય તે. તેમાં વૈષ્ણવ શૈવ, શાક્ત આદિ ઘણા સંપ્રદાયોના આચાર્યોની ગણના થાય છે. સાધક ધર્મ પ્રચારકગણમાં વિશેષતા એ છે કે તે મહાપુરુષોદ્વારા અમુક અમુક સમયે ધર્મના વિશેષ વિશેષ અંશનો ઘણી સારી રીતે ઉદ્ધાર થાય છે અને સાથે ઘણા જીવોનું કલ્યાણ પણ થાય છે, પરન્તુ આ પ્રચારકના ઉપદેશમાં એટલી ન્યૂનતા નજરે પડે છે કે તેથી ધર્મના સાર્વભૌમભાવનો સંકોચ થાયછે તેથી તેને એકદેશવાદી પણ કહી શકાય.

૩ પંડિત ધર્મપ્રચારક જે ત્રિકાળદર્શી જ્ઞાની નથી, કે નથી ભગવત્ ભાવગ્રાહી સાધક; માત્ર કેવળ વિદ્યાના બળથી શાસ્ત્રચિત ધર્મનો પ્રચારક હોય તે અને તેના પણ ત્રણ વિભાગ નીચે પ્રમાણે થાય છેઃ—

अ ઉત્તમ પંડિત ધર્મપ્રચારક કે જેની પ્રવૃત્તિ બીજાના મતોનું ખંડન કરવાપૂરતી ન હોય પણ સર્વ સંપ્રદાયસમુદાય, શાસ્ત્રના યથાર્થ તાત્પર્યને સમજે એવી હોય. તે શાસ્ત્રજ્ઞ સર્વ હિતકર છે આથી તેનું કાર્ય ધર્મરાજ્યની ઉત્તમ પ્રજાઓને તેના અધિકારાનુસાર માર્ગ દેખાડી, મુક્તિપદનો ઉપદેશ આપે છે.

ब મધ્યમ પંડિત ધર્મપ્રચારક ન્યાયપૂર્ણ યુક્તિદ્વારા બીજાના મતને પોતાના મનમાં મેળવીને પોતાને આધીનમતાવલંબી કરે તે. આનાથી દાંભિકતા અને સાંપ્રદાયિક વિરોધ વધવાનો સંબંધ છે.

क અધમ પંડિત ધર્મપ્રચારક પ્રબળ તર્કયુક્તિદ્વારા બીજાના ધર્મમતનું ખંડન કરે છે, પરન્તુ જીવોના ઉપકારાર્થ કોઇ શ્રેષ્ઠ માર્ગ ન બતાવી શકતા હોય તે. આનાથી નાસ્તિકતા, અશાંતિ અને અધાર્મિકતા વિસ્તરવા સંભવ છે.

ઉપર પ્રમાણે વિચાર કરતાં સત્ અર્થાત્ બ્રહ્મ અને અસત્ અર્થાત્ આ માયારાજ્ય રૂપી સંસાર એ બન્નેના વિશેષ રૂપને જાણી સત્ પંથમાં સ્થિત રહેનાર ઉપદેષ્ટા, ગુરુ અથવા તો ધર્મપ્રચારક ગણાય છે

પરન્તુ કોઇ કોઇ સ્વદેશહિતૈષી વિચારકગણો એવું કહેવા લાગ્યા છે કે જ્યાં સુધી ભારતવર્ષમાં અનેક નાના પ્રકારના સંપ્રદાયો છે ત્યાં સુધી એક પ્રકારનો ધર્મનો ઉપદેશ કેમ થઇ શકે? પરન્તુ સ્થિર બુદ્ધિથી વિચાર કરતાં એમ સિદ્ધ થાય છે કે અગર કેટલા પણ ધર્મસંપ્રદાયોનાં બહિર્લક્ષણ ભિન્નભિન્ન

હોય અને એક બીજા સંપ્રદાયોનો આચાર પણ મળતો ન હોય, તો પણ ધર્મની ગતિ સર્વ સંપ્રદાયોમાં એકજ પ્રકારની થશે. કારણ કે બહિઃસાધનના જુદાપણાસાથે અંતઃકરણની ધર્મવૃત્તિઓમાં સર્વ સંપ્રદાયો ભિન્નતા ન ધરાવતાં એક મત ગ્રહણ કરી શકે છે.

મહારાજ યુધિષ્ઠિરની સત્યપ્રિયતા અને સહિષ્ણુતા, દેવવ્રતની દૃઢપ્રતિજ્ઞતા, લક્ષ્મણનો ભ્રાતૃભાવ અને જિતેન્દ્રિયતા, સાવિત્રી અને સીતાનું સતીત્વ, મહર્ષિ વસિષ્ઠની શાન્તિ અને ક્ષમા, ભીષ્મપિતામહનો ત્યાગ, શુકદેવજીનો વૈરાગ્ય અને દેવર્ષિ નારદની ભગવદ્‌ભક્તિ ક્યા સંપ્રદાયને પ્રિય નથી થઇ શકતી?

આપણા દેશમાં સંપ્રદાયોની વાત બાજુ પર રાખતાં, સમસ્ત પૃથ્વીપર જેટલા ધર્મસંપ્રદાયો ઉપસ્થિત છે તે સર્વે એ પ્રકારની આંતરિક વૃત્તિની ઉન્નતિમાં પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી, માટે ધર્મપ્રચારકગણ સાર્વભૌમ દૃષ્ટિ રાખી જીવોના ઉદ્ધારનો પંથ બતાવતા રહે તો કોઇ પણ વખતે કોઇ પણ સંપ્રદાયને કલેશ અથવા કોઇ પણ અધિકારીને હાનિ થવાનો સંભવ નથી અને જ્ઞાનભૂમિના તારતમ્યથી અધિકાર વિરૂદ્ધ હોવા છતાં તેનો ઉપદેશ સર્વ જીવહિતકારી છે.

---

# — સાભિપ્રાય સ્વીકાર. —

**સ્વામી રામતીર્થનાં વચનામૃતો**—પ્રકાશક ત્રીકમલાલ સાંકળચંદ, તંત્રી–ભાવસાર સુબોધક અમદાવાદ. પ્રખ્યાત સ્વામી રામતીર્થનાં નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે મન. વાણી અને વર્તનમાં ઉચ્ચભાવથી ભરેલી સમાનતાવાળા આ મહાપુરૂષનાં ઉપદેશાત્મક વચનો ખરેખર અમૃતરૂપજ છે. મૃતદશાને દૂર કરવાનાં સાધનરૂપ છે. એક એક વચનામૃતના વિશેષ વ્યાખ્યાનમાટે ન્હાના મ્હોટા નિબંધો લખી શકાય એવી મહત્તાવાળાં ૫૦૪ વચનામૃતોનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ સંગ્રહ પ્રત્યેક મનુષ્યે નિત્યપાઠ કરવા યોગ્ય છે.

---

**હૃદયમન્થન**—લેખક કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા–સુરત. દેશના વર્તમાન વાતાવરણમાં વિશેષ પ્રકાશમાં આવેલા વિષયો તેમજ નીતિ વગેરે સામાન્ય વિષયોપર પણ તેના નામ પ્રમાણે ઉંઘતા હૃદયને જાગ્રત કરી દે એવી કવિતાઓને લીધે આ પુસ્તક ગુર્જર કાવ્ય પંક્તિમાં સારા સ્થાનપર આવે એવું છે અને સ્વ. ભાઇ રણછોડરામ દાદાભાઇ મહેતા બી. એ. જેમણે ગુર્જર સાહિત્યની સેવા બજાવવામાં સારો હિસ્સો આપ્યો છે તેમને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે તે પણ યોગ્યજ છે.

---

**લુહાણાબંધુ**—નવ વર્ષથી ચાલુ આ જાતીય માસિક પત્ર જ્ઞાતિ સુધારણાનાં તેમજ સામાન્ય સદ્વિચારના વિષયોથી અલંકૃત થઇ સમાજ સેવામાં પ્રવૃત્તિ કરી રહ્યું છે. અમો એના યત્નની ચાલુ સફળતા ચાહીએ છીએ.

# મનોવૃત્તિ.

અનુવાદક—શ્રીયુત વિદ્યાર્થી ભીમાશંકર શર્મા-પોરબંદર.

वन्धाय विषयासङ्गि मुक्त्यै निर्विषयं मनः । मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो ॥

મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ કેવળ તેમનું મનજ છે મનને યદિ અનુકૂળ માર્ગમા લઇ જવામા આવે તો તે મુક્ત અને પ્રતિકૂળ પથમાં લઇ જવામા આવે તો બદ્ધ થાય છે. મનની આ વિચિત્ર વૃત્તિને જોઇને એમ કહી શકાય છે કે આ અનાદિ તથા અનન્ત વિરાટરાજ્યનું કારણ મન જ છે મનને જે વૃત્તિઓની સહાયતા વડે એની પ્રબળ શક્તિઓ પ્રાપ્ત થઇ છે, તે વૃત્તિઓ પણ ગણત્રીમા અવશ્યમેવ અસખ્ય હોવી જોઇએ મનોવૃત્તિઓ અનન્ત હોવા છતા પણ તેમના સ્થાન તથા ગુણોના પરિણામનો વિચાર કરીને પ્રધાન પ્રધાન વૃત્તિઓનુ જ્ઞાન પ્રત્યેક ધર્માનુરાગી મુમુક્ષુએ મેળવવુ આવશ્યક છે, કારણ કે તે વૃત્તિઓના વિચારવડે મનુષ્ય પોતાના અન્તઃકરણની ઉન્નતિ કરી શકે છે એ અસખ્ય મનોવૃત્તિઓમાથી મુખ્ય મુખ્ય મનોવૃત્તિઓના સારાસારનો વિચાર પ્રસ્તુત લેખમાં કરવામા આવશે

સાધારણ રીતે મનુષ્યના અંતઃકરણમા ત્રણ પ્રકારની વૃત્તિઓ ઉદ્દભવતી જોવામા આવે છે અને તે આ પ્રમાણે — (૧) મૂઢ, (૨) ક્ષિપ્ત, (૩) વિક્ષિપ્ત હવે આપણે એ ત્રણે વૃત્તિઓનો કિંચિત્ વિસ્તારથી વિચાર કરીએ અન્તઃકરણની પ્રથમ વૃત્તિને 'મૂઢ' વૃત્તિ કહેવામા આવે છે આ વૃત્તિ તમોગુણની છે, એટલે કે જ્યારે મન સત્ અસત્ના વિચારથી હીન થઇને નિદ્રા, આલસ્ય, વિસ્મૃતિ આદિને વશીભૂત થઇને નિરંકુશ માતંગ કિંવા લગામવિનાના અશ્વની પેઠે ઉન્મત્ત થઇને કાંઇનુ કાંઇ કરવા લાગી જાય છે ત્યારે તે સમયની તેની વૃત્તિનું નામ મૂઢ વૃત્તિ છે એ સમયમાં મન સ્વાભાવિક રીતેજ અતિશય ચચલ થઇ જાય છે બીજા પ્રકારની વૃત્તિનું નામ 'ક્ષિપ્ત' છે આ વૃત્તિ રજોગુણની છે, એટલે કે જ્યારે મન અમુક કાર્યમા નિમગ્ન થઇને બુદ્ધિની સહાયતાથી વિચારપૂર્વક પોતાના લક્ષ્યનુ સાધન કરે છે, ત્યારે તે સમયની તેની વૃત્તિનું નામ ક્ષિપ્તવૃત્તિ છે એ વેળાએ તેની સ્થિતિ અંકુશવાળા હાથીના જેવી કિંવા લગામવાળા ઘોડાના જેવી હોય છે અને તે જે કાંઇ કરે છે તે બહુ વિચારપૂર્વક કરે છે. અન્તઃકરણની તૃતીય વૃત્તિને 'વિક્ષિપ્ત' વૃત્તિના નામથી ઓળખવામાં આવે છે આ વૃત્તિ સત્વગુણ-

ત્યાંથી ઉત્પન્ન થાય છે; એટલે કે જ્યારે મન સુખ તથા દુઃખના વિચાર અને તમોગુણની આલસ્યાદિક વૃત્તિઓ તેમજ રજોગુણની વૃત્તિઓથી રહિત થઇને સત્ત્વ ગુણની વૃત્તિઓને આધીન થાય છે ત્યારે તે સમયની તેની વૃત્તિનું નામ વિક્ષિપ્ત વૃત્તિ છે. આ વૃત્તિ સાંસારિક પ્રવૃત્તિઓમાં નિમગ્ન રહેનાર મનુષ્યોમાં કવચિત્ જોવામાં આવે છે અને તે અતિ અલ્પ સમય સુધી સ્થિર રહે છે. આ ત્રણે વૃત્તિઓ સર્વ મનુષ્યોમાં ગુણના ભેદને લીધે સાધારણ રીતે જોવામાં આવે છે અને મનુષ્યોના ગુણો અનુસાર તેમનું પ્રમાણ ન્યૂનાધિક હોય છે. આ ત્રણ વૃત્તિઓ સર્વ મનુષ્યોમાં સ્વભાવિક રીતે જ હોય છે પરંતુ જ્યારે મનુષ્યના ચિત્તમાં કોઇ પણ પ્રકારની [ આ ત્રણમાંની ] વૃત્તિ ન ઉદ્ભવે ત્યારે એ અવસ્થાને ચિત્તની નિરૂદ્ધાવસ્થા કહેવામાં આવે છે; અને એજ યોગનું લક્ષ્ય છે. આ નિરૂદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવામાટે શાસ્ત્રોમાં જે ઉપાયો બતાવવામાં આવ્યા છે તે ઉપાયોમાંનો એક ઉપાય એકાગ્ર વૃત્તિ પ્રાપ્ત કરવાનો છે. આ વૃત્તિ ચિત્તની સ્વાભાવિક વૃત્તિઓ કરતાં સર્વથા ભિન્ન પ્રકારની વૃત્તિ છે અને કોઇ સદ્ગુરૂના ઉપદેશ અનુસાર આચરણ કરવાથીજ આની સાધના કરી શકાય છે. જ્યારે ચિત્તમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણ પદાર્થો સિવાય ચોથો પદાર્થ કાંઇ પણ નથી રહેતો, ત્યારે ધ્યાનની સહાયતાથી ધ્યેય પદાર્થમાંજ ધ્યાતાનું લક્ષ્ય સ્થિર થવાથી આ વૃત્તિ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ક્ષિપ્ત, વિક્ષિપ્ત અને મૂઢ એ ત્રણ સાધારણ વૃત્તિઓ અને એકાગ્ર તથા નિરૂદ્ધ એ બે અસાધારણ વૃત્તિઓ મળીને અંતઃકરણની પાંચ વૃત્તિઓ થાય છે. પરંતુ પ્રથમની ત્રણ વૃત્તિઓ તો પ્રત્યેક મનુષ્યમાં કોઇ પણ પ્રકારના વિશેષ પરિશ્રમ વિનાજ વારંવાર ઉદ્ભવતી જોવામાં આવે છે; જ્યારે છેલ્લી બે વૃત્તિઓ સદ્ગુરૂના સદ્ઉપદેશની સહાયતાથી વિરલ મુમુક્ષુ સાધકોનેજ પ્રાપ્ત થાય છે, એ ભૂલી જવાનું નથી. એકાગ્ર વૃત્તિ સાધન અવસ્થાની છે અને નિરૂદ્ધવૃત્તિ સિદ્ધ અવસ્થાની છે; આજ નિરૂદ્ધ વૃત્તિની અવસ્થામાં સાધકને સમાધિની પ્રાપ્તિ થાય છે.

સૂક્ષ્મદર્શી યોગીજનોએ જ્ઞાનિઓના વિચારથી વૃત્તિઓના પાંચ વિભાગ પાડ્યા છે. તેમનાં નામ આ પ્રમાણે છે; પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, અને સ્મૃતિ. પ્રથમ એટલે પ્રમાણ વૃત્તિને મહર્ષિ પતંજલિએ પુનઃ ત્રણ વિભાગમાં વિભક્ત કરી છે. પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ અને આગમ પ્રમાણ. જ્યારે જ્ઞાનેન્દ્રિયોની સાથે કોઇ વસ્તુનો પ્રત્યક્ષ સંબંધ થાય અને જ્ઞાનેન્દ્રિયો એ વસ્તુનો સાક્ષાત્ અનુભવ કરે, ત્યારે તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે ચક્ષુઓ સમક્ષ દૃષ્ટિગોચર થતો દીપકનો પ્રકાશ. જે વસ્તુનુ પ્રથમ જ્ઞાન થયેલું હોય અને તેનાં લક્ષણો પણ જાણવામાં આવ્યાં હોય, પણ બીજી વાર કેવળ તેનાં લક્ષણોજ જોવામાં આવે તો તે પરથી તે વસ્તુનું અ-

ઉદ્ભવથી અંતઃકરણને દુઃખ થાયછે તે પાપજનક વૃત્તિઓ 'ક્લિષ્ટ' વૃત્તિઓ કહેવાય છે જેવી કે હિંસા, દ્વેષ, ક્રોધ ઇત્યાદિ જે વૃત્તિઓના ઉદ્ભવથી અંતઃકરણને સુખ પ્રાપ્ત થાયછે તે પુણ્યજનક વૃત્તિઓનું નામ 'અક્લિષ્ટ' વૃત્તિઓ છે જેવી કે વૈરાગ્ય દયા, સરલતા ઇત્યાદિ પરંતુ એ ઉભય પ્રકારની વૃત્તિઓની વ્યવસ્થા એવી છે કે જ્યારે ક્લિષ્ટ વૃત્તિઓ ઉદ્ભવે છે ત્યારે અક્લિષ્ટ વૃત્તિઓ દબાઇ જાયછે, અને જ્યારે અક્લિષ્ટ વૃત્તિઓ ઉદ્ભવે છે ત્યારે ક્લિષ્ટ વૃત્તિઓ દબાઇ જાયછે એટલા માટેજ જે મનુષ્યોના અંતઃકરણોમાં ક્લિષ્ટ વૃત્તિઓ વિશેષ સંખ્યામાં ઉદ્ભવે છે, તે મનુષ્યો પાપી કહેવાય છે પરંતુ જ્યારે મુક્તિના પંથમાં વિચરણ કરવું પડે ત્યારે ક્લિષ્ટ વૃત્તિઓને તો દબાવવીજ પડશે કિન્તુ અક્લિષ્ટ વૃત્તિઓને પણ પર વૈરાગ્યની સહાયતાથી દબાવવી પડશે, કારણ કે મોક્ષના માર્ગમાં તો એ સર્વ વૃત્તિઓનો લય થવો જોઇએ ક્લિષ્ટરૂપી તામસ વૃત્તિઓના અવલમ્બનથી જીવોની અધો ગતિ થાયછે અને અક્લિષ્ટરૂપી સાત્વિક વૃત્તિઓના અવલમ્બનથી જીવોની ક્રમોન્નતિ અર્થાત્ ઉર્ધ્વ ગતિ થાયછે એ ઉભય પ્રકારની વૃત્તિઓનું ગીતા શાસ્ત્રમાં આસુરી સમ્પત્તિ અને દૈવી સમ્પત્તિના નામથી શ્રીભગવાને વર્ણન કર્યું છે ક્લિષ્ટ વૃત્તિઓ પાપપૂર્ણ છે અને અક્લિષ્ટ વૃત્તિઓ સાક્ષાત્ પુણ્યફળને આપનારી છે એજ બે વૃત્તિઓના ભેદથી કદાચાર, સદાચાર, પાપ પુણ્ય અને ધર્મ અધર્મ આદિનો શાસ્ત્રોમાં વિચાર કરવામાં આવ્યો છે પુણ્યાત્મા જનો, સાધુ તથા ધર્મપ્રેમી મનુષ્યો અત્યંત પરિશ્રમપૂર્વક પાપજનક ક્લિષ્ટ વૃત્તિઓને પુણ્યજનક અક્લિષ્ટ વૃત્તિઓથી નિરંતર દબાવ્યા કરેછે અને ધીમે ધીમે એવો અભ્યાસ પડી જતાં તેઓ એવા પુણ્યાત્મા બની જાયછે કે તેમનાં અંતઃકરણોમાંથી બહુધા પાપજનક ક્લિષ્ટવૃત્તિઓનું મૂલોચ્છેદન થઇ જાયછે કિંબહુના એમ પ્રકારે તેમનો અભાવજ થઇ જાયછે વૃત્તિઓના સાધનનું રહસ્ય આ જ છે અને એટલામાટેજ આર્ય ધર્મવિત્પુરૂષોનું કથન છે કે મનુષ્યના બંધ તથા મોક્ષનું કારણ કેવળ તેનું મનજ છે*

* શ્રી ભારતધર્મ મહામંડળની મુખપત્રિકા 'નિગમાગમ ચન્દ્રિકા' ના ઓગસ્ટ ૧૯૧૯ ના અંકમાં આવેલ એક લેખનો કિંચિત્ પરિવર્તનસાથે અનુવાદ

# વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા.



લેખક—શ્રીયુત પંડિત શિવશંકર શર્મા વૈદ્યરાજ–જામનગર.

शिलङ्किमनलं भवेदनलमौदरं बाधितुं पयः प्रसृतिपूरकङ्किमु न धारकं सारसम् ।
अयत्नमलमल्लकं पथि पटच्चरङ्कच्चरं भजन्ति विबुधा मुधा अहह कुक्षितः कुक्षितः ॥



આ જગતમાં આનન્દ લેવામાટે ખાવું પીવું વિગેરે ઉપભોગના વિષયો વિદ્યમાન છે. અને તેનાથી દરેકને સુખ મળે છે. તો માણસોએ ખાવું, પીવું, ફરવું વિગેરે આનન્દ લેવો છોડી વૈરાગ્યની ઇચ્છા શામાટે કરવી જોઇએ? કારણ કે વૈરાગ્ય લીધા પછી ટાઢ તડકો વરસાદ તે બધા સહન કરવાં પડેછે કયારેક ભોજન મળેછે, કયારેક ઉપવાસ કરવો પડેછે તેથી આવા કષ્ટસાધ્ય વૈરાગ્યની શું જરૂર છે? આ વિચારમાં નીચે મુજબ કોઇક નીતિકારનું પણ કથન છે કે–વિષયોનું સેવન કરવાથી રોગનો ભય રહેછે, કોઇ દુરાચરણ કરવાથી કુલભ્રષ્ટ થઇ જવાનો ભય રહેછે, ધન દોલત હોયનો રાજા લઇ લેશે એવો ભય રહેછે, માન જાળવી બેસી રહેવાથી કંગાલપણાનો ભય રહેછે, બલ હોયતો શત્રુ જોર કરી લડવાની તૈયારી કરેછે, સુન્દર મનોહર રૂપ હોય તો સ્ત્રીઓનો ભય રહેછે. કારણ કે સુન્દર રૂપવાન પુરૂષમાં સ્ત્રીઓ વિશેષ આસક્ત થાયછે, તેથી પરિણામે દુઃખ થાયછે, માટે વિશેષ રૂપમાં પણ ભય રહેછે. શાસ્ત્ર ભણવામાં પણ વાદ થવાનો ભય લાગેછે. સારા ગુણ હોય તો ખલ–દુષ્ટઓનો ભય રહેછે, એટલે સદ્ગુણી પુરૂષને ખલ–દુષ્ટપુરૂષો દુઃખ દઇ પજવે છે. શરીરમાં પણ કાળ આવતાં નાશ થઇ જશે એવો ભય રહેછે. આવી રીતે મનુષ્યને દરેક વસ્તુ ભયવાળી છે. પરન્તુ એક વૈરાગ્યજ કેવળ ભયવિનાનું સ્થળ છે તેથી બધા કરતાં વૈરાગ્ય ઇચ્છવા જેવું છે. અને તે બાબત સાબીત કરવામાટે વેદાન્તાચાર્યે વૈરાગ્યપંચક નામના ગ્રંથમાં પોતાનો આશય બતાવ્યો છે. જોકે વૈરાગ્ય લીધાપછી પણ અન્નની જરૂર છે, પાણી પીવાની જરૂર છે, વસ્ત્ર પહેરવાની પણ જરૂર છે, ટુંકમાં વૈરાગ્યમાં પણ અન્ન વસ્ત્ર જલ વિના ચાલતું નથી અને તે અન્ન જલ વિગેરે પ્રયત્ન કર્યા વિના મળતું નથી, કારણ કે સિંહ સૂતો હોય તો તેના મોઢામાં તેના ભોજનરૂપ મૃગલાં આવી જતાં નથી અર્થાત્ પ્રયત્નથી સિંહ પોતે શિકાર કરે તો તેની ક્ષુધા શાન્ત થાય છે. આથી અન્ન જલ વસ્ત્ર મેળવવામાટે ઉદ્યોગની જરૂર છે. અને તે કેવી રીતે મેળવવું તે માટે વેદાન્તાચાર્ય વૈરાગ્યપંચકના પહેલા શ્લોકમાં નીચે મુજબ પ્રતિપાદન કરે છે

વૈરાગ્યવાન્ પુરૂષને અન્ન જલ વસ્ત્ર કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવાની જરૂર નથી. કારણ કે વૈરાગ્યવાન્ પુરૂષને પોતાના ઉદરના જઠરાગ્નિને શાન્ત કરવા શું ખેતરોમાં ધાન્ય નથી? અર્થાત્ ખેતરોમાં વેરાયલું ધાન્ય પડ્યું છે. એટલે ખેડુતોએ ખેતરમાંથી પોતાના દાણા લઇ લીધા પછી જે કોઇ દાણા વેરાઇ ગયા હોયછે તે દાણા વીણી વૈરાગ્યવાળાએ પોતાની ક્ષુધા શાન્ત

કરવાની છે. તૃષાશાન્તિમાટે નદી કુવા અગર તળાવોમાંથી બે ત્રણ જલની અંજલી પીવાથી શું તૃષા મટતી નથી? અર્થાત્ શાન્ત થાયછે. વસ્ત્ર પહેરવામાટે રસ્તામાં પડી ગયેલાં જૂનાં અને મેલાં વસ્ત્રના કટકા ઘણા મળે છે, તેનાથી શું શરીર ઢાંકી શકાતું નથી! અર્થાત્ ફાટેલા જૂના વસ્ત્રના કકડાથી પણ શરીર ઢંકાય છે. આવી રીતે દરેક અન્ન જલ વસ્ત્રનાં સાધનો જગતમાં વિના યત્ને મળી શકે તેમ છે. તો પણ વિદ્વાન્ પુરૂષો અન્ન વસ્ત્રાદિ માટે અભિમાની ધનિક પુરૂષોને ખાલી-ફોગટ ભજે છે. અર્થાત્ વૈરાગ્યવાન્ પુરૂષોએ કોઇ લક્ષ્મીમદાન્ધ પુરૂષોની તાબેદારી કરવી ઘટતી નથી. તેમજ આ વિષયનું પ્રતિપાદન શ્રીમદ્ ભાગવતમાં દ્વિતીય સ્કંધમાં શુકદેવજીએ સ્પષ્ટ રીતે કરેલું છે કે વિદ્વાન્ પુરૂષોએ અન્નવસ્ત્રાદિમાટે મનના મદવાળા પુરૂષોની સેવા શામાટે કરવી જોઇએ! તેમને વસ્ત્રોની જરૂર હોય તો શું રસ્તામાં જૂના લુગડાના કકડા નથી? અર્થાત્ ઘણા છે. અન્નની જરૂર હોય તો જંગલોમાં વૃક્ષોનાં સારાં મીઠાં ફળ મળી શકતાં નથી! અર્થાત્ મળી શકે છે જલ પીવામાટે પારકાનું પોષણ કરનારી નદીઓ શું સુકાઇ ગઇ છે! રહેવા માટે ગુફાઓ શું કોઇએ રોકી રાખી છે! અર્થાત્ રહેવા માટે ગુફાઓ છે. તેમ છતાં પણ જો મન સ્થિર ન રહે અને અન્ન જલની ફિકર રહે તો સાક્ષાત્ જગન્નિયન્તા ભગવાન્ પોતાના શરણે આવેલા પોતાના ભક્તોનું રક્ષણ શું કરતા નથી! શરણાગત મનુષ્યોનું રક્ષણ ભગવાન્ પોતેજ કરે છે તો પછી વૈરાગ્યવાળા મનુષ્યને ભગવદ્ભજનસિવાય અન્યનું સેવન કરવાની જરૂર નથી.

આવી રીતે ઉપર્યુક્ત મુજબ રસ્તામાં પડેલાં લુગડાં, વૃક્ષોનાં ફળ, નદીનું જળ વિગેરે કદાપી ન મળી શકે તો પણ ધનવાળા અભિમાની પુરૂષોનો આશ્રય કરવો કોઇ પણ રીતે ઠીક નથી. કારણ કે ધનિક પુરૂષોની તાબેદારી ભોગવ્યાપછી પણ અન્ન વસ્ત્રાદિક કયારેક મળે છે. અને કયારેક તે વિના તદ્દન નિરાશ થવું પડે છે. તેથી દરેક સ્થળે દરેક રીતે શ્રીકૃષ્ણ ભગવાનના નીચે બતાવ્યા ઉપદેશ મુજબ વર્તવું ઠીક છે.

હે અર્જુન! બીજા દેવની ઉપાસનાકરતાં મારૂં ચિન્તન કરતા જે મનુષ્યો મારી ઉપાસના કરે છે તેવા નિત્યસેવાપરાયણ મારા ભક્તોનું યોગક્ષેમ હું કરૂંછું એટલે મારા ભક્તોનું પોષણ હુંજ કરૂંછું. તેમજ ભાગવતમાં શિલોઞ્છવૃત્તિ ( ખેતરમા વેરાયલા ધાન્યને વીણી નિર્વાહ કરવો તે ) થીજ બ્રાહ્મણોએ પોતાનું જીવન ચલાવવું જોઇએ, તેવી રીતે પ્રદર્શિત કર્યું છે. તેમજ બ્રાહ્મણ દેવોએ ઋત ( ખેતરમાથી ધાન્યને વીણવું ) અને અમૃત [ કોઇ પાસે યાચના કર્યા વિના વર્તવું ] એ બન્નેથી પોતાની આજીવિકા ચલાવવી કહેલી છે. આવી રીતે સર્વપૂજ્ય બ્રાહ્મણોએ કોઇ પણ સ્થળે કોઇની પાસે યાચના અને સેવા કર્યા વિના આત્મનિષ્ઠપણે વર્તવુ ઉચિત છે. વળી એક શંકા થવા સંભવ રહેછે જે શિલોઞ્છવૃત્તિથી ક્ષુધાની શાન્તિ કરવી, બે ત્રણ જલની અંજલિથી તૃષાને શાન્ત કરવી, જૂનાં મેલા કપડાંથી શરીર ઢાંકવું અગર ગુફામા રહેવુ વિગેરે બહુ કષ્ટ ઉપજાવનાર આચરણ શા માટે આચરવું જોઇએ! તે ઠેકાણે અમો " ઉષ્ટ્રકણ્ટક ભક્ષણ " ન્યાયથી સમાધાન કરીયે છિએ જે ઉંટીયું જનાવર પોતાની ક્ષુધા શાન્ત કરવા માટે કયારેક શમી [ ખીજડીનુ વૃક્ષ ] ના ઝાડને ખાવા જાય સા તે સાટીયાને ખીજડીના ઝાડના કાંટા વાગવાથી વ્યથા થાયછે પણ ખીજડીનાં પાંદડાં અને ડાળીયો ખવાથી

તેને સુખ પણ થાયછે. જો કે કોઇ ઇચ્છિત વસ્તુ મેળવતાં માણસોને કષ્ટ વેઠવું પડે છે પણ અપેક્ષિત વસ્તુનો જ્યારે લાભ થાયછે. ત્યારે મેળવતાં વેઠેલું કષ્ટ નિર્મૂલ થઇ જાય છે. તેવી રીતે ઉપર મુજબ અન્ન જલાદિ માટે શિલોન્છ વિગેરે વૃત્તિથી કષ્ટ થાયછે, પરન્તુ અભિલષિત નિર્લેપ નિરતિશય બ્રહ્માનન્દનું સુખ જ્યારે મળેછે ત્યારે દરેક અવસ્થામાં વેઠેલું જે કાંઇ દુઃખ તે ગણાતુ નથી.

---

## કાયાની માયા ખોટી છે.



મંદાક્રાંતા.

જે કાયાની જતન અતિશે વ્હાલી માએ કરેલી,  
જે કાયાને લલિત વસને વ્હાલી માએ વીંટેલી;  
જે કાયાની જતન કરની શુષ્ક શય્યા રચીને,  
તે કાયાને દહન કરશે કાષ્ટ ચિત્તા રચીને. ૧

જે કાયાને સબળ કરવા ધાતુભસ્મો જમાડી,  
જે કાયાને સબળ કરવા ખાંડ ખીરો ખવાડી,  
જે કાયાને અગદ કરતાં પુષ્ટ થાવા ફરીને,  
તે કાયાને દહન કરશે કાષ્ટ ચિત્તા રચીને. ૨

જે કાયાને તપન શીતથી સાંચવી સુખમાટે,  
જે કાયાને સુમન સંગથી શોભવી ગંધમાટે;  
જે કાયાની જતન કરીએ પુષ્પ શય્યા રચીને,  
તે કાયાને દહન કરશે કાષ્ટ ચિત્તા રચીને. ૩

જે કાયાને અભિનવ થવા સેંટ તેલે સુહાવી,  
જે કાયાને અભિનવ થવા કાંચનેથી મઢાવી;  
જે કાયાને મનહર કરી ટાપટીપે કરીને,  
તે કાયાને દહન કરશે કાષ્ટ ચિત્તા રચીને. ૪

વેણીશંકર કાનજી દવે.

# ચિત્તવૃત્તિવિજ્ઞાન શાસ્ત્ર.

અનુવાદક—શ્રીયુત "અભ્યાસી."



## પ્રકરણ ચોથું.

### ચિત્તવૃત્તિની વ્યાખ્યા અને મુખ્ય મુખ્ય ચિત્તવૃત્તિઓ કઈ તથા તેનાં આવશ્યક તત્વો કયાં?

(અનુસંધાન પૃષ્ઠ ૯૦ થી)

આપણે આગળ કહી ગયા કે આકર્ષણ, અનાકર્ષણ, સ્વીકાર, પ્રતિકાર, પ્રીતિ, અપ્રીતિ, રાગદ્વેષ, પોતેજ મૂળ પ્રાથમિક પાયારૂપી વાસના ચિત્તવૃત્તિઓ છે આમા વસ્તુત શું શું વિગત સમાએલી છે તેનુ સંક્ષિપ્ત નિરીક્ષણ થવુ ઉપયોગી છે, અને તે નિરીક્ષણ કરતા આગલા પ્રકરણમા ચિત્તવૃત્તિની જે રૂપરેખા દોરવાઇ છે, તેમાં આવશ્યક મહત્તાવાળો વધારો પણ સૂચવાશે

આકર્ષણ, પ્રીતિ, અને રાગ શબ્દજ સ્વતઃ સૂચન કરેછે કે—

૧ અન્ય વ્યક્તિ કે પદાર્થ સાથે સહવાસમાં આવવાથી એક અનુભવસિદ્ધ સુખ પરિણામે છે, જોકે તે બેમાં પ્રથમ શું અને પછીશુ, એટલે કે, પહેલી વાસના કે પહેલું સુખ–તે સામાન્ય પ્રશ્નનો નિર્ણય, આ સ્થળે કરવો અશક્ય છે, તો પણ આપણા હાલના હેતુ પુરતુ એટલુ તો માની લેવામાટે સબળ કારણ છે કે મનુષ્યના એકજ જન્મ પામેલા બાળકનો પ્રથમજ અનુભવ એ છે કે તેના જીવનને ટકાવી રાખે તેવા કાંઇક પોષણની અપેક્ષા, કાંઇક ન વર્ણવી શકાય તેવી લાલસા તેવી ખ્વાએશ, ભલે સાધારણ અને આછા રૂપમાં પણ, દેખાઇ આવેછે. માતાનુ દુધ આ લાલસા કે ખ્વાએશ પુરી પાડેછે, અને તે ચોક્કસ સાક્ષાત્ સુખપ્રાપ્તિના ક્ષણથીજ એક અનિશ્ચિત, અરૂપ', અપેક્ષા બદલાઇને સ્પષ્ટ વાસના બંધાય છે અને તેને આપણે દુધ માટેની તેની ચાહના કે સ્તનપાન માટેની તેની (બાળકની) પ્રીતિ વગેરે કહીએ છીએ એ પ્રમાણે. વસ્તુસ્થિતિ છે તો પછી સામાન્યતઃ એમ કહેવુ કે "આકર્ષણ" શબ્દમાં પૂર્વે અનુભવાએલા સુખનો સમાવેશ થઇ જાયછે તો તેમા કાંઇ ખોટુ નથી.

૨ વળી તેમાં ગત કાળમાં અનેક આનંદનું સ્મરણ પણ ગર્ભિત રીતે સમાએલું છે તેમજ—

૩ ભવિષ્યમાં તેવા સંયોગો પ્રાપ્ત થયે એજ પ્રકારના આસ્વાદનની આશા પણ સમાએલી છે. ઉપરાંત—

૪ [અ] એ પદાર્થસાથે પુનઃ સંબંધમાં આવવા–પુનઃ જોડાવા, પુનઃ સહવાસમા રહેવા, માટેની વાસના ઉદ્ભવે છે. પરંતુ તે [પદાર્થસબંધે] સહવાસ.

[બ] કે સંબંધ જો કે સંભવિત છે ખરો પણ તેનુ સંપૂર્ણ રીતે સંઘટન થવું એટલે એક બીજા સાથે ઓતપ્રોત થઇ જોડાઇ જવું કેવળ અસંભવિત છે, જ્યા તેવું સંઘટન કે એકતાતા. [જો કે દૃષ્ટાન્તમા પણ તે સંઘટન કે એકમતા માત્ર સાથે લખી છે,] સંભવિત છે; જેમકે પોષણ કરનાર અને પોષણ કરતી ચીજ [ખોરાક] વચ્ચેનો સંબંધ, ત્યાં વાસના–કેવળ વાસના જ રહેછે. એટલે કે તે વૃદ્ધિ પામી યથાર્થ ચિત્તવૃત્તિની સ્થિતિએ પહોંચતી નથી. આ સ્થિતિ વસ્તુત તો એક જીવની બીજા જીવ પ્રતિની છે; આ બન્ને જીવો વચ્ચે સંપૂર્ણ વાસ્તવ સયોગ [એકત્ર થવુ તે] અશક્ય છતા, એક બીજા પાસે જવાનો, નિકટ થવાનો, સંબંધ શક્ય છે; એટલુજ નહિ પણ આ સસાર ક્રમમા નિત્ય તેવુ બને જાયછે. મતલબ ચિત્તવૃત્તિ તે એક વાસના, અને [વધના] એક જીવની બીજા જીવ પ્રતિ જોડાવાની સહજ જ્ઞાનશક્તિ જે તેમાં રહેલી છે, તે દર્શક છે.

હવે પોષક અને પોષણ વચ્ચે દેખાતા સંપૂર્ણ સયોગ [જોડાણ] માં ખરૂં સત્ય શું છે, કિંવા જીવિત અને નિર્જીવ વચ્ચે ખરેખરો ભેદ છે કે નહિ; તથા જીવો વ્યક્તિઓ, અમુક ઉપાધિઓ, કે શરીરો યાને અનાત્મસમૂહ ધારણ કરવા છતાં, એક બીજા તરફ શીરીતે પ્રીતિ કે અપ્રીતિનાં પાત્રો બને છે; તેમજ પ્રત્યેક જીવ–સ્ફુલિંગ તેનાં બંધારણ અને અસ્તિત્વમાંજ આકર્ષણ અને અનાકર્ષણ શક્તિઓ, શામાટે અને કેવી રીતે લઇ આવેછે; અને આ શક્તિઓનાં કારણને લઇને કેવળ સયોગ કે કેવળ વિયોગ, એક બીજાને કેમ અને શીરીતે થવો અશક્ય બની જાયછે; ઇત્યાદિ પ્રશ્નો તો જીવાત્માના આન્વીક્ષિકીશાસ્ત્રને લગતા છે.

પણ એ દૃષ્ટિએ તો જે ઉપર વર્ણવી ગયા તે બધા સંજોગો ચિત્તવૃત્તિમા સમાયેલ છે; અને તે પણ આન્વીક્ષિકીશાસ્ત્રઉપરજ આધાર રાખનાર છે; એટલે તેની સંપૂર્ણ વિગત સમજવી હોયતો તે વિષય [Metaphysics] નો પૂરેપૂરો અભ્યાસ થવો જોઇશેજ. વેદાન્તશાસ્ત્રમાં, અને અધ્યાત્મવિદ્યા કે રાજવિદ્યા [Theosophical Litereture] ના સાહિત્યમાં શરીરો, કેશો, કે ઉપાધિઓ આદિ શબ્દો કે જે દ્વારા વ્યક્તિત્વ અહંકાર ક્રમે ક્રમે વિનાશ પામે છે, તે, શીરીતે બને

છે, તેની માહેતી પણ એજ આન્વીક્ષિકીશાસ્ત્ર આપે છે. મતલબ આ ચિત્તવૃત્તિ વિજ્ઞાનશાસ્ત્રનું પણ, જો સંપૂર્ણ જ્ઞાન, તર્પસિલ સાથે, પ્રાપ્ત કરવાની કોઇની ઇચ્છા હોય, તો, તેણે તે આન્વીક્ષિકીશાસ્ત્ર [Science of Metaphysics] નો બહુજ સારી રીતે અભ્યાસ કરવો આવશ્યક છે, એટલુંજ કહેવાનું અત્રે તાત્પર્ય છે.

મૂળ વિષયઉપર હવે પાછા ફરીશું. કલ્પનામાં ખડું કરેલું આશાજનક સુખ વાસના સાથે ઓત પ્રોત થઇ જઇ એક ચોક્કસ પ્રકારની માનસિક દશા રચે છે, અને તે ચિત્તવાસના કરતાં ચિત્તસંવેદનરૂપ બની જાય છે. આમાં જે ખાસ તત્ત્વ, લક્ષ કે ધ્યાનની સાથે સચોટ થઇ બેસેછે તે વાસના અંશ કરતાં સુખદ અંશથી વધારે ભરેલ હોયછે. અત્રે એ પણ દર્શાવવું ઉચિત છે કે કલ્પના અને આશા બન્ને એકજ માનસિક પ્રક્રિયાનાં ભિન્ન ભિન્ન રૂપો છતા તે બન્ને રૂપોમા સહજ ભેદ પણ રહ્યો છે.

સંવેદનો જાતે તો, અગાઉ કહેવાઇ ગયુ છે. તેમ, કેવળ આત્મભાન, આત્મઉપલબ્ધિ, આત્મસાક્ષાત્કાર, કે આત્મસંવિત્તના પૃથક્ પૃથક્ સંયોગોમાં સવિશેષ અંશો કે અણુઓજ છે.

બીજી દૃષ્ટિએ જોતાં ચિત્તવૃત્તિ (શબ્દ) નો પ્રથમ જેણે ઉપયોગ કર્યો તે પુરાતના માનસિક ચિત્રમાં તો વાસના કે વૃત્તિ અંશ , અને તેની સાથે તેને સહાય અનુસરતી જે કાંઇ ચેષ્ટા કે ગતિ અંશની આકૃતિ ખડી થય તે આકૃતિ દર્શક અર્થજ વહન કરનારી બાબત હોય એમ લાગેછે. 'ઇમોશન' [Emotion] શબ્દ ધાતુ રૂપે ['E' outg 8 'mores' to more] નિહાળતાં પણ, એક પદાર્થ તરફ કિંવા તેથી દૂર, ગતિ કે ચલન,કરતી ક્રિયા બતાવનાર એક શબ્દ છે. સંસ્કૃત ભાષાનો શબ્દ 'ભાવ' જે અર્થબોધ કરેછે તેજ અર્થ આ 'ઇમોશન' [Emotion] શબ્દ બોધ કરાવેછે; એટલે કે તેમાં થવું, ઉદ્ભવવું બલ્કે એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં ગતિ કરતાં, અમુક મધ્યમ સ્થિતિ પ્રાપ્ત કરવા વાળું થવું, એવી કાંઇક સંજ્ઞા વાચક એ શબ્દ જણાયછે,· હવે આ ચિત્તવૃત્તિનાં બે સાવ સાદાં રૂપો–[એટલે કે વાસના, અને તેની ધીજન્ય ઓળખ, કેવળ સંવેદનાજ નહિ] અર્થાત્ એક પદાર્થ પ્રતિ થતી ગતિ આકર્ષણ, ચાહના, રાગમાંથી ભિન્નતા પામી વિશેષે કરી એક મનુષ્ય અને બીજા મનુષ્ય વચ્ચે, વધારે વિષમરૂપોમા, શીરીતે વિકાસ પામેછે તે તપાસીએ.

૧ એક વ્યક્તિ બીજી વ્યક્તિપ્રતિ જે આકર્ષણ ધરાવેછે. તે, તથા તજ્જન્ય સમાન ભાવનાનું જ્ઞાન રળી એ બન્ને વચ્ચે જે સરખાપણાનો ભાવ ઉદ્ભવે છે. તેનુંજ નામ પ્રેમ કે પ્રીતિ છે

૨ આકર્ષણ કરનાર વ્યક્તિ પ્રતિ જે વડીલતાનો કે વરિષ્ટતાનો ભાવ ઉત્પન્ન થય

તો તે આકર્ષણ તથા ભાવ મળી બન્નેનું નામ 'સન્માન' કે 'પૂજ્યભાવ' છે.

૩ જેના પ્રતિ આકર્ષણ થાય તેના ઉપર કૃપા કે દયાભાવ રાખવામાં આવે તે ભાવ સહિતનું નામ અનુકમ્પા કે ઔદાર્ય છે

ઉપર વર્ણવી ગયા તે પ્રમાણે એક જીવ અને બીજા જીવ વચ્ચે, સમાનતા, વરિષ્ટતા કે કનિષ્ટતા શી રીતે ઉદ્ભવે છે; તે મહાન પરમ શાન્તિનો ભંગ થઇ સુખ દુઃખરૂપી દ્વિધા સ્વરૂપ શી રીતે તમાથી પ્રકટ થાયછે, તે સ્થિતિમાથી આકર્ષણ અને અનાકર્ષણ, કિંવા રાગ દ્વેષ શી રીતે દશ્યમાન થાય છે! એ શક્તિ કે રૂપાન્તર કરવા કે થવામા અથવા રાગ કે દ્વેષ ઉત્પન્ન કરવામા જે સામર્થ્ય સમાયું છે તેનો ખરો અર્થ શું છે? વ્યક્તમાથી એક અને અનેક સાથે સાથે શીરીતે પ્રદુર્ભાવ પામે છે! આવા આવા નિકટ સબંધ ધરાવતા અને તન્મય બનાવતા પ્રશ્નોના ખુલાસા પણ એજ આન્વીક્ષિકી ચ્યાત્રદ્રાજ થઇ શકેછે, અને એવા સંતોષ કારક ખુલાસા કે નિર્ણય તેવા પ્રશ્નોના થાય નહિ ત્યાસુધી તૃપ્તિ કે શાન્તિને અવકાશ પણ નથી; કારણ કે આપણે અત્રે તો જે જે અસ્તિત્વમાં ભાસે છે, તેના અરસપરસના સંબંધીપરત્વેનું વર્ણન કરવા પ્રયત્નશીલ ગયા છઇએ, કાંઇ તેનાં મૂળ રૂપોનું વર્ણન કરતા નથી. [અસ્તુ]

પરંતુ ચિત્તવૃત્તિઓની રચના અને તેના વિકાસપરત્વે જે મુખ્ય અગ્રગણ્યભાગ લેછે તે આ સમાનતા, વરિષ્ટતા, કે કનિષ્ટતાનું ભાન કરાવતા અંશો કે તત્વોનો અર્થ શું છે, તે આ સ્થળે સમજાવવાનો પ્રયત્ન કરવો ઇષ્ટ તેમજ શક્ય પણ છે; આ અંશો કે તત્વોજ શુદ્ધ રાગ કિંવા દ્વેષની સમતાનો ભંગ કરી અસંખ્ય પ્રકારો, વિવિધ રંગો, અને અનેક નરેહોવાળી વિષમતા કરી નાખે છે. એક સ્થૂળ દષ્ટાંત અત્રે આપવાથી આપણે જે કહેવાનો હેતુ છે તે પાર પડશે. અમુક આકર્ષણ શક્તિવાળાં બે લોહચુંબકો યથાયોગ્ય અમુક અમુક સ્થળે આપણે ગોઠવ્યા, અને પછી તેમાથી જે એક પેલા બીજાને પોતાતરફ ખેંચે, તેનું સ્થળાન્તર કરે અને પોતે લેશમાત્ર ચલાયમાન થાય નહિ, તેને આપણે વધારે શક્તિવાળુ અને બીજાને ઓછી શક્તિવાળું લેખીશુ; પણ જો આ બન્ને લોહચુંબકો એકજ સમયે એક બીજા તરફ આકર્ષાઇ ગતિમાન થઇ અર્ધે અન્તર આવી મળે તો અલબત તે બન્ને સમાન શક્તિવાળાં છે એમ ગણાશે, તેજ પ્રમાણે બે જીવો આકર્ષણ ધરાવતી અમુક અમુક શક્તિવાળા છે તે બેમાથી જે એક પેલા બીજા તરફ ખેંચાઇ ગતિમાન થાય. આકર્ષાય તે તેટલે અંશે કનિષ્ટ, અને તે સમયે, તેટલા દેશકાળે, આકર્ષણ કરનાર જીવ વરિષ્ટ કોટીનો છે. જો બન્ને એક બીજા તરફ એકજ સમયે આકર્ષાય તો બન્ને સરખેસરખા સમાન છે,

[ અપૂર્ણ ]

# પરમેશ્વરપાસે પ્રાર્થના.

લેખક—શ્રીયુત શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર—જામનગર.

(અનુસંધાન પૃષ્ઠ ૨૦૬ થી)

ઉપર પ્રમાણે બન્ને કાર્યોમા તેઓએ જે કારણ બતાવેલું છે તે ઉપરથી સહૃદય વિદ્વાનો જાણી શકશેકે એઓની બુદ્ધિ કેવી જડ તથા ભ્રષ્ટ છે. જ્યા બિલકુલ જલનુ પરબ કે નદી વાડી કે કૂપ વગેરે કશુ જલાશય નથી હોતું ત્યાં જઇ ચડેલો જલતૃષ્ણાથી પીડાએલો કોઇપણ મનુષ્ય તથા પશુ પક્ષી વગેરે પ્રાણી કેવી દુર્દશામાં આવી પડેછે કે છેવટ તેને પ્રાણ પણ છોડવાં પડે છે તે બાબતનો આપણે જાતના અનુભવથીજ ખ્યાલ કરવો જોઇએ. એવી દુર્દશામા કોઇ જલાશય કે પરબ જોવામા આવે તો પ્રાણીને કેવી પ્રાણ બચી જવાની ઉત્તમ ધારણા પાર પડેછે એનો વિચાર કરતાં જાણી શકાય છે કે જે એએ પ્રાણીઓના જીવનરૂપ જલદાન અટકાવેલુ છે તેઓએ પ્રકારાંતરથી અનેક કાર્ય સમર્થ મનુષ્યાદિ પ્રાણીઓના બચાવનેજ અટકાવ્યો છે એજ પ્રમાણે ઔષધશાળાના સંબંધમા પણ સમજવાનું છે એવા પરોપકારને અટકાવનાર ધર્માભાસી લોકોની વિરોધ વર્તન કરવાથી પણ પાપ લાગે એવું છે એ પ્રમાણે પરસ્ત્રીના પ્રસંગનો ત્યાગ એ પણ સર્વ ધર્મશાસ્ત્રોને માન્ય હોવાથી ધર્મનું

સાધન છે કહ્યુ છે કે "વિધાતાએ કાંતા અને કનક એ બન્ને પદાર્થોને એવા તો વ્યામોહક બનાવેલા છે કે તેઓના પાશમાથી કોઇ ભાગ્યશાળીજ છુટવા પામેછે અને જે પુરૂષ તેઓના વ્યામોહમા ફસાતો નથી તેને સાક્ષાત્ મનુષ્યાકૃતિવાળો દેવનો પણ દેવજ સમજવો જોઇએ પરસ્ત્રીની લાવણ્યરૂપ કાલી નાગણના સપાટામા આવી પડેલા દુર્યોધન અને રાવણવગેરે મહાસમર્થ ચક્રવર્તીઓ પણ છેવટ રણમા રઝળી મુવા છે, તો બીજા સામાન્યપ્રાણીની તો શુ વાત કરવી! શાસ્ત્રનો મુખ્ય ઉપદેશ તો એજ છે કે નૈષ્ઠિક બ્રહ્મચર્યજ પાળવુ જોઇએ પણ કદાચ તેમ ન બની શકે તો પોતાના વર્ણની ઉત્તમ કુળની સ્ત્રીસાથે યથાવિધિ વિવાહ કરી તેમાંજ સંતોષ માનવો જોઇએ. પણ કેટલાએક વ્યભિચારી લોકો કાગડાઓ જેમ જલાશયના પવિત્રપાણિને છોડીદઇ જલભરીને જતી સ્ત્રીઓના ઘડામાથી પાણી પીવા ઇચ્છેછે તેમ પોતાની સ્ત્રી છતાં પણ પરદારેચ્છારૂપ પાપમાં પડેછે જે લોકો સ્ત્રીઓસબંધી સાંસારિક સુખભોગમાટે ઉત્કૃષ્ટ ઇચ્છા છતા પણ હમેશમાટે એનાથીજ રહેછે. તેઓ પૂર્વકાળમા પોતે કરેલા વ્યભિ—

આશાત્મક પાપોનોજ પરિણામ ભોગવેછે એમ સમજવાનું છે. થોડા સમયપહેલાંજ થઇ ગએલા એક વૈદ્યનાથ શાસ્ત્રીએ રચેલા સત્સંગવિજય નામના નાટકમાં—યથાસામભિચાર एव नूनं व्यभिचारः किमतः परं ब्रवीमि । गुरुदारविटः कलाधिनाथः सकलंको विकलो कलामुनाह ॥ વ્યભિચાર છે તે વ્યભિચાર કરનાર પુરૂષની કીર્તિને નષ્ટ કરવામાટે અભિચાર પ્રયોગરૂપ છે. જેમ ગુરૂ બૃહસ્પતિની સ્ત્રી તારાની સાથે વ્યભિચાર કરનાર ચંદ્રમા મોહોટો કલંકી થયો છે. એ પ્રમાણે કહેલું છે કેજે કુલમાં સ્ત્રી કે પુરૂષ વ્યભિચારી થાયછે તે કુલ તુરતજ ઉત્તમતાથી ભ્રષ્ટ થઇ અધોગતિને પામ્યાવગર રહેતું નથી. વ્યભિચારનું સુખ પયોમુખ વિષકુંભજેવું છે. વ્યભિચાર એ જીવનરૂપ જલને નષ્ટ કરવામાં વાનલ અગ્નિજેવો છે. વ્યભિચાર એ ધર્મરૂપ કલ્પવૃક્ષોને કાપવામાં કુહાડાસમાન છે. વ્યભિચાર એ પવિત્રતારૂપ પદ્માકરને દગ્ધ કરવામાં હિમસમાન છે. વ્યભિચાર એ સ્વચ્છ શરીરરૂપ ક્ષેત્રમાં થતા પુરૂષાર્થરૂપ ધાન્યોના અંકુરોને ચગદી નાખવામાં પાષાણની વૃષ્ટિરૂપ છે અને વ્યભિચાર એ સદાચારરૂપ ઉજ્વલવસ્ત્રને અભડાવી દેવામાં નીલી—ગળીરૂપ છે. તેથી શરીરની ક્ષીણતા થાયછે, બુદ્ધિ અંદર મારી જાયછે, મન મલિન થઇ જાયછે, ચિત્ત ચોરાઇ જાયછે, રૂધિર રગથી જાયછે, માંસ મથાઇ જાયછે, ઓજ ઓછું થઇ જાયછે, રસ રખડી જાયછે, મજ્જા મરવા લાગેછે, ત્વચા તિમિરજેવી થઇ જાયછે, અસ્થિ ઉખડી પડેછે, સંધિઓ શિથિલ થઇ જાયછે, કેશો કાશજેવા થઈ જાયછે અને કાંતિ કરમાઇ જાયછે. તે શક્તિનું શાતન કરવામાં શસ્ત્ર છે. રોગોનો રંગ મચાવવામાં રંગભૂમિ છે અને મૂઢપણું પ્રાપ્ત કરવામાં જાદુ છે. એ ઉપર ધ્યાન દઇ તેને ધ્યાનથી અધર્મ હોવાને લીધે દૂરજ રાખવું. વ્યભિચારનો ત્યાગ જેમ ધર્મનું સાધન છે તેમ તૃષ્ણાપ્રવાહનો વિચ્છેદ પણ સર્વમાન્ય ધર્મનું સાધન છે. પોતાને અવશ્ય જોઇતા પદાર્થો કે જેઓ ધર્મથી કોઇ પ્રકારે વિરૂદ્ધ ન હોય તેઓને મેળવવાની ઇચ્છાથી અધિક ઇચ્છા એ તૃષ્ણા શબ્દનો અર્થ છે. ભાગવતમાં કહ્યું છે કે પૂર્વના ઘણા ઘણા રાજાઓ શત્રુઓના અંતને, પૃથ્વીના અંતને અને શરીરના અંતને પામ્યાછે પણ તૃષ્ણાના અંતને પામ્યા નથી. તેને અનુક્રમથી ઓછી કરવાનો યત્ન કરવો એ ધર્મને પ્રાપ્ત કરવાનો યત્ન છે. સંસારચક્રને ગતિ આપનાર તૃષ્ણા છે. તેથી તેના વિરામથી થતા સંતોષ સુખને મેળવી શકાય છે. જેમ તૃષ્ણાવિરામ ધર્મનું સાધન છે તેમ ગુરૂજનોનારફ પૂજ્યબુદ્ધિ પણ ધર્મનું સાધન છે. માતા પિતા વિદ્યાવૃદ્ધ તપોવૃદ્ધ ધર્મવૃદ્ધ જાતિવૃદ્ધ બુદ્ધિવૃદ્ધ અને ગુણવૃદ્ધ લોકોની તરફ ભક્તિભાવ વિનયભાવ અને કૃતજ્ઞભાવથી અવશ્ય વર્તવું એ ઉત્તમ ધર્મ છે. જે ઉદ્ધતલોકો જુવાનીના જુલમથી કે દુષ્ટલોકોના દબાણથી ગુરૂજનોની આજ્ઞા

પ્રમાણે નથી ચાલતા અને તેઓની આજ્ઞાવિરુદ્ધ દુરાગ્રહાત્મક શિલાને ડોકમાં બાંધેછે તેઓ ઉત્તર કાલમાં અવશ્ય અપાર દુઃખ સમુદ્રમાં ડુબેછે. એમા કશો સંદેહ નથી. જેમ ગુરૂજનોતરફ માનવૃત્તિ ધર્મનું સાધન છે. તેમ સર્વ પ્રાણીઓ ઉપર અનુકંપાવૃત્તિ રાખવી એ પણ સર્વમાન્યધર્મનું સાધન છે. આ અનુકંપા શબ્દ—"एकसंबंधिज्ञानं परसंबंधिज्ञानस्मारकम्" એ ન્યાયપ્રમાણે સ્વસહચર. મુદિતાવૃત્તિ કરુણાવૃત્તિ તથા ઉપેક્ષાવૃત્તિના ઉપલક્ષણરૂપ હોવાથી યથાયોગ્યવૃત્તિ ચતુષ્ટયસંબંધી વ્યવહારનો સ્મારક છે શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધમાં—

> ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
> प्रेममैत्री कृपोपेक्षा य करोति स मध्यम ॥

એ શ્લોકમા કહેલી પ્રેમવૃત્તિ મુદિતાવૃત્તિથી ભિન્ન છે, કૃપાવૃત્તિ કરુણવૃત્તિથી અભિન્ન છે, ઉપેક્ષાવૃત્તિ એકજ છે, અને મૈત્રીવૃત્તિ અનુકંપાથી અભિન્ન છે એઓના ઉપયોગમાટે વિષયભૂત પાત્રોનો વિચાર કરતા શાસ્ત્ર કહેછે કે મધ્યમ વર્ગના મનુષ્યે પોતે સાધકદશાપન્ન હોવાથી ઇશ્વરને વિષે પ્રેમવૃત્તિ રાખવી. ઇશ્વરના ભક્તોને વિષે મૈત્રીવૃત્તિ રાખવી અજ્ઞાની મૂર્ખ લોકો વિષે કૃપાવૃત્તિ એટલે આ લોકો મૂર્ખતાને મુકી સુધરે તો ઘણું સરૂં થાય એવી દયા તથા તે સંબંધી બનતો પ્રયાસ કરવાની ધારણા રાખવી અને શત્રુભાવથી વર્ત્તનારા લોકોતરફ ઉપેક્ષા એટલે તેઓની સામે નહિ બાઝી રહેતાં "अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति" ઘાસ કે કાષ્ઠ વગેરે દાહ્ય પદાર્થો વગરના પ્રદેશમા પડેલો અગ્નિ જેમ પોતાની મેળેજ શાન્ત થઇ જાયછે તેમ દુષ્ટલોકો પણ જો પોતાસામે કોય નથાય તો પછી પોતાની મેળેજ થાકીને બેસી જાયછે એવો વિચાર કરી તેવા નીચલોકોતરફ ઉપેક્ષાજ કરવી જોઇએ. એ પ્રમાણે આઠ પ્રકારનો ધર્મ સર્વતંત્રસિદ્ધાંતપ્રમાણે સર્વમાન્ય હોવાથી સર્વ લોકોએ પાળવાનો છે. જ્યારે એ સર્વમાન્યધર્મનું આચરણ કરવામાં આવે છે ત્યારે. મનુષ્ય પરમેશ્વરપાસે પ્રાર્થનીય પદાર્થોની પ્રાર્થના કરવાનો અધિકારી થાયછે. તે વિના અધિકારી થતો નથી. તથા પરમેશ્વરનું જે સામર્થ્ય છે કે પ્રભાવ છે તેનું ભાન પણ ઉપર બતાવેલ અષ્ટપ્રકારક ધર્મની સેવા વગર થતું નથી. હવે જે કોઇ પુરૂષ ધર્મ સેવનથી અધિકારી થયો હોય તેણે પરમેશ્વરપાસે શું માગવું જોઇએ? એવી આકાંક્ષા થતા વિદ્વદ્વર્ગ કહે છે કે પરમેશ્વરપાસે જે માગણી કરવી તે ઘણીજ ટુંકારૂપમાં કરવી, કારણ કે દેવપાસે, રાજાપાસે કે તેવા કોઇ સમર્થ મનુષ્યપાસે એકને એક પદાર્થ વારંવાર ન માગવો, તેમ લંબાણવાળા શબ્દોની લપવાળું ન માગવું, તથા જેમ બને તેમ સંક્ષેપમા, બને તો વિસ્તારથી ન માગવું તે પ્રમાણે માગવાની સૂચના કરનાર આવો એક શ્લોક છે—

> अनायासेन मरणमदैन्येन च वर्त्तनम् ।
> देहि मे त्वं दयासिंधो त्वद्भक्तिं परमेश्वर ॥

એ એકજ શ્લોકમાં ચારે પુરૂષાર્થની માંગણી આવી જાયછે. અનાયાસથી મરણ એટલે રોગાદિકથી રીબાઇને નહિં પણ સહેજ શરીરનું છુટી જવું તે એવું મરણ ધર્માચરણ વગર થતું નથી, એમ કહેવાયું છે કે મરણ વખતે પ્રાણીને સેંકડો વીંછી વળગ્યા હોય તેવી વ્યથા થાયછે. પણ તે ધર્માત્માને નહિં પણ પાપાત્માને માટે સમજવાનું છે. પુણ્યાત્મા પ્રાણી તો વગર વ્યથાએ પોતાને જે કંઇ કર્તવ્ય હોય તેને પહોંચી લઇને અવસાન સમયમાં કરવાના ધાર્મિક સાધનોનું સંપાદન કરીને શરીરને છોડે છે. અને જેઓ પાપી દુરાચારી અને પરનાઅહિતમાંજ રાચનાર હોય છે. તેઓ લાંબા વખતના વ્યાધિરોગોથી બેહાલથઇને જીવવામાટે હાય હાય કરતા કરતા શરીરને છોડે છે. પાપીજનો કોઇ વખત સમુદ્રમાડુબીને, અગ્નિમાંબળીને ઉચાસ્થેથી પડથી ભુક્કાઇને, કોઈ પશુના પગથી ચગદાઇજઇને, કોઇ વાઘ વગેરે હિંસકપ્રાણીના ભોગ થઇને, કોઇ સોમલ વગેરે સ્થાવર કૃત્રિમવિષ પ્રયોગના ભોગથઇ પડીને, જંગમવિષ સર્પાદિકના કોળિયા થઇને શરીરને છોડે છે ઇશ્વરપાસે સર્વ આવવાની બાબતોમાંથી આ શ્લોકમાં જે અનાયાસ મરણની પહેલી પ્રાર્થના કરી છે. તે અનાયાસથી દેહ છોડનાર તે વખત ઇશ્વર સ્મરણાદિક કર્તવ્ય કરી શકે છે અને “ मरणे या मतिः सा गतिः ” દેહના અવસાન સમયે જેવી બુદ્ધિ રહે છે. તેવી પરલોકમાં ગતિ થાય છે, એ શાસ્ત્ર વચન પ્રમાણે અનાયાસથી જેનું શરીર પડે છે. તેની મતિ પ્રાયઃ સારી રહે છે તેથી તેની ગતિ પણ પ્રાયઃ ઉત્તમ થાય છે. તથા બીજી બાબતોમાં વખતે ફેરફાર પણ પડે છે. પણ મરણમાં કોઈ કાળે પણ ફેરફાર પડતોજ નથી તેથી અવસ્થભાવિ પદાર્થને સુધારવની પ્રાર્થના પ્રથમજ કરવી જોઇએ. એવા હેતુથી છે. બીજો પ્રાર્થની ય પદાર્થ અદૈન્યવર્ત્તન છે. આમાં અર્થ અને કામનો સમાવેશ કરેલો છે. સાંસારિક સર્વ વ્યવહાર દ્રવ્યની તથા આરોગ્યવાળા શરીરની સંપત્તિ વગર સિદ્ધ થઇ શકે તેમ નથી તેમાં પણ દ્રવ્ય સંપાદનની પ્રથમ જરૂર છે. દ્રવ્ય સંપાદન એટલે. આજીવિકા ચલાવવા માટે. કરવા માટે અધ્યયન અધ્યાપન યજન યાજન દાન અને પ્રતિગ્રહ એ ષટ્કર્મો કહેલા છે. તેઓમાં ત્રણ ધર્મ સંપાદન માટે છે અને ત્રણ આજીવિકા માટે છે. ક્ષત્રિયને માટે અધ્યયનાદિ ત્રણ ધર્મ માટે છે. અને શસ્ત્રધારિત્વ પ્રજાપાલનત્વ અને બ્રાહ્મણ સિવાયના બીજા વર્ણો પાસેથી કર લેવા વગેરે વૃત્તિ સંપાદનના ઉપાયો છે. વૈશ્યને માટે કૃષિ વાણિજ્ય ગોરક્ષા અને કુસીદ [વ્યાજ] વગેરે આજીવિકાના ઉપાયો છે. અને શૂદ્ર માટે. બ્રાહ્મણાદિવર્ણત્રયની યથા સંભવ સેવા ચાકરી કરવી એ આજીવિકાનો ઉપાય છે. વ્યવહારમાં ચાલતા કેટલાએક આજીવિકાના ઉપાયો એવા છે કે જેઓમાં આજીવિકા ચલાવનારે દીનતા કરવી પડે છે.અને કેટલાએક ઉપાયો એવા છે કે જેઓમાં આજીવિકા ચલાવનારે દીનતા કરવી નથી પડતી.

[અપૂર્ણ]

# સ્વ. શેઠશ્રી ગોપાલજી વિશરામની વિધવા મોંઘીબાઇનો

# સ્વર્ગવાસ.

ગયા ચૈત્ર સુદ ૭ ને ગુરૂવારે ધર્મમૂર્તિ શેઠ ગોપાલજી વિશરામના સ્વર્ગવાસની નોંધ અમોએ લીધી હતી. જેને બરાબર દશ માસ થતાં તેમના પત્ની મોંઘીબાઇના સ્વર્ગવાસની નોંધ લેવાનો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થયો છે. પતિની પાછળ તેના બાર માસમાં પ્રયાણ કરી, જનાર પવિત્ર સ્રીના મરણની નોંધ પણ સુશીલ સ્રીઓ ચારિત્ર્યનો ઉત્તમ દાખલો પૂરો પાડે છે. મોંઘીબાઇનો જન્મ સંવત્ ૧૯૨૬ ના આશ્વિન સુદ ૧૨ ને ગુરૂવારે મુંબઇના શ્રીમાન્ શેઠશ્રી દેવજી પ્રેમજીને ત્યાં થયો હતો. શ્રીમાન્ પિતાને ત્યાં જન્મ અને શ્વશુર પક્ષ ...ને તેવોજ શ્રીમાન્ એ યોગ પૂર્વના પુણ્યના પરિપાકવિના થતો નથી. મરણસમયે એમની ૫૦ વર્ષની ઉમ્મર હતી. તેમના જન્મ સમયમા લોહાણા જ્ઞાતિમા કેળવણીનો પરિચય ન હોવાથી મોંઘીબાઇને કેળવણી આપવામાં આવી ન હતી છતાં પણ તે ઘણાંજ ચતુર શાણાં સભ્ય અને વિવેકી હતા કારણકે ગૃહસંસારને લગતા કામનું ઉત્તમ શિક્ષણ તેમના માતુશ્રી લક્ષ્મીબાઇએ આપેલ હતુ. અને તેથી તેઓ સલાહ લેનારને ધીરજથી ઉત્તમ સલાહ આપતાં હતાં ગરીબ વર્ગતરફ દયાની લાગણી ધરાવતાં હતા વળી પોતાના પતિના સ્વર્ગવાસપછી પોતાના પતિના નામથી ચાલતા બહોળા વેપારનો વહીવટ પોતાના પુત્ર સમાન માણસોથી સારી રીતે ચલાવતાં હતાં તેમની પેઢીનાં માણસો જુના તથા ઘણા વિશ્વાસુ હોવાથી બાઇના મનને પૂર્ણ સંતોષ હતો. મોંઘીબાઇની શારીરિક સ્થિતિ તેમના પતિના સ્વર્ગવાસપછી ઘણુંજ નબળી હતી, વૈધવ્ય પ્રાપ્ત થયા પછી તેમણે દશમાસ કેવલ સાદું જીવન ગાળ્યું હતું અને પરોપકારમાં પોતાનો હાથ લંબાવતાં હતાં આવા સુશીલબાઇનો સ્વર્ગવાસ ઉદર વ્યાધિથી માહ સુદ ૭ ને શનિવારે થયો હતો. પોતાનું શરીર હવે નભી શકશે નહિ એમ ખાત્રી થતાં બાઇએ ગરીબોને ને ચોખા ઘી વેચાવેલ હતાં. લોહાણા કોમમાં ચંદા રામજીનાં સસ્તાં ભાડાંના મકાનમાં રહેનાર વર્ગને દરેક કોટડી દીઠ રૂપીયા પાંચ પાંચ મોકલાવી આપ્યા હતા, પોતાના ઘરના ખાનગી નોકર ચાકરને નોકરીની કદર કરી છેલ્લા શ્વાસોશ્વાસ વખતે રોકડ રકમની બક્ષીસ આપી હતી તે ઉપરાંત અગ્યાર હજાર રૂપીયા હાથે તે સાથે એમ માની તેજ વખતે નિર-નિરાલી સસ્થામાં મોકલાવી આપ્યા હતા, પાંચસો રૂપીયાની ગાયો છોડાવવાનો હુકમ પણ તત્કાળ કર્યો હતો. આવાં ધર્મમૂર્તિ બાઇના સ્વર્ગવાસથી આવા વિષમ દુષ્કાલના સમયમાં ઘણા ગરીબ વર્ગને લાગી આવે એ બનવા યોગ્ય છે. નાસિક હરદ્વાર વગેરે સ્થળે ધર્મશાળા બાંધી અન્નક્ષેત્ર ચાલુ કરવાની તેમની પ્રબળ ઇચ્છા હતી. વિધવા થવાથી વર્ષ દિવસ બહાર નિકળાય નહિ તે કારણને અંગે તે ઇચ્છા તેની પાર પડી નહિ. ચાર ધામની યાત્રા કરી દ્રવ્ય સન્માર્ગે વાપરવાની પ્રબલ ઇચ્છા છતાં દૈવે વચમાંજ તેમને હરી લીધાથી, મનના વિચાર મનનાં રહ્યા. મરણ વખતે તેમના મુખમાથી આ મતલબના શબ્દો નિકળ્યા હતા. છેલ્લા શ્વાસ પર્યન્ત તે બોલ્યાં હતાં.

પોતાના એકજ પુત્રના સ્વર્ગવાસનો કારી ઘા કદિ ન રૂઝાય તેવો મનમાં હતો છતાં

શાન્ત ચિત્ત રાખી ઇશ્વરની મરજી ઉપર આધાર રાખી બાઇ પોતાનું જીવન વ્યતીત કરતાં હતાં તેવામાં શેઠના સ્વર્ગવાસથી તેમને ઘણું લાગી આવ્યું અને અંતે તેમનો સ્વર્ગવાસ થયો. આપણા ધર્મશાસ્ત્રના સિદ્ધાંતપ્રમાણે આ પતિ પત્ની બન્ને પુણ્યાત્મા હોવાથી ઉત્તરાયણના સૂર્યમાં, શુક્લ પક્ષમાં બંન્નેનો દેહ પડતાં તેઓનો સ્વર્ગમાંજ વાસ થયો ગણાય. તેમનો દેહાંત થવાથી હવે વ્યાપાર બંધ કર્યા વગર છુટકો ન હોવાથી મરણ સમયે પોતાના દરેક નોકરને જરાપણ અસંતોષ ન આપવાને રાજી કરવા આ બાઇ ચોકસ શબ્દોમાં ભલામણ કરી ગયાં છે. હવે તેમના નજીકના ભાયાત કે જે કાયદેસર હકદાર છે તે તેમના ઉત્તમ દ્રવ્યના વારસ બની આ બન્ને પતિ પત્નીને પગલે ચાલી તેમના દ્રવ્યનો સદ્ઉપયોગ કરે એવી રૂડી બુદ્ધિ ઇશ્વર તેઓને આપે. બાઇએ તો પોતાની સર્વ મિલકત પોતાના મરણ પછી ધર્માદા કરી દેવાની ખાસ આજ્ઞા કરી છે એમ કહેવામાં આવે છે. બાઇના આત્માને પરમાત્મા શાંતિ આપો. બાઇના શબને સુખડથી અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો. પોતાના પતિના વખતથી ચાલતાં આવેલાં ધર્માદાના ધોરણને આ બાઇએ જેમનું તેમ ચાલુ રાખ્યું હતું. પોતાની શારીરિક સંપત્તિ સારી ન હોવાથી તેઓ માહ સુદ ૬ ને મંગળવારે પોતાના દેશ કચ્છમાં હવા ફેર કરવા માટે જનાર હતાં. પોતાના સ્વશુરના ગામમાં પોતાના પતિના સ્મરણાર્થે એક સોનાપુર તથા એક ધર્મશાળા પોતાનાં મોટાં સાસુ, જે સતી થયાં હતાં તેમની દેરી પાસે બાંધવાનો તેમનો દૃઢ નિશ્ચય હતો.

---

## છન્દ—હરિગીત.

વિશ્રામસુત ગોપાલ દિવ્યે વિમલ કીર્તિને વર્યા,
ગત વર્ષના મધુમાસમા જે શેઠ સ્વર્ગે સંચર્યા;
વિધવા બનેલાં મોંઘીબાઇ પતિવિરહના શોકમા,
દશ માસ ઉંડા શ્વાસ ભરી વિચર્યાં ત્રિભુવના લોકમાં. ૧
તિથિ એક પામ્યા ફેબર એકજ પક્ષ આવ્યો અંતમાં,
વૈકુંઠમા ઉભયે કર્યો છે વાસ ખાસ વસંતમાં;
વાસર અને માસે તફાવત માત્ર તિથિનો રહ્યો ગયો,
એથી જણાયે ઉભયનો પરલોકમાં ભેટો થયો. ૨
ગુરૂએ લઇ શુભ જન્મ શનિએ દેહને ત્યાગી દીધો,
નવનો ઉમેરો જન્મતિથિમાં એકતા સૂચક કીધો;
શ્રીમંત દેવજી પ્રેમજીનાં પુત્રી પુનસમાં હતાં,
દિલ થાયછે દિલગીર મોંઘીબાઇ પરલોકે જતાં. ૩

પીયરના સાથે શ્વસુર પક્ષ અપાર ધનશાળી મળ્યો,
પણ મોંઘીબાઇના હૃદયમાં લક્ષ્મીનો મદ ના ચડ્યો;
કારણ-હતાં નિજમાત લક્ષ્મીબાઇ સદ્ગુણશાલિની,
શિક્ષણ સુતાને દઇ કર્યાં ગોપાલકેરાં સ્વામિની. ૪
જે અન્તસમયે અર્ધશતકની ઉમ્મરે પહોચ્યાં હતાં,
નિવડયા નકી ડાહ્યાં ચતુર જૂના જમાનાનાં છતાં,
દગમાં દયાની લાગણી દેખાતી દીનજનો ભણી,
સંતોષતાં સેવક જનોને સુત સમાન સદા ગણી. ૫
પતિના વિરહથી શરીરની સંપત્તિ માડી બગડવા,
જીવન અમૂલ્ય સુધારવા પરમાર્થની કીધી દવા,
ખર્ચ્યાં હજારો-હાથથી નિજનાથના હિત કારણે,
રાખી મધા અભિધાન મોંઘીબાઇ શુભ સંભારણે ૬
મનમાં હતું જે ચાર ધામ ફરીશું સજ્જન વૃન્દથી,
ને અન્નસત્ર સહુ સ્થળે સ્થાપીશું અતિ આનંદથી;
વળિ ધર્મશાળાઓ વિવિધ બંધાવશું એ ત્રણે સ્થળે,
ઇચ્છા થઇ નહિ પૂર્ણ મોંઘીબાઇની ભાગ્યબળે ૭
ઇચ્છા થઇ નથિ પૂર્ણ કોઇની આજ લગિ સંસારમાં,
પણ ધન્ય-જાયે જીવ જે પરમાર્થ કેરા પ્યારમાં.
જ્ઞાતિ લુહાણાની ઘણી તેમા મણિ મોંઘા હતા,
ગોપાલ-મોંઘીબાઇ બન્ને છે સુકર્મોથી છતાં ૮
પતિ પત્નીએ શુભ ભોગવ્યાં છે પુણ્યના ફલ ભાવનાં,
પરલોકમાંહિ પ્રયાણ કીધું ઉત્તરાયણ આવતાં,
નિશ્ચય ઉભયનો વાસ છે સુખકન્દ વૃન્દારક પુરે,
પણ ઘાવ એના વિરહનો રૂઝે નહિં આશ્રિત ઉરે. ૯
કેશવ કરો કલ્યાણ એના શ્રેષ્ઠ કૌટુમ્બિક તણું,
આ શોક સંક્ષેપે કહ્યો પણ કષ્ટ છે ઘટમાં ઘણું.
શ્રીનાથ એ પતિપત્નીને નિજ શરણમાંહે સ્થાપજો,
કીર્તિ શરીરને કાન્તિમય કરી આત્મશાન્તિ આપજો ૧૦

# દિલ્હી દરબાર.

અનુવાદક—શ્રીયુત વકીલ.

## પ્રકરણ ૩ જું ચાલુ.

(અનુસંધાન પૃષ્ઠ ૧૨૦ થી.)

તે દરમ્યાન ગાંજીઆએ પરાકને સમજાવી રવાના કર્યાં અને બોલી "સિંગસાહેબકાગળમાં લખેલી હકીકત પ્રમાણેજ અમલ કરેલ છે અને તમારે કાંઇ ચિંતાકરવા જેવું નથી." "પધારો ખાંસાહેબ જીનાબ, તબીયત સારી'!

ગાંજીઆસાથે ખાનગી વાતચીત કરવા બિહારીચરણ બહુજ ઉત્સુક રહેતો પણ તે કેમ કરી બની શકતું?

થયેલ વાતચીતના સ્વરૂપઉપરથી તે માત્ર એટલુંજ સમજી શકયો કે દાયમણિ તેને ઘેર આવી હતી. રસ્તામાં કોઇ એક તેની પાછળ પડ્યું હશે. પણ કાંઇ હરકત કરી નહિ હોય. અને તે ગાંજીઆની સ્થિતિને લઇને. સર્વ જાણતા કે લગભગ બધી બાદીઓ ગાંજીઆની દુકાને વખતોવખત આવતી. ઘણીઓને મન તે વિશ્રાતિસ્થાન હતું. કોઇ ખરીદવાને બહાને આવતી અને પોતાની પસંદગીના યુવાનોસાથે ઓળખાણ કરતી

બિહારીચરણને શંકા થઇ કે અવશ્ય કોઇએ આ સર્વ હીલચાલની તપાસ રાખેલ હશે નહિતર તેની પાછળ આવવાનો હેતુ શો! ગાંજીપાના વહીવટ ઉપર કોઇએક ખાસ તપાસ રાખતું હોવું જોઇએ, અને તે બાબતની ગાંજીપાને ખબર પણ નહોય.

જુલેખાંએ આપેલ કાગળ દાયમણિએ ગાંજીપાને આપેલ અને તે પ્રમાણે વ્યવસ્થા થયેલ છે, તેટલું પણ તે સમજ્યો અને કાગળની સૂચનાપ્રમાણે ગાંજીઆએ તેણીને આ સ્થળેથી બેસવી હતી. ત્યારે દાયમણી હાલ છે કયાં! જુલેખાંની ચીજસહિત દાયમણી નાશી ગયેલ છે. એ સમાચાર જ્યારે નુરજહાન સાંભળશે ત્યારે તે સર્વ ભેદ જાણવા આકાશ પાતાળ એક કરશે દાયમણીને શોધવા અને છૂપી હકીકત મેળવવા તે પૃથ્વીનો ખૂણેખૂણો તપાસશે. જુલેખાની સાથે સંબધ ધરાવતી કોઇ પણ વ્યક્તિને તે છોડશેજ નહિ નુર-

જહાને જુલેખાંને મારી નાખેલ છે. ખરી રીતે તે ઓરતે જલાદના હાથથી મરવાને બદલે પોતેજ આત્મઘાત કરેલ છે. અને જ્યારે દાયમણી મળવાની ત્યારે તેનો શિરછેદજ થવાનો.

અસાધારણ હુંસિયાર જુલેખાં જ્યારે અણધાર્યા બનાવો બનવા લાગ્યા ત્યારેજ ભયને સમજી ગઇ હતી તે ફકીરસાથેની વાતચીતથી નુરજહાન તેનું અવશ્ય વેર લેશે એમ પણ જાણતી હતી.

બિહારીચરણને લાગ્યુ કે દાયમણીનું આવી બન્યું છે વૃદ્ધ અને નાતવાન હોવાથી તેના ઉપર દયા કરવામા નહિ આવે બેગમમહાલએ એવુ સ્થળ હતું કે જ્યાં બાપ દીકરાને અથવા તો દીકરો બાપને મારી નાખતાં અચકાતો નહિ તેમજ ભાઇઓને ઝેર દેવાના તો ઘણા પ્રસંગો બનતા. ત્યાં એક દાસીની જીંદગીની તો કિંમતજ શી !

આમ વિચાર કરતો બિહારીચરણ ત્યાં ગાંજીઆની દુકાનપાસે ઉભો હતો વળી વિચાર થયો કે—

"શુ ગાંજીઆને આ ભયનું ભાન નહિ હોય? જ્યારે મહારાણી જાણશે કે જુલેખા અને ગાંજીઆને સારો બ્હેનપણીનો સંબંધ હતો, વળી જ્યારે તેણી જાણશે કે જુલેખાએ પોતાનો સર્વ સમાન વૃદ્ધદાસીસાથે ગાંજીઆને ત્યાં મોકલ્યો છે, ત્યારે ચોક બજારની સુપ્રસિદ્ધ પાનવાળી ગાંજીઆની જીંદગીનો અંતજ આવવાનો. કેવું નવાઇ જેવું છે કે ગાંજીયા હજુ મોજ શોખમાં મશગુલ છે. જુલેખાંના ભાગ્યથી શુ તે અજ્ઞાત છે ઘણુ કરીને જુલેખાંના મરણબાબત તે કાંઈ નહિ જાણતી હોય, તે કેમ ધારી શકે! જુલેખાં હજુ ગઇ કાલેજ મરીગઇ અને હજુ સુધી તે સમાચાર ખાનગી છે અને ખાનગીજ રાખવાના છે.

જુલેખાંના ભાગ્યબાબત કોઇ કાંઇ જાણી શકશે નહિ બેગમ મહાલમાં લોકો મરતા નથી પણ અદૃશ્ય થઇ જાયછે.

આ પ્રકારના વિચારો બિહારીચરણના મનમાં થતા હતા અને તે બહુ અધીરો થઇ ગયો ત્યારે કરવું શું ! આ સઘળો સમય ગાંજીયા ઘરાકોને સમજાવતી હતી અને બિહારીચરણસાથે ખાનગી વાત કરવા અવકાશ નહોતો.

ઘરાકોને સમજાવતી ગાંજીયા બિહારીચરણતરફ ફરી અને કહ્યું " સીધ સાહેબ-બીજી પાન જમો. તમારી કૃપાથીજ સારાં પાન મને મળેછે અને ઘરાકો પણ સંતોષ પામેછે. આ તમારી માયામાટે તમારી આભારી છું." અને પછી એક ખાનદાન ઘરાક જે ઉભો હતો તેના તરફ ફરી કહ્યુ "સીધ સાહેબ અમારા આ વેપારમાં આડતીયા છે અને તેની ભલમને લઇનેજ મને સારો માલ મળેછે "

ઘરાકો બોલી ઉઠ્યાં "શુ એમછે!" અને કેટલાક બિહારીચરણસામે જોઇ રહ્યા.

થોડા સમયબાદ બિહારીચરણે જણાવ્યું "ગાંજીયાબીબી! ગઇકાલ એક સારો પાન વેચનાર ગુજરી ગયો તે જાણી ખરેખર તમને દિલગીરી થશે."

ગાંજીયા બહુ મુંઝાણી અને બોલી "શું શું આપણી પ્રખ્યાત પ્રિય પાન વેંચનાર હવે નથી?" ગાંજીયા આ સમાચાર સમજી નહિ. ઘરાકોને જેમ તેમ સમજાવી ગાંજીયા દુકાનઉપરથી ઉઠી અને બિહારીચરણને કહ્યું "સિંધસાહેબ! મારી સાથે ચાલો."

પાછલા ખંડમાં જઇ બિહારીચરણસાથે વાત કરી તે દરમ્યાન દુકાનઉપર નોકરો ઘરાકને સમજાવતા હતા.

ગાંજીયા અને બિહારીચરણની વાતચિત તદ્દન ખાનગી હતી. અર્ધા કલાકપછી બિહારીચરણ બહાર આવ્યો અને આગ્રાના ચોકબજારના ટોળામાં અદૃશ્ય થઇ ગયો.

થોડા સમયબાદ ગાંજીયા બહાર આવી, રોકડપેટી લઇ પોતાની ગેરહાજરીમાં દુકાન ચલાવવાને નોકરોને સૂચના આપી તેઓને કહ્યું કે "મને અત્યારે ઠીક નથી. ઘેર જઇ આરામ લઇશ. બપોરના ઘણેભાગે પાછી આવીશ."

ગાંજીયા દુકાન બહાર નીકળી એક્કો ભાડે કરી ગઇ. ગાંજીયા ગઇ તેટલુંજ લોકોએ જાણ્યું.

---

## પ્રકરણ ચોથું.

### ગંભીર બનાવો

આગ્રાના આખા શહેરમાં ભારે ચળવળ થઇ રહી હતી. આગ્રાથી દિલ્હીસુધી લોકોનાં મન એટલાં બધાં ઉશ્કેરાઇ ગયાં હતા કે રોજના ચાલુ વ્યવહારમાં પણ ખલલ પડતી હતી. વેપારરોજગાર બંધ થઇ ગયા હતા. કેટલાક મહિનાઓ થયા દેશની સ્થિતિ આ પ્રમાણે હતી. દિલ્હીમાં ભયાનક ખુન અને નગ્ન મડદાનો દેખાવ; ફતેહપુરસીકરીમાં ભૂતપ્રેરિત દેખાવો, સાથે ગ્વાલીયરના કિલ્લામાંથી ખુશરૂનું ભાગી છૂટવું, અલબત ધીરે ધીરે લોકો આથી ટેવાયલા થતા હતા. વિશેષમાં એક નવો અણધાર્યો બનાવ બન્યો હતો અને તેથી વળી સર્વ લોકો ભયભીત અને ચિંતાતુર થયા હતા.

તેઓના સાંભળવામાં આવેલ હતું કે ફતેહપુરસીકરીમાં ભૂતનો એવો જમાવ થયેલ છે કે બહાદુરમાં બહાદુર રજપુત પણ ત્યાં રહી શકતો નથી અને પાછો ચાલ્યો આવે છે. અજીતસિંહને પણ ત્યાંથી પાછું ફરવું પડેલ છે તે તેઓએ સાંભળ્યું. આગ્રા આવતાં રસ્તામાં તંબુ નાખી તે પડેલો છે.

શાહેનશાહ આ અણધાર્યા બનાવોથી બહુ ઉશ્કેરાઇ ગયો હતો અને સખ્ત પગલાં લેવા તેનો વિચાર હતો. બહુજ શૂરવીર સરદાર અનીલસિંહને લશ્કરસહિત સીકરી જવા ફરમાવ્યું, પણ આ હિમતવાન સરદારને ત્યાં જવા હિમ્મત થઇ નહિ. તેણે પણ આગ્રાથી થોડે દૂર તંબુ નાખ્યો અને સીકરીની હીલચાલ ત્યાંથી તપાસતો. આવા બહાદુર સરદારના બાયલા વર્ત્તનથી બાદશાહને બહુ ગુસ્સો થયો અને રાણીને અતિ ક્રોધ થયો. રજપુતોના આવા બાયલા વર્ત્તનથી મુસલમાન સરદારોઉપર આધાર રાખવા રાણીએ વિચાર કર્યો અને પ્રખ્યાત મુસલમાન મનસબદારોને લશ્કરસહિત ત્યાં જવા હુકમ કર્યો પણ તેઓએ કાનઆડા હાથ મૂકી કહ્યું—

"અલ્લાહ, માફ કર, જરૂર પડયે અમે લડવા જવા તૈયાર છીએ પણ ભૂત-પ્રેત સાથે અમો લડી શકીએ નહિ." નૂરજહાનની આ વખતની મનની સ્થિતિની કલ્પનાજ કરવી. અસાધારણ મનોબળવાળીએ આવું કદિ અનુભવેલ નહોતું અને હુકમોના અમલમાં થતી જરાપણ ઢીલથી તેની માનસિક વ્યથા અકથનીય થતી. આવી સ્થિતિમાં તેણે પોતાના બાપ અને ભાઇની મદદ લેવા વિચાર કર્યો. આ મહારાણીનો બાપ ફોજદારીખાતામાં સર્વથી શ્રેષ્ઠપદે હતો અને તેનો ભાઇ અઝફખાન મુખ્ય પ્રધાનની પદવીએ હતો. નુરજહાને પોતાના ભાઇને પોતાના ખંડમા બોલાવી કહ્યું—

"વ્હાલા ભાઇ! હું બહુ લાચાર થઇ ગયેલ છું, અને મારી મુંઝવણમાં તારી જરૂર છે. હિંદુઓ મારૂં રાજ્ય ઉથલાવવાને કોશેષ કરેછે અને તે હેતુસર સીકરીમાં ગંભીર કાવત્રું રચાયછે. હું તને કહુંછું—આજીજી કરીને કહુંછું—અરે! હાથ જોડી કહુંછું કે તે શહેરમાં તું તરત જા, અને બરાબર તપાસ કર. જો તું કાવત્રું શોધી કાઢીશ તો કહેવાની જરૂર નથી કે તારી મરજી પડે તે સખ્ત શિક્ષા બળવાખોરોને કરજે. રજપુતોની નાલાયકીની હવે મને ખબર પડી અને વળી મુસલમાન બહાદુર સરદારની પણ ખામી જણાય છે અને તેથીજ હું તને ત્યાં જવાનુ કહુંછું."

અઝફખાને માથું નમાવી ધીરા અવાજે કહ્યું "વ્હાલી બ્હેન! બાદશાહ બેગમ, માફ કરો. આખી જીંદગીમાં મેં સિપાઇતરિકે કામ કરેલજ નથી. હું તો માત્ર દીવાની અમલદાર છું અને તે પણ આપની કૃપાને લઇનેજ. વળી વિશેષમાં ભૂતસાથે લડવા અશક્ત છું—વ્હાલી બ્હેન ગરીબ ભાઇને માફ કર."

આ આખો સમય શહેનશાહ જહાંગીર—ઘણોખરો વખત દારૂના નિશામા—કોચ ઉપર આરામથી પડયો હતો. માથું હાથઉપર ટેકવી અર્ધ ઉઘાડી આંખોથી ભાઇ બ્હેનવચ્ચેની વાત ધ્યાનથી સાંભળતો હતો. એકાએક બાદશાહ હસી પડયો, જેથી રાણી ક્રોધાતુર થઇ અને બોલી "બાદશાહ સાહેબ, આપની આ વર્ત્તણુક અત્યારના સમયે અયોગ્ય છે. આપ મારા ભાઇની બેવકુફી અને નામરદાઇ ઉપર ભલે ખુશીથી હસો, પણ મારાથી તેમ થઇ શકે એમ નથી. હું અહીં ન હોત તો ગાદીઉપરથી હિંદુઓએ આપને કયારનાએ હાંકી કાઢયા હોત.

રાણીના આવા વર્ત્તનથી જરા પણ અસરરહિત જહાંગીરે જણાવ્યું "તારી વાત કબુલ છે, એક બાળક પણ જાણેછે કે મોગલ મહારાજ્યની હયાતી-મારી હૃદયેશ્વરી-હુશિઆર ચાલાક ઓરતની બુદ્ધિ અને શક્તિ ઉપર રહેલી છે. હું તો માત્ર એજ જાણવા માગુંછું કે આ રીતે કજીયો કરવાથી ફાયદો શું? જ્યારે તમારા ઉમદા મનની શાંતતામાં વહેમને લઇને ખલલ પડેછે, જ્યારે સીકરીના ભૂતપ્રેરિત બનાવોસંબંધી તમને શક છે ત્યારે સૌથી સારૂં એ છે કે તે સ્થળે આપણે જાતે જઇને જોવું ચાલો આપણે તરત રવાના થઇએ. મારી જીંદગીની સર્વ ઇચ્છાઓ તૃપ્ત

ચપેલ છે. તને હૃદયેશ્વરી બનાવ્યાપછી મારે કંઇ ઇચ્છા રહી નથી. ખુદ શહેનશાહ છું છતાં ભૂતપ્રેતજેવી ચીજ જોઇ નથી. તેથી તે જોશું."

ક્રોધાતુર પાંજરામાંથી તરત છુટેલ સિંહણ-માફક નૂરજહાન ગાજી ઉઠી. "તમો શું સમજો છો? રાજ્યવહીવટ ચલાવી શકે તેવો હુશિયાર માણસ હાલના સમયે નથી તે વખતે હું ત્યાં જાઉં? શું હું જાતે જાઉં—?"

બાદશાહે મશ્કરીના રૂપમાં કહ્યું "જો આપ જશો, જો આપના પગની રજ સીકરીમાં પડશે તો સઘળાં ભૂત—પ્રેતો પગે પડશે અને આપના પગનાં તળીયા ચાટશે.

આનો કંઇ જવાબ આપ્યાવગર નૂરજહાને પોતાના ભાઇને કહ્યું "જા, બધા સરદારોને પોતાની ટુકડીઓસહિત અમારી સાથે આવવા તૈયાર થઇ રહેવાનું કહે—અમો ત્યાં જાતે જઇશું."

મોટા માણસોની સર્વ વાત છુપાવવાને ગમે તે પ્રયત્ન કરેલ હોય છતાંપણ બહાર આવ્યા વગર રહેતી નથી. બાદશાહ જહાંગીર પોતાની પ્રિય નૂરજહાનસહિત અકબરથી તજાએલ સીકરીમાં ભૂત-પ્રેતનો નાશ કરવાને જવાનો છે. તે સમાચાર સર્વતરફ ફરી વળ્યા અને આબાળવૃદ્ધ સર્વ તેનિષેજ વિચાર કરવા લાગ્યા. આ સીકરીનો ભય આગ્રામાં પણ તરત આવશે એમ ધારવા લાગ્યા. ભયથી આગ્રાના લોકો પોતાના જાનની સલામતીખાતર દૂરના દેશમાં રહેવા જતા હતા. આ ભૂત-પ્રેતના બનાવની સાથે દીલ્હીના દરવાજામાં નગ્ન મૃતશરીરનો નિયમિત વખતે દેખાવ થતો. આખા દેશમાં એવી વાત ફેલાણી કે ઉદેપુરના મહારાણા બહાદુર કરણસિંહનું મૃત્યુ દિલ્હીના દરવાજામાં એક વખત દેખાયું, પણ તેવિષે લોકોમાં મતભેદ હતો. કેટલાક તેને શાહજાદા ખુર્રમનું શબ માનતા અને તે નાશી ગયેલ હોવાથી તેમજ તેના રહેઠાણનો પત્તો નહિ હોવાથી તે વાત ચારે તરફ ફેલાણી.

ગપ્પાં મારનાર કેટલાકો તો ભૂત આ ખુન કરી મડદાં આણેછે એમ વાત કરતા અને દિલ્હીમાં કૃત્યો પૂરાં થઇ રહેશે એટલે તેઓ આગ્રામાં આવશે. ભોળા મનના લોકો આવા ગપાટાથી ભોળવાઇને બહુ મુંઝાતા.

અકુદરતી આવા દેખાવો ઉપરાંત તરતમાંજ અંદર અંદર લડાઇ થવા સંભવ હતો. મોગલ મહારાજ્યઉપર દુશ્મનો ક્યારે ચડી આવશે તે નક્કી નહોતું, તરતજમાં લુટફાટ થશે એમ સર્વ માનતા. ઉદેપુરનો મહારાણો ભીમસિંહ અને મોગલ સિપાઇઓનો સરદાર મોહબતખાન-જે મુસલમાન થયો હતો-બન્નેની ઇચ્છા ખૂરમને ગાદી અપાવવાની હતી તે ખુલ્લી વાત હતી, અને તેઓ ચડાઇ કરવાના તે નિર્ણીત હતું અને લોકો એમ પણ જાણતા કે તે ચડાઇ અટકાવવાને શાહજાદા પરવીઝને મોકલવામાં આવેલછે. જો પરવીઝ હારે તો ભીમસિંહ અને મોહબતખાન પૂરજોસથી આગ્રાઉપર ચડી આવશે.

આ સર્વ ચળવળમાં આજુબાજુના સંજોગો મદદરૂપ હતા. પ્રથમ તો ગાંજ્યા પાનવાળીનું એકાએક અદૃશ્ય થવું. બબ્બે ત્રં

હવાડીયાં થયાં નૂરજહાનના તેની શોધમાટેના પ્રયત્નો નિષ્ફળ થયા બીજુ જુલેખાબાંદીને બધા જાણતા એકાએક તે પણ ગુમ થઇ તેથી લોકોને બહુ તર્કવિતર્ક થતા હતા જે વાત છૂપી રાખવાની હતી તે જાહેર થઇ અને એક મોઢેથી બીજે મોઢે પ્રસિદ્ધ થઇ તેના કાંઇપણ સમાચાર ન મળવાથી લોકો એમ ધારવા લાગ્યા કે તેણીને બેગમમહાલમા મારી નાખવામા આવેલ હશે, પણ તેની સ્થિતિ જોતા તેપ્રમાણે બને નહિ એમ પણ ધારતા હતા કોણ તેનો વાળ વાંકો કરીશકે તેમ હતુ?

ખરી હકીકત લોકોને મળતી નહિ તેઓ તપાસ પણ કરીશક્તા નહિ, તેથી તેઓ પોતાનો ક્રોધ બાદશાહઉપર વરસાવતા કારણ કે તેઓને મન તે દિવસ અને રાત્રિ મોજ શોખ ભોગવવામા મશગુલ રહેતો અને રાજ્યનો સર્વ કારભાર તેણે નૂરજહાનને સોંપી આપેલ હતો નુરજહાન પોતાની મરજી પડે તે પ્રમાણે તેણીના બાપ અને ભાઇની ઇચ્છા પ્રમાણે રાજ્ય ચલાવતી એમ તેઓ માનતા

પોતાની સભાળતળે મોકાયેલ લાખો મનુષ્યોની જો રાજાએ સભાળ રાખી હોત, જો પોતાની ખરી ફરજનુ તેને ભાન થયેલ હોત તો અત્યારે રાજ્યની બીજીજ સ્થિતિ હોત

પણ કોને ખબરછે કે હવે શુ થવાનુ છે?

---

## પ્રકરણ પાંચમું.

### નૂરજહાનનો વ્હેમ

બેગમ મહાલમા જમીનતળે ઘણા ભોંયરાંઓ છે એ વાતથી વાંચનાર વાકેફ છે અને તે દરેક ખડ મૂલ્યવાન ફરનીચરથી શણગારેલ રહેતા આ આનદદાયક વિશ્રાંતિસ્થાનમા જગતની એક સુદરી આરામ લેતી પડી હતી પોતે એકલીજ હતી, ચહેરાઉપર અશાંતિની નિશાની સ્પષ્ટ હતી, શોખ સાથેનું પુસ્તક વાચી તેમાથી આશ્વાસન લેતીહોય તેમ જ ણાતુ હતુ આ સમયે ખોજો મશરૂ રાણીપાસે આ વ્યો, તેણે યોગ્ય રીતે સલામ કરી

નુરજહાન બેઠી થઇ અને ગભીર અવાજે કહ્યુ "મશરૂ મને ખાત્રીછે કે મારો હુકમ બરાબર બજાવવામા આવેલ હશે"

મશરૂએ ફરી સલામ કીધી અને નમ્રતાભરેલા અવાજે જણાવ્યુ "પોતાની જીંદગીના જોખમે આપ નામદારનો હુકમ ઉઠાવવા આ પનો તાબેદાર મશરૂ તૈયારજ છે

નૂરજહાને ગભીરતા ધારણ કરી કહ્યુ "મને ભય લાગેછે કે બાંદી જુલેખા મરીગઇ નથી '

બહુજ ગભરાઇને મશરૂ બોલી ઉઠ્યો "આ દશાહ બેગમા હુ નમ્રતાથી કહુછુ કે તે તદ્દન અશક્ય છે '

' શામાટે અશક્ય છે?"

"શિશમહાલમા ૧૦-૧૨ કલાક બાંદીનુ મડદુ પડ્યુ રહ્યુ અને રાત્રિના જ્યારે મડદાને લઇજવાના આ યુ ત્યારે લાકડાજેવુ થઇ ગયુ હતુ અને તે ખડમાથી પુરીરીતે મડદાને લાવી મારા બે બહાદુર માણસોએ ખભાઉપર આખી રાત્રિ રાખ્યુ બાદશાહબેગમા આપ નામદારને જે વ્હેમ છે તે તદ્દન બિનપાયાદાર છે, તે અશક્ય છે '

"મડદાની હિંદુરીતમુજબ વ્યવસ્થા કરવામાં આવેલી હતી?"

"હા—નામદાર, બે જલાદો જેને તે કામ સોંપેલ હતું તે પોતાના ખભાઉપર તે મડદાંને લઇ ગયા અને સુર્યોદય સમયે તેઓએ એક હિંદુના મડદાંને,સંભાળવગર ત્યાં પડેલું જોયું તેથી મારા માણસોએ આ મડદાંને તેને સ્થાને મુકી તે મડદાંને પાણીમાં ફેંકી દીધું."

"જુલેખાંનું મડદું બાળી તેની રાખ કરવામાં આવી તે તેં કેમ જાણ્યું?"

"બેગમસાહેબ, મારા માણસો ત્યાં જે સંતાયા હતા તેઓએ મને ખબર આપ્યાછે કે કેટલાક હિંદુલોકો સ્મશાનમાં આવ્યા અને જુલેખાંના મડદાંને ભૂલથી બાળી મુક્યું."

નૂરજહાને કહ્યું "તુતો પહેલા નંબરનો મૂર્ખ જણાયછે, અને મને પણ તારી માફક મૂર્ખ માનેછે. જરા પણ અક્કલનો છાંટો હોય તેવો મનુષ્ય તારા જેવા બેનકુર માણસોની વાત કેમ માની શકે? જેઓ હિંદુ મડદું લઇને ત્યાં આવેલા તે તારી માફક મૂર્ખ ન હિ હોય. પોતે લાવેલ મડદાંને બદલે ભૂલથી જુલેખાંના મડદાંને તે શામાટે અગ્નિસરકાર કરે? વહાલાં સ્વજનનું મડદું તેઓ આખો બંધ રાખીનેજ બાળે કે?"

મશરૂ ચૂપ થઇ ગયો. શરમને લઇ પગથી માથાસુધી થરથરતો હતો. અલબત મૂર્ખ ન હતો. રાણીની દલીલ સમજી ગયો અને પોતાના મૂર્ખાઇઉપર મુંઝાયો પોતાના બે નોકરોએ કહેલ વાત તેણે રાણીને કહી હતી. પણ હવે તેને જણાયું કે તે વાત સત્ય માનવામા પોતાની ઘણી ભૂલ થઇ હતી. નૂરજહાનની નજરમાં ધૂળ નાખવાનુ અશક્ય હતું.

મશરૂ ચૂપ ઉભો હતો. નૂરજહાન બોલી "તેઓએ જુલેખાંના શબને ગમે,ત્યાં ફેંકી દીધેલ હશે અને તારી પાસે જૂઠી વાતજ આવી હશે"

"બાદશાહબેગમ—"

"ચૂપ—શહેરમાંથી તે બે હરામખોરોને તરત હાંકી કાઢ. હવે મને કહે, કે આ બેગમ મહાલમાંથી જુલેખાંની વૃદ્ધ નોકરને સરસામાન સહિત તેં કેમ જવા દીધી?"

"બાદશાહબેગમ! જુલેખાં થોડેસુધી તેની સાથે હતી અને આપના હુકમને માન આપી તેને મેં જવા દીધી"

"જે કાંઇ થોડું તેની પાસે હતું તે વૃદ્ધ નોકરસાથે તેણે મોકલી આપ્યું એ તું જાણેછે?"

"મેં હમણા સાંભળેલ છે કે"—

"ચૂપ કર—મૂર્ખ. હવે સમજ્યો હશે કે આ સર્વ અગાઉથી નક્કી કરી રાખેલ હતું. નહિતર આમ બનેજ નહિ."

"બાદશાહબેગમ!—"

"તેને કેમ ખબર થયેલ કે જુલેખાંનું મૃત્યું થવાનું!" મશરૂ ચૂપ થઇ ગયો અને નૂરજહાને પુછ્યું—

"આ વૃદ્ધની હીલચાલની કાંઇ તપાસ કરી છે."

"હા નામદાર મેં કરેલ છે—આગ્રાની પાન વેંચનાર—તે ગાંઝીયાને ઘેર ગઇ."

"એથી વધારે?"

"ત્યારપછી બન્ને ગુમ થઇ ગયાં છે."

"તું જાણે છે કે જુલેખાં, વૃદ્ધ સ્ત્રીનોકર અને ગાંઝીયા ત્રણે બંગાલનાં રહીશ હતાં."

"બાદશાહબેગમ!—"

"ચૂપ—ગદ્ધા—હવે તને ભાન થયું હશે કે

તું મોટામાં મોટો મૂર્ખ છે. બેગમમહાલના રક્ષણમાટે તને રાખવામાં આવેલ છે એજ અફસોસ. તું કેવો નાલાયક છે!"

મશરૂની મુંઝવણનો પાર રહ્યો નહિ. નૂરજહાનના ક્રોધનું પરિણામ તે જાણતો હતો. સઘળી હિંમત એકઠી કરી અર્ધ સાંભળીશકાય તેવા સ્વરે તેણે કહ્યું "બેગમસાહેબ, આપના તાબેદાર નોકરનો વાંક—"

સખ્તાઇથી નૂરજહાને જણાવ્યું—"તારામાં જરાપણ અક્કલ હોત, તો તે ત્રણેના કાર્યોમાં સરખાપણું તું જોઇશકત. જો ઝુલેખાં ખરેખર મરી ગઇ હોત, તો બીજા બેને નાશીજવા કારણુ નહોતું. તે નાશી ગયાં તેતો તું જુએછે. તેઓની હીલચાલઉપરથી મને વ્હેમ આવ્યો, નહિંતર તે વૃદ્ધની મારે શી જરૂર હતી અને ચોકબજારની પાનવાલીની પણ શી પરવા હતી જો ઝુલેખાં મરીગઇ હોત તો રાજ્યધાનીમાંથી ધંધો છોડી તેઓ જાત નહિ."

મશરૂએ હાથ જોડી બોલવાનો યત્ન કર્યો "બેગમસાહેબ, બાદીનુ સુરદું લાકડાજેવુ—

રાણી વચ્ચે બોલી "તેજ મારા વ્હેમને સબળ બનાવે છે. મારે કેટલીક ખાનગી તપાસ કરવાની છે."

બેગમમહાલના સુપ્રીન્ટેન્ડેન્ટના શરીરમાં ઉપલાં વાક્યથી કાંઇક જીવ જણાયો, અને બોલ્યો "આપનામદારનું ફરમાન હોય તો—"

ક્રોધાતુર ચહેરે નૂરજહાને તેની સામે જોયું અને ગર્જના કરી કહ્યુ "તને હું સારીરીતે ઓળખું છું, નશીબનો પાડ માન કે આજ તું જીવતો રહેવા પામ્યો"

લુચ્ચો મશરૂ મનમાં બડબડ્યો કે—"રાણીની, દયાનો અર્થ સમજુંછું. હજુ ઘણું કરવાનું હશે અને મારી મદદની જરૂર હશે. ઘણાં વર્ષ થયાં બાદિ છું અને સારી રીતે જાણુંછું કે જે દિવસે હું બિનઉપયોગી નિવડીશ તેજ દિવસે મારો નાશ કરતા રાણી જરાપણ આંચકો ખાશે નહિ."

"આવા સ્વાર્થસાધુઓ આ સમયમાં બહુ નજરે પડેછે, પોતાનું કાર્ય કરાવવા ગમે તે વચનો વાપરેછે, કામ થઈ રહ્યાપછી ધક્કો મારતાં જરાપણ અચકાતા નથી. મશરૂ પણ પહોંચેલો છે અને તેનું કાંઇ થાય તેપહેલાં તો રસ્તો શોધી કાઢશે."

પછી મોટેથી બોલ્યો—"આપની દયામાટે આપનો અત્યંત આભારી છું."

"દયા ન રાખ, સારા જાસુસતરીકે કામ કરે તેવો હુશિઆર માણસ તું લાવી શકીશ!"

"હા સાહેબ—"

"તારાજેવો મૂર્ખ ન જોઇએ હો?"

"બહુજ હુશિઆર છે."

"વિશ્વાસપાત્ર છે?"

"ચોક્કસ—આપણી જીંદગી તેને સોંપી શકીએ."

"હું જે કામ સોંપીશ તેની બરાબર તપાસ તે કરી શકશે?"

"તેમાં જરાપણ શક નથી તેજ લાયક છે—બહુજ શક્તિવાળી છે."

"હું તેને ઓળખું છું?"

"એવું લાયક માણસ આપનાથી અજાણ્યું ન હોય"

(અપૂર્ણ)

# સ્વદેશી સાહસનો વિજય ક્યારે થાય?

સ્વદેશી ચળવળનો યુગ ચાલુ થયો છે, પ્રજાના નેતાઓ, પ્રજાને સ્વદેશી વસ્તુઓ વાપરવા પ્રતિજ્ઞાઓ લેવરાવે છે; પ્રજાઆગ્રહી બની સ્વદેશી વસ્તુ વાપરવાનાં વ્રત લે છે, અને તેથી દરેક સ્વદેશી ઉદ્યોગો પગભર થતા જાય છે, દિનપ્રતિદીન અસંખ્ય ઉદ્યોગીક સાહસો શરૂ થયા છે, પરંતુ પરિણામે કેટલા સાહસો વિજય મેળવશે એ એક શંકા ભરેલો સવાલ હિન્દના વિચારકોની સંગીન વિચારમાળાને તોડી નાખે છે,—કેમકે જેમાં અત્યંત સ્વાર્થ રહેલો છે, જેમાં આંતરીક તપાસતાં સ્વદેશ પ્રેમનો ગંધ પણ નથી, એવાં સ્વદેશી સાહસો, વિજય મેળવી શકે? એ સર્વદા અસંભવિત વાત છે.

આપરથી આટલી વાત સ્પષ્ટ થાય છે કે, જો સ્વદેશી સાહસનો પાયો, સનાતન સત્ય સ્વદેશ પ્રેમ ને સ્વાર્થના પ્રમાણસર ત્યાગપર રચાએલો હોય, તેનોજ અંતે વિજય થાયછે. અમે પણ આ અમારા ઉપાડેલા સ્વદેશી સાહસમાં એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આજ અનુભવી રહ્યા છીયે,—અને ખાસ સ્વદેશી બન્ધુઓને ફાયદો કરી આપવાની ખાતર—વિદેશી માલને હઠાવવાની ખાનગ નવીનવી યોજનાઓથી સ્વદેશી સાબુ બનાવવાનું અમારા તરફથી ઉપાડવામાં આવેલું મોટું સાહસ, ધીમેધીમે પણ સંગીન વિજયની વાટપર આવતું જાયછે!—

સ્વદેશીનો આગ્રહ ધરાવનાર અત્યારે હિન્દવાસીયોનો મોટો ભાગછે, ને તેઓ અમારો સ્વદેશી બનાવટનો રેલ્વે સોપ વાપરી ફાયદો મેળવે, એ કંઇ વધુ આશ્ચર્ય જેવું નથી, પરંતુ જે વિદેશી માલપર મોહી પડયો છે, એવો પરદેશી માલની વાહવાહ પોકારનારો પ્રજાનો કેટલોક ભાગ પણ આ રેલ્વે સોપનો પુર છુટથી ઉપયોગ કરી ફાયદો ને સગવડ મેળવવા લાગ્યો છે,— આનાં કારણો તપાસતાં—દરેક હિંદીને જાણવું અગત્યનું થઇ પડશે કે આ કુંપનીના સાબુઓએ થોડાજ વખતમાં સાબુના બજારમાં સારી નામના મેળવી છે, આ સાબુ દરેક પવિત્ર અને સ્વદેશી વસ્તુથી બનતો ઝીણાં કપડાં ધોવામાં ટકાઉ, ને ઉત્તમ સાબીત થયો છે. અને હિંદી રસાયનશાસ્ત્રિઓ પણ કંઇક કરી શકે છે!—એવી બીતી હરીફ વિદેશી વેપારીયોનાં દિલમાં ઉત્પન્ન કરી છે—

સ્વદેશી ચીજને નામે સ્વાર્થ સાધનારાઓને પણ આ સાબુએ ચમકાવ્યા છે, કેમકે ખાસ ખર્ચ પૂરતો જુજ નફો ચડાવી આ રેલ્વે સોપ સસ્તામાં સ્વદેશબાંધવોને આપવા આ કું. એ પહેલ કરી છે, કે જેની હરીફાઇમાં ઉભું રહેવું, તીજોરીતર કરવાની ઇચ્છાવાળાઓને પાલવે નહિ.

આ સાબુનો બહોળો પ્રચાર કરી અમારા હિન્દીભાઇઓના લાભને જાળવી રાખવા તેમજ આ સાહસને અંગે બીજા નવા સ્વદેશી ઉદ્યોગો ખીલવવા મેમ્બરશીપની એક યોજના આ કું. તરફથી બહાર પાડવામાં આવી છે, કે જેને આચારમાં ઉતારી મેમ્બર થનારને નીચે મુજબ લાભ મળે છે.

# સ્વદેશી સાહસનો વિજય ક્યારે થાય?



સ્વદેશી ચળવળનો યુગ ચાલુ થયો છે, પ્રજાના નેતાઓ, પ્રજાને સ્વદેશી વસ્તુઓ વાપરવા પ્રતિજ્ઞાઓ લેવરાવે છે, પ્રજાઆગ્રહી બની સ્વદેશી વસ્તુ વાપરવાનાં વ્રત લે છે, અને તેથી દરેક સ્વદેશી ઉદ્યોગો પગભર થતા જાય છે, દિનપ્રતિદીન અસંખ્ય ઉદ્યોગીક સાહસો શરૂ થયા છે, પરંતુ પરિણામે કેટલા સાહસો વિજય મેળવશે એ એક શંકા ભરેલો સવાલ હિન્દના વિચારકોની સંગીન વિચારમાળાને તોડી નાંખે છે,–કેમકે જેમાં અત્યંત સ્વાર્થ રહેલો છે, જેમાં આંતરીક તપાસતાં સ્વદેશ પ્રેમનો ગંધ પણ નથી, એવાં સ્વદેશી સાહસો, વિજય મેળવી શકે? એ સર્વદા અસંભવિત વાત છે.

આપરથી આટલી વાત સ્પષ્ટ થાય છે કે, જે સ્વદેશી સાહસનો પાયો, સનાતન શુદ્ધ સ્વદેશ પ્રેમ ને સ્વાર્થના પ્રમાણસર ત્યાગપર રચાયેલો હોય, તેનોજ અંતે વિજય થાયછે. અમે પણ આ અમારા ઉપાડેલા સ્વદેશી સાહસમાં એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આજ અનુભવી રહ્યા છીયે,–અને ખાસ સ્વદેશી બન્ધુઓને ફાયદો કરી આપવાની ખાતર–વિદેશી માલને હઠાવવાની ખાતર નવીનવી યોજનાઓથી સ્વદેશી સાબુ બનાવવાનું અમારા તરફથી ઉપાડવામાં આવેલું મોટું સાહસ, ધીમેધીમે પણ સંગીન વિજયની વાટપર આવતું જાયછે!–

સ્વદેશીનો આગ્રહ ધરાવનાર અત્યારે હિન્દવાસીયોનો મોટો ભાગછે, ને તેઓ અમારો સ્વદેશી બનાવટનો રેલ્વે સોપ વાપરી ફાયદો મેળવે, એ કંઇ વધુ આશ્ચર્ય જેવું નથી, પરતુ જે વિદેશી માલપર મોહી પડયો છે, એવો પરદેશી માલની વાહવાહ પોકારનારો પ્રજાનો કેટલોક ભાગ પણ આ રેલ્વે સોપનો પુર છુટથી ઉપયોગ કરી ફાયદો ને સગવડ મેળવવા લાગ્યો છે,– આનાં કારણો તપાસતાં—દરેક હિંદીને જાણવું અગત્યનું થઇ પડશે કે આ કું૦ના સાબુઓએ થોડાજ વખતમાં સાબુના બજારમાં સારી નામના મેળવી છે, આ સાબુ દરેક પવિત્ર અને સ્વદેશી વસ્તુથી બનેલો છતાં કપડાં ધોવામાં ટકાઉ, ને ઉત્તમ સાબીત થયો છે, અને હિંદી રસાયનશાસ્ત્રિઓ પણ કંઇક કરી શકે છે!–એવી બીતી હરીફ વિદેશી વેપારીયોનાં હૈયામા ઉત્પન્ન કરી છે—

સ્વદેશી ચીજને નામે સ્વાર્થ સાધનારાઓને પણ આ સાબુએ ચમકાવ્યા છે, કેમકે ખાસ ખર્ચ પૂરતો લુજ નફો ચડાવી આ રેલ્વે સોપ સસ્તામાં સ્વદેશબાંધવોને આપવા આ કું એ પહેલ કરી છે, કે જેનો હરીફાઇમાં ઉભું રહેવું, તીજોરીતર કરવાની ઇચ્છાવાળાઓને પાલવે નહિ.

આ સાબુનો બહોળો પ્રચાર કરી અમારા હિન્દીભાઇઓના લાભને જાળવી રાખવા તેમજ આ સાહસને અંગે બીજા નવા સ્વદેશી ઉદ્યોગો ખીલવવા મેમ્બરશીપની એક યોજના આ કું. તરફથી બહાર પાડવામાં આવી છે, કે જેને આચારમાં ઉતારી મેમ્બર થનારને નીચે મુજબ લાભ મળે છે.

**મેમ્બર**—મેમ્બર તરીકે દાખલ થનાર ગ્રાહકને નીચેની લાભદાયક શરતોએ ફક્ત રૂા. ૨૫) પચ્ચીસ આ કું૦ ના સેફ ડીપોઝીટ ખાતામાં અનામત મૂકવાના હોયછે, કે જે રૂપિઆ ગમે તે વખતે રસીદ રજુ કરતાં પુરેપુરા પાછા મેળવી શકાય છે.

૧—આ ડીપોઝીટ રાખેલી રકમનું વ્યાજ આપવામાં આવતું નથી, પરંતુ વ્યાજને બદલે દર મહીને રેલ્વે સાબુના બે સીંગલ લાદા મફત આપવામાં આવેછે.

૨—આ બે સીંગલ લાદા ઉપરાંત દરેક ડીપોઝીટર (થાપણ રોકનાર) ને દર મહીને ૭, ૭, કિફાયતી કુપન આપવામાં આવે છે, આ કુપન અમારી આફીસમાં રજુ કરતાં દર કુપન દિઠ સાબુનો એક સીંગલ લાદો ફક્ત ત્રણ આનાની કીમતે આપવામાં આવે છે, કે જે કુપનનો ઉપયોગ ડીપોઝીટરના સગાવ્હાલા, કે મિત્ર પણ સંપુર્ણ છુટથી કરી શકે છે

૩—આમ દર મહીને મફત બે લાદા અને ૭ કુપન મેળવનારા ગ્રાહકો કદાચ પોતાની ડીપોઝીટ મુકેલી રકમ, એક મહીના કરતાં ઓછી મુદતમાં પાછી ઉંચકી લે તો તેઓને આ લાદા ને કુપન મફત મેળવવાનો હક રહેતો નથી.

૪—આ ડીપોઝીટની રકમ કોઇપણ ગ્રાહક લાંબી મુદતસુધી કું૦ ના સેફ ડીપોઝીટ ખાતામાં જમે રાખી હરહમેશ મુજબ લાભ મેળવવા ઇચ્છતો હોય, પરંતુ કું૦ એવી અનામત વધુ વખત પોતાને ત્યાં જમે રાખવા નહિ ઇચ્છતી હોય, તો તે અનામત ધણીને પાછી સોંપી, અપાતો લાભ બંધ કરી શકેછે.

ઉપર જણાવ્યા મુજબ સાબુના બહોળા ફેલાવાઅર્થે, દેશી ભાઇઓના લાભ ખાતર અર્થે તેમજ આ ઉદ્યોગને અંગે બીજા સ્વદેશહિતનાં ઉદ્યોગિક સાહસ ઉઠાવવામાટેજ આ યોજના હાથ ધરવામાં આવી છે, જેમાં અન્ય શંકાને અવકાશ નથી, ને તેથીજ દરેક સ્વદેશ હિતચિંતકનું કર્ત્તવ્ય છે કે, આ યોજનાનો લાભ પોતે લેવો અને પોતાના બંધુઓને અપાવવો.

છુટક સીંગલ લાદા નંગ ૧ ના પાંચ આના.

| | |
|---|---|
| ઓફીસ-પ્રિન્સેસ, | લી. રણછોડદાસ નાગરદાસ સંઘવી, |
| સ્ટ્રીટ-મુંબઈ. | પ્રોપ્રાયટર. |

## ધી રેલ્વે સોપ મેન્યુફેક્ચરીંગ કું.

ઇન્સ્યુરન્સ, એસ્ટેટ, મેટલવર્કસ, લેધર ગુડઝ, વિગેરે કામકાજ કરનાર-



# નબળી પાચન શકિત

## અને તેથી થતાં ભારે દુઃખ દેતાં દરદોનો સર્વથી મોટો હરીફ
## ડૉ૦ બે૦ મોતીવાળાની

# વનસ્પતિની હજમીયતની ગોળીઓ

માથાનાં દરદ, ચક્કર, છાતી ઉપરના ખાટા ઓડકાર, વાયુ, બગડેલી અથવા થરો બાઝેલી જીભ, પીત, ચમક [હિસ્ટિરિઆ] કબજીયાત, ખેહેર મારી ગએલું કલેજું, પીઠ અથવેનાં દરદ તથા ઘણાએક પ્રકારના બહુ દુખ દેનારા ઉપદ્રવો જે નબળી, અપુરતી અને ધીમી પાચન શકતીથી પેદા થાય છે તે સરવે દરદોને પાચન શકતી વધારી તથા મતલાની તેજી કરી એ વનસ્પતિની ગોળીઓ મટાડે છે જે સ્ત્રીઓ હિસ્ટિરિઆ અથવા ચમકથી હેરાન થતી હોય તેઓ આ ગોળીઓ વાપરી જોશે તો તેના થોડાક દિવસના ઉપયોગથી જે ગુણ થશે તે જોઇ તેઓ જરૂર તાજુબ થશે.—જેમને અપુરતી પાચનશકતી સાથે કાંઇ ચામડીનું દરદ પણ લાગુ પડયુ હોય તો તેવાઓ માટે અમારી "દરાજની બુકી" બહુજ ઉત્તમ છે અને તેવાઓએ આ બુકીનો ઉપલી "હજમીયતની ગોળીઓ" સાથે ઉપયોગ કરવા ચુકવું નહિ જો આ ગોળીઓથી સખત કબજયાત નહી તુટે તો તે માટે અમારો વખણાએલો વનસ્પતિનો "જુલાબનો પાક" તુરત મગવી વાપરો. એ પાકથી થતા ગુણો જોઇ દરદી પોતે અચંબો પામ્યા વિના રહેશે નહિ જેમના મોહોમાંથી ખરાબ વાસ નીકળતી હોય તેઓએ આ ગોળીઓ સાથે અમારા "દાંતના સાધારણ દરરોજના વપરાસ માટેના મંજનનો" ઉપયોગ કરવા ભુલવુ નહી એથી મોઢામાં વાસ દુર થવા ઉપરાંત દાંત મજબુત થઇ સુંદર થાય છે. લોહીના બગાડમાટે અમારી "ટોનીક ઓફ લાઈફ" નામની દવા બહુજ જાણીતી થઇ છે

કિંમત—"હજમીયતની ગોળીઓ" ની શીશી ૧ ના રૂ. ૦ાન્ન, "દરાજની બુકી" ની શીશી ૧ ના રૂ. ૦ાન્ન, "જુલાબના પાક" ની ડબી ૧ ના રૂ. ૦ાા તથા "દરરોજના વપરાસમાટેના મંજન" ની શીશી ૧ ના રૂ. ૦ા તથા ડબી ૧ ના રૂ. ૦ાન્ન અને લોહીના બીગાડમાટેની "ટોનીક ઓફ લાઈફ" નામની દવાની શીશી ૧ ના રૂ. ૧ા તથા રૂ. ૨.

એકલા બનાવનાર—ડૉ. બે. મોતીવાળા,
મોરલેંડ રોડ, ભાયખલા કલબની બાજુમાં, ભાયખલા —મુંબઇ

## સર્ટીફીકેટ.

૧ મી૦ અરદેશર ખરશેદજી ફરદુનજી તે એક વેળાના મુંબઇના શેરીફ તથા પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબના બેટા અને યુનાઇટેડ સ્પીનીંગ તથા વી૦ કું૦ ના મંત્રી જણાવે છે કે "અજીરણ વીકાર તથા પીત વીકાર જેથી હું વારીઘડીએ હેરાન થતો તે તમારી હજમીયાતની ગોળીઓ વાપરવાથી મટયાં છે"

૨ મી૦ એન એમ વહાડયા તે ન્યાય ખાતામાં સરકારના આસીસ્ટંટ સેક્રેટરી સાહેબ લખે છે, "તમારી હજમીયતની ગોળીઓથી મને ફાયદો લાગે છે."

ચેતવણી—મોતીવાળાની જુદી જુદી દવાની ઘણીએક ખોટી બનાવટ થાયછે, માટે લેનારાઓએ ડી. બી. મોતીવાળાનાં સીલ શીશીને બંને છેડે બરાબર જોઇનેજ દવા લેવી.



હાલના આ કાળા કહેરના સમયમાં

<u>નિરાધાર થએલા</u>



હું

અને આ મ્હારો ન્હાનકડો ભાઇ

**પૈસેજ શ્રીમત નાહ**

પણ

**દિલના એ શ્રીમતના**

ખરી

**હલાલની રોજીના પૈસાએ**

**કરેલા દાનથીજ**

**ઉગર્યાં છીએ.**

કેવળ

**ધનનાજ શ્રીમત નહિ**

પણ

**દિલના ખરા શ્રીમંતો**

જરૂર

**દિલની સાચી શ્રીમતાઈ**

બતાવી

અમારા જેવાં અનેક અનાથોને

બચાવો

**રોજની જંજાલમાં હમને**

ભૂલતા ના,

તેમાટે જરૂર લખો—

**મંત્રી-હિંદુ અનાથાશ્રમ,**

નડીઆદ.

## — વિષયાનુક્રમ —


| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| (૧) | ભલા એ ન્યાય ક્યાંનો છે. (કવિતા)... | ૧૬૧ |
| (૨) | સ્ત્રીહિતશિક્ષા. | ૧૬૨ |
| (૩) | વસંતવર્ણન. (કવિતા) | ૧૭૨ |
| (૪) | નિષ્કામકર્મની મહત્તા. | ૧૭૩ |
| (૫) | સખીને સંબોધન. (કવિતા) | ૧૮૧ |
| (૬) | બેદુલા. | ૧૮૨ |
| (૭) | વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા. | ૧૮૭ |
| (૮) | ઉઠો ઉઠો ભારતને ઉઠાડો. (કવિતા)... | ૧૮૯ |
| (૯) | ચિત્તવૃત્તિ-વિજ્ઞાનશાસ્ત્ર. | ૧૯૦ |
| (૧૦) | શાને દુભાવો? લોક ઓ! (કવિતા)... | ૧૯૬ |
| (૧૧) | આયુર્વિષયની ચર્ચા. | ૧૯૭ |
| (૧૨) | સાભિપ્રાય સ્વીકાર. | ૧૯૮ |
| (૧૩) | હિતવચનો. | ૧૯૯ |
| (૧૪) | દિલ્હી દરબાર (ચાલુ વાર્તા) ... | ૨૨૯થી ૨૩૬ |

ૐ

# અંકુશ.

ANKUSH

પુસ્તક ત્રીજું. — ફાલ્ગુન ૧૯૭૬. — અંક ૫ મો.

## भला ए न्याय क्यांनो छे ?

ગજલ–કવ્વાલી.

કુડાં કૃત્યોજ આરંભી જનો પસ્તાય છે અન્તે;
પછી માફી અહા! ચાહે, ભલા એ ન્યાય ક્યાંનો છે?

ગરીબની રેંસતાં ગર્દન, જરી ના દિલ દયા ધારે;
ચહે હા! માફી સપડાતા, ભલા એ ન્યાય ક્યાંનો છે?

તૃષિત કરથી ઝૂંટી પ્યાલુ, અરેરે! ઢોળી દે જલને;
ઈતર પામે જલની ઇચ્છા-કરે, એ ન્યાય ક્યાંનો છે?

ન દે આશ્રય નિરાશ્રિતને, અતુલ લક્ષ્મી છતાં નિજની;
ચહે આશ્રય બુરી વેળા, ભલા એ ન્યાય ક્યાંનો છે?

પડેલાપર અરે! પાટુ લગાવ્યા રાખી ના બાકી;
પડે ઉઠના મદદ માગે, ભલા એ ન્યાય ક્યાંનો છે?

ઉછેર્યાં સીંચ્યાં ના જલને, કદી વૃક્ષો જીવનપથમાં;
પછી ગોધે શીતલ છાયા, ભલા એ ન્યાય ક્યાંનો છે?

ઉચાર્યાં ના કહે "चन्द्र", દુઃખિતપ્રત્યે મધુર વેણો;
પછી દુઃખમાં ચહે સાંત્વન, ભલા એ ન્યાય ક્યાંનો છે?

ચન્દ્રશંકર ધીરજલાલ પંડયા–ઉમ્મસા.

# શ્રીહિતશિક્ષા.

લેખક—શ્રીયુત શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર—જામનગર.



જગત્કર્તા પરમેશ્વરની માનસસૃષ્ટિ અને દૈહિકસયોગસૃષ્ટિ એ પ્રમાણે બન્નેજાતની સૃષ્ટિમાં માનસસૃષ્ટિકરતાં દૈહિકસંયોગસૃષ્ટિ અધિક વિસ્તૃત થવાને લીધે માનસસૃષ્ટિનુ વિસ્મરણ કરાવનાર થઇ પડી છે સૃષ્ટિનુ કારણ અને કાર્ય એ બન્ને નરજાતિ અને નારીજાતિ છે અન્યનરજાતિ સૃષ્ટિનું કાર્ય છતા પણ અધિ[illegible]ર હોવાથી નિરુપયોગીજેવી છે. એ પ્રમાણે હોવાથી મુખ્ય અને કાર્યોપયોગી બે જાતિજ છે. તેઓમા પણ મનુષ્યજાતીય નર અને નારી સર્વોત્તમ છે. કારણ કે તે બુદ્ધિ, વિવેક, ધૈર્ય, કાર્યસામર્થ્ય અને તેવા બીજા પણ સ્વપરોપકારક અનેક ગુણોનુ સ્થાન છે જોકે કેટલાએક નરો અને નારીઓ દુષ્ટ ભાવના હોવાને લીધે સ્વપરોપકારક થવાને બદલે સ્વપરોપઘાતક થઇ પોતાના સંબંધમા આવનારાને પ્રત્યક્ષરીતિથી તથા પરોક્ષરીતિથી મોહોટી હાનિમા ઉતારે છે તથાપિ તે બુદ્ધિ વિવેક અને કેળવણીના અભાવનોજ પરિણામ છે. અન્ન, વસ્ત્ર, નિવાસસ્થાન, આરોગ્ય અને વ્યવહાર. એ પદાર્થપંચક મનુષ્યમાત્રને નિર્વાહનાં આવશ્યકસાધનો છે એ સાધનો સંબંધી યોગક્ષેમ સ્ત્રી તથા પુરુષના પ્રાગલ્ભ્યાનુકૂલ પ્રયત્નસાધ્ય છે. ઉક્ત પદાર્થપંચકનુ ઉપાર્જન કરવું એમાં પુરુષનો મુખ્યતાથી અનાદિસિદ્ધ અધિકાર છે અને ઉપાર્જન કરેલા પદાર્થોનુ સંરક્ષણ કરવું એમાં મુખ્યતાથી સ્ત્રીનો અનાદિસિદ્ધ અધિકાર છે. ઉપાર્જન અને ઉપાર્જિતનું સંરક્ષણ એ યોગક્ષેમ શબ્દોનો અર્થ છે. પુરુષ ગમે તેવા પ્રયત્નથી પદાર્થોને મેળવી પોતાના કબજામાં રાખે પણ જો ઘરમાં આવ્યાપછી તેની યોગ્ય વ્યવસ્થા ન થાય તો તેવિષેનો યત્ન નિષ્ફલ નિવડે છે. એટલામાટે જેટલેઅંશે પદાર્થોના ઉપાર્જનની આવશ્યકતા છે તેટલેજ અંશે તેઓના સંરક્ષણની પણ આવશ્યકતા છે. એટલામાટે સ્ત્રીએ પોતાના પતિના સુખમાટે, પોતાના સુખમાટે, પ્રજાના સુખમાટે અને વ્યવહારની અનુકૂલતામાટે ક્ષેમમાં તત્પર રહેવું જોઇએ. સ્ત્રીએ પ્રથમ ધાન્યના સંરક્ષણમાટે પૂરતુ ધ્યાન આપવાનુ છે. તંદુલ [ચોખા] વગેરે કેટલાંએક ધાન્યો જુના કાલનાં હોય તો સારા ગણાય છે. તેથી તેવાં ધાન્યોને તેવા બંદોબસ્તથી રાખવાં જોઇએ કે જેને લીધે તેઓ સૂક્ષ્મકીટવગેરેથી દુષ્ટતાને ન પામે. કેટલાંએક ધાન્યો પોતાની મોસમવગર બીજા સમયમા મેળવવાં હોયતો બહુ મુશ્કેલી પડે છે. તેવાં ચોળાવગેરે ધાન્યો ઇચ્છા થાય ત્યારે ઉપયોગમાં આવીશકે એટલામાટે પ્રથમથી તેઓનો યોગ્ય ઉપયોગજેટલો સંગ્રહ કરી રાખવો જોઇએ અને તે ધાન્યનું પૂરતીરીતે રક્ષણ પણ કરવુ જોઇએ. પ્રથમથીજ

પ્રત્યેકદિવસે આહારમાં લેવાનાં ધાન્યોના સંબંધમાં નેત્રદ્વારા ઉદ્વર્ણ્ય અવર્ણત્વનો, નેત્ર અને હસ્તદ્વારા અનુપયોગી સાંસર્ગિક પદાર્થોને દૂર કરવાનો, બન્ને હાથથી સંસૃષ્ટ-ભેળાં થએલાં ફોતરાંને જૂદાં પાડવામાટે સુપડાને હલાવવાનો, અનુપયોગિ કાઠિન્યને દૂર કરી ઉપયોગિ માર્દવને લાવવામાટે તથા ઉત્પત્તિસિદ્ધ તુષોના પૃથક્કરણનેમાટે ઉખલમાં મુસલદ્વારા થતા અવહનન [ખાંડવું-નયા છડવું]નો, તીક્ષ્ણશક્તિની મંદતામાટે, સંસ્કારજન્ય મૃદુતાને માટે, આકૃતિના આધિક્યમાટે અને વિશેષ યત્નવિના તુષાપનય માટે જલાપ્લાવન [પાણીમાં પલાળવું] નો, ચૂર્ણોપયોગી સ્થિતિનેમાટે પેષણીનો અને દ્વિદલતાવગેરેને માટે લઘુપેષણીનો સંસ્કાર કરવા સંપૂર્ણ ધ્યાન આપવુ જોઇએ. કેટલાંએક અખંડધાન્યોને, ખંડધાન્યોને અને પિષ્ટરૂપ થએલાં ધાન્યોને તેઓની સ્વાભાવિક ઉત્તમ સ્થિતિમાં વિકૃતિ ન થવામાટે યોગ્યપાત્રોની, તે ઉપરના પિધાનની, રાખવાના ભૂમિપ્રદેશની, મૂષકવગેરે ધાન્યભક્ષક પ્રાણીઓથી રક્ષણની તથા પરિપવન [ચાલિની] સંસ્કારની પણ પૂરતી કાળજી રાખવાની છે. નિસ્તવગેરે ધાન્યોનેમાટે તેઓમાં ઘણા રજ કણોનો સભર હોવાથી તેઓને દૂર કરવા માટે વાતોપ્લવન [વાવલવા] વગેરે સંસ્કારો કરવાના છે. તે તે ધાન્યોની ઉત્પત્તિ, તે ઋતુકાલજ છે, અપર્તુકાલજ છે, સ્વદેશજ છે કે પરદેશજ છે? તેવિષેનો પણ વિચાર કરવાનો છે. તે તે ધાન્યોની આકૃતિ, પ્રમાણ અને વર્ણ સ્વાભાવિક આકૃતિવગેરેથી ન્યૂનતાવાળાં છે, અધિકતાવાળાં છે, કે સામાન્ય છે? તેઉપર પણ ધ્યાન દેવાનું છે. કારણ કે આકૃતિવગેરેની અસ્વાભાવિક ન્યૂનતા તથા અધિકતા ઉપાદેય નથી. ઘરમાં વિશેષ પ્રમાણમાં તથા સાધારણ પ્રમાણમાં પડેલાં ધાન્યો, ધાન્યભક્ષક પશુઓથી, પક્ષિઓથી તથા ધાન્યદૂષક શ્વાન અને બિલાડાવગેરે પ્રાણીઓથી ઉચ્છિષ્ટ ન થાય તેવી સગવડ રાખવાની છે. અમુક પ્રાણીઓથી અમુક ધાન્ય દુષ્ટ થાયછે તે વિષયમાં એક કિંવદંતી અહીં ઉપસ્થિત થાયછે. એક મોહોટા ગામમાં અશાસ્ત્રીય પદ્ધતિથી સંન્યાસ લઇ ઉપરથી ધર્મનો ઢોંગ કરી અનાયાસે સુખપૂર્વક નિર્વાહ ચલાવવામાટે કાષાય વસ્ત્રવગેરે પરિવ્રજ્યાનો વેષ ધરી અંદરથી અનેક કૃત્યો કરનારી શાંડિલીમાતા એવા નામથી પ્રસિદ્ધ એક પરિવ્રાજિકા રહેતી હતી. તે કોઇ વખત યંત્રમંત્રોના પ્રયોગથી, કોઇ વખત ભિક્ષાના બાનાથી, કોઇ વખત કલ્પિત ઔષધોના પ્રયોગથી, કોઇ વખત સ્ત્રીઓના હાથ પગની રેખાઓને જોઇ ભૂત ભવિષ્યનાં શુભાશુભ ફલો કહેવાથી અને એટલાથી પણ સંતોષ ન થતાં, કોઇ વખત ધાન્યાદિના ક્રયવિક્રયથી પણ ઉદ્યોગમા મુસ્ત રહેતી. કારણ કે વૈરાગ્યનો જેમાં ગંધ પણ ન હોય તેવો સંન્યાસ તેવા પરિણામવાળોજ નિવડે છે. એ પ્રમાણે કેટલોક વખત જતા આખા ગામમાં તે શાંડિલીમાતા મુગ્ધલોકોના મનમા પરિવ્રાજિકારૂપે અને વિચક્ષણ લોકોના મનમાં પ્રપંચીરૂપે પ્રસિદ્ધિમા આવી હતી

તે શાંડિલીમાતાને એક છોકરો હતો, તેની સ્ત્રી હતી અને તેને ઘેર પણ છોકરાં હતાં.

તેના છોકરાની સ્ત્રી બરોબર હુશિયાર ન હતી તેથી ઘરની ચીજવસ્તુઓને બરોબર સાચવ તી ન હતી તેને લીધે હમેશા બન્નેને તકરાર થતી. એ પ્રમાણે ચાલતા ગામમા ધોળા ત લનો ભાવ ઘણોજ ઘટી જવાથી શાકિની માતાએ એકદમ મોટા પ્રમાણમા ખરીદી લીધા. ઘેર લાવ્યાપછી તેમાંથી ક્ષુદ્ર જંતુઓને દૂર કરવામાટે પોતાના ઘર આગળના વિ સ્તીર્ણ પ્રદેશમા ત નાખી વહુને તેના સરક્ષણમાટે સંપૂર્ણ ભલામણ દઇ પોતે બીજા ઉદ્યોગમાટે ગામમા ગઇ પ છળથી વહુએ મૂર્ખતાને લીધે બરોબર સભાળ ન રાખી ભોજન કર્યાપછી શ્વાનભાગ દેવાના સમયમા ઘરથી દૂર ન જતા ઘરના આગણામ જ તેણીએ અન્ન દેવામાટેનો શબ્દ પોકાર્યો તેજ વખતે અનેક કુતરાઓ એક બીજાને જતા દેખી એકઠા થયા તેઓએ પોતાના જાતિ સ્વભાવથી પાથરેલ તલના ઢગલાઉપર આવી અન્નના ટુકડાઓ કે જે શાકિનીમાતાની પુત્ર વધૂએ આપેલા હતા તેઓને ઝોટાઝોટ કરી ખાવા માડ્યા અને પાથરેલા તલઉપર મૂતરવા લાગ્યા કુતરાઓએ મૂતરીને બગાડેલો તલનો તે ભાગ પરસ્પરમા લ ઇ થવાને લીધે સ ઘળા તલમા વ્યાપ્ત થઇ ગયો અને તલનો જથ્થો આમતેમ ઉથલપાથલ થઇ ગયો તે વહુએ ઘણા પ્રયાસે શ્વાનને તેઓની જાતને અને કામને છાજતી પૂજાથી વિદાયગિરી આપી વહુ ઉભી હતી તેટલામા બહારથી શાકિ નીમાતા ઘરઆગળ આવી આવીને તલના સમુદાયને રણધ્વસ્ત થઇ ગયેલો જોઇ તથા તેમાં કુતરાઓના મૂત્રને તથા તેના દુર્ગંધને તથા ભીંજાએલા તિલસમુદાયને દેખી વહી ગુસ્સે થઇ અને મનમાં વિચારવા લાગી કે આ તિલરાશિઉપર કુતરાઓ મૂતરી ગયા તેથી હવે તે ખેતરમા વાવવા છતા પણ બિલકુલ ઉગશે નહિ કારણ કે ક્ષારના યોગથી અમનું બીજ નિર્વીર્ય થઇ જાય છે તેમા પણ શ્વાનના મૂત્રમા તો ખાસ તેવો ગુણ છે કે તિલના બીજને નષ્ટ કરી નાખે છે માટે હવે આ ધોળા તલ આપી ૬૦ કાળા તલ ખરીદી લઉં તો ખોટ ન જાય, તેમ કા ળાતલ રાખીને ધોળાતલ આપીશ એવું કોઇપણ ના નહિ પાડે એવો વિચાર કરી તુરતજ ગામમા જાહેર કર્યું કે શાકિનીમાતા ધોળાતલ આપી તેને બદલે કાળાતલ રાખે છે જેની ઇચ્છા હોય તે લઇ જજો આવી રીતે થવાથી ઘણા લોકો તે પ્રમાણે કરી મનમા પ્રસન્ન થયા, પણ જેઓ પહોચેલા હતા તેઓ વિચાર કરીને બોલ્યા કે—' नाकस्मा च्छाण्डली माता विक्रीणाति तिलैस्तिलान्" શાકિ નીમાતા કે જે બડી કાબેલ છે તે એકદમ ધોળાતલ કે જે મોહોંઘી કિમતના છે તે આપી દઇ થોડી કિમતવાળા કાળાતલ તે રાખે છે, એમા કાઇક પ્રબલ કારણ છે પા છળથી ઉપરનુ કારણજ નિકળ્યુ એ પ્રમાણ સ્ત્રીઓની મૂર્ખતાથી મ્હોટો અનર્થ થાય છે એતો શાકિનીમાતા પહોચેલી હતી જેમતેમ કૂચો કરી રસ્તે લાવી આ લખવાથી સ્ત્રીઓનેમાટે તેઓની યોગ્ય દેખરેખસાર ઘરમાં કોઇ અનુભવી વૃદ્ધ માણસની જરૂર છે. તેમા પણ જે ઓમા પ્રથમથી પોતાના કર્તવ્ય કાર્યો સંબધી યોગ્ય બુદ્ધિજ ન હોય

તેવી ઓઓનેમાટે તો હમેશાં તેવા કોઇ કાર્યનિર્વાહક વૃદ્ધ વ્યવહારકુશલ પુરૂષની અથવા તેવાજ ગુણથી કેળવાએલી સ્રીની જરૂર છે. અને જે સ્રી બુદ્ધિમતી હોય તેણીના સંબંધમાં પણ બુદ્ધિનો અનુભવસિદ્ધ પરિપાક, અવસ્થાનો પરિપાક અને પોતાના પતિની સેવાથી આરંભી ગૃહસ્થાશ્રમસંબંધી ઐહલૌકિક તથા પારલૌકિક બાબતકાર્યનિર્વાહમાં સમર્થ વ્યવહાર કૌશલ્યનો પરિપાક આવે ત્યાંસુધી વૃદ્ધ અનુભવી આપ્તજનની જરૂર છે. સાંપ્રતકાળમાં તો ઘરમાં સાસુ સસરો કે તેવા આપ્તજનો હોય તો નવપરિણીતા સ્રી આવીને તુરતજ તેઓના તરફથી શું શું લાભો થયા છે અને શું શું લાભો થશે એ વિષયનો દીર્ઘ વિચાર પણ નહિ કરતાં તેઓના સંરક્ષણ નીચે રહેવાનું પસંદ નહિ કરી વિરૂદ્ધ પડી જઇ તે વૃદ્ધલોકો કે જેઓએ પોતાના પતિઉપર અપ્રતિમ ઉપકારસાગરને ઉભરાવવામાં પૂર્ણચંદ્રની ગરજ સારી છે તથા જેઓ પુત્રતરફ તથા પુત્રવધૂતરફની પ્રત્યુપકારરૂપે સેવા ભક્તિ અને યોગ્ય પોષણની આંતર ઇચ્છાયુક્ત અંતઃકરણવાળાં હોય છે તેઓને તકલાદી કારણો દર્શાવી, પોતાની તુચ્છબુદ્ધિ હોવાને લીધે તથા વિદ્યાભ્યાસવગેરે સુધારાસંબંધી કેળવણીના અયોગ્ય પરિણામનું પાત્ર હોવાથી જુદાં મુકી દે છે અથવા તો પોતાના પતિને જેમતેમ ઉંધું સમજાવી પોતે જુદી પડી જાય છે. પણ જ્યારે તેવો કોઇ વ્યવહારસંબંધી પ્રસંગ આવે છે ત્યારે જ્ઞાતિસંબંધી, દેશસંબંધી કે ઘરસંબંધી કાર્યોવિષે પોતાને જ્ઞાન ન હોવાથી અતિશે મુંઝવણમાં આવી પડે છે. ત્યારે તેઓની હાજરીને અતિ આવશ્યક સમજે છે. કારણ કે પ્રત્યેક પદાર્થની હાજરીમાં તે પદાર્થની કિંમત નથીજ જણાતી પણ તેની ગેરહાજરીમાં ખામી દેખાવાથી પૂરતીરીતે જાણવામાં આવે છે. સ્રી જો વ્યવહારકુશલ હોય તો કેટલી અનુકૂલતા દેખાડી દે છે અને જો વ્યવહારકુશલ ન હોય તો કેટલી ખામી દેખાડી દે છે એ વિષયમાં એક બીજી કિંવદંતી ઉપસ્થિત થાય છે એક મોટા નગરમાં એક બ્રાહ્મણ તથા એક વૈશ્ય પોતાની શક્તિપ્રમાણે સ્વતંત્ર ઉદ્યોગથી યથાકથંચિત્ નિર્વાહ કરતા હતા. પણ તે સિદ્ધ ન થવાથી પરસ્પરમાં અતિ મિત્રભાવ હોવાને લીધે બન્નેએ વિચાર કર્યો કે આપણે બન્ને અમુક ધનની રકમ એકઠી કરી સંભૂયસમુત્થાનની પદ્ધતિથી વ્યાપાર કરીએ તો તેમાંથી પરસ્પરની સહાયતાથી બન્નેને લાભ થશે. એ પ્રમાણે સિદ્ધાંત કરી બન્નેએ ધાન્યના ક્રયવિક્રયાત્મક વ્યાપારનો આરંભ કર્યો દૈવના આનુકૂલ્યથી પ્રતિદિન અનુક્રમદ્વારા વ્યાપાર વધવા લાગ્યો. દુકાનની અંદર લેવાદેવાના પ્રસંગમાં નીચે પડતાં અનેક ધાન્યનો અમુક જથ્થો કે જે બન્નેના નિર્વાહમાટે પૂરો પડી શકે તેટલો થતો હતો તેને સાયંકાલે એકઠો કરી બન્ને વાંટી લેતા હતા. વાંટેલા ભાગને લઇ પોતપોતાને ઘેર જઇ પોતપોતાની સ્રીને આપતા હતા. તેઓમાં બ્રાહ્મણની સ્રી તો વ્યવહારકુશલ ન હોવાથી તથા ન્હાવું ધોવું વાસણ સાફ કરવાં અને ઘરને પવિત્ર રાખવું એ વગેરેમાં કાલ નિર્ગત થઇ જવાથી જાર, બા-

જેરો, ઘઉં, ચોખા, દાળવગેરે જે ધાન્યનો ભેળસેળ થઇને દુકાનથી આવેલો ભાગ હોય તેને એકદમ પીસી નાખી ઢેબરારૂપ અથવા તેનું ખીચડારૂપી અન્ન બનાવી પતિને જમાડી પોતે જમે છે. વૈશ્યની સ્ત્રી તો વ્યવહારકુશલ હોવાથી તથા પવિત્રતાને પરાધીન ન હોવાથી પોતાનો પતિ જે ભાગ લાવે તેને, ઘરનું કામકાજ કરી લીધાપછીના વખતમા એક પાત્રમાં નાખી એક બાજોઠપર મુકી ચોમેર જુદાં જુદાં પાત્રો રાખી મિશ્રિત ધાન્યમાંથી પ્રત્યેક ધાન્યના એક એક કણને વીણી લઇ તે તે ધાન્યોને જુદાં જુદાં રાખી યોગ્ય રીતે સાચવી હમેશાં જુદી જુદી રસોઇ બનાવે છે. એટલે કોઇ દિવસ તુવેરની દાલ, કોઇ દિવસ મગની દાલ, કોઇ દિવસ અડદની દાલ વગેરે દાલ સાથે ઝીણા ચોખાનો ભાત બનાવે છે. જાડા ચોખાની ખીચડી બનાવે છે. કોઇ વખત રોટલી, કોઇ વખત રોટલા, કોઇ વખત કઢી, શાક, પૂડલા, ઢોકળાં, વડીપાપડ, પુરણપૂરી, કચોરી, ભજીયાં, ફૂલવડી, વડાં, મોનભોગ, લાપસી, લાડુ અને પૂરીઓવગેરે બનાવી પતિને અનેક સ્વાદોનો અનુભવ કરાવે છે અને કરે છે. તેથી પતિના શરીરની કાન્તિ તેજ, બલ, ઉત્સાહ, કાર્ય કરવાનું સામર્થ્યવગેરે વધવા લાગ્યાં. એ પ્રમાણે કેટલોક વખત જતાં એક દિવસ વૈશ્યે બ્રાહ્મણને પૂછ્યું કે મિત્ર! આપણ બન્નેનો નિર્વાહ કમાણી અને ધંધોરોજગાર સમાન છતાં તમો દુર્બલ નિસ્તેજ અને બલવગરના કેમ દેખાઓ છો? મને તો આપણે આરંભેલા આ વ્યાપારથી દરેક રીતે ફાયદો દેખાય છે. માટે આમ કેમ છે.! બ્રાહ્મણે પુછ્યું કે તમે હમેશાં શું જમો છો? વૈશ્યે કહ્યું કે દાળ, ભાત, રોટલી, શાક, દૂધ, સાકર, પાપડ. સેવ, વડી અને કોઇ દિવસ મોદકવગેરે મિષ્ટાન્ન જમું છું આ વાત સાંભળી બ્રાહ્મણ શંકાકુલ થઇ બોલ્યો કે હું તો હમેશાં ઢેબરાં અથવા ખીચડો ખાઉં છું. તમો એ અનેક જાતના પદાર્થો કયાંથી ખાઓ છો? બ્રાહ્મણે જાણ્યું કે જરૂર આમાં કંઇ કપટ છે કાં તો પાછળથી દુકાનમાંથી ઉત્તમ ધાન્યો ઉઠાવી જતો હશે તેવગર આ વાત બને નહિ વૈશ્યે બ્રાહ્મણના મનમાં થયેલી શંકાને જાણી લઇ એક દિવસે બપોરપછી પોતે જતાં આવતાં બ્રાહ્મણને પોતાને ઘેર તેડી ગયો. જ્યાં ઘર આગળ જાય ત્યાં તેની સ્ત્રી ઉપરપ્રમાણે તે તે ધાન્યોના કણોને જુદા જુદા પાત્રોમાં વીણીને નાખતી હતી. તે દેખી બ્રાહ્મણે પુછ્યું કે આ શું કરો છો? તેણીએ સર્વ હકીકત કહી સંભળાવી અને કહ્યું કે "મહારાજા! ઘરમાં કમાઇને નાખવું એ પુરૂષનું કાર્ય છે, પણ ઘરમાં આવેલા પદાર્થોની યોગ્ય વ્યવસ્થા અને તેનો ઉપભોગ કરવો એ સ્ત્રીનુ કાર્ય છે. એટલામાટેજ "न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते" ગૃહ એ ખરીરીને ગૃહ નથી પણ ગૃહિણી [શાણી સ્ત્રી] એજ ગૃહ કહેવાયછે. સાધારણ સ્થિતિમાં પણ સાધારણ સ્થિતિ નહિ દેખાવા દેવાઉપરાંત ઉત્તમ સ્થિતિ દેખાડવી એજ સ્ત્રીનું કામ છે. એટલા માટેજ "मित्रमापदि जानीयाद्भार्यां च विभवक्षये" કોઇ આપત્તિ આવે ત્યારે મિત્રની

પરીક્ષા થાયછે અને વૈશવની તમામ સાધારણદશામાં સ્ત્રીની પરીક્ષા થાયછે. વગેરે શબ્દોથી બ્રાહ્મણ સમજી ગયો કે આમાં વૈશ્યનું કપટ નથી પણ તેની સ્ત્રીની ચાતુરી છે. આ દાખલા ઉપરથી સ્ત્રીએ કેવી રીતે ઘરની વ્યવસ્થા ચલાવવી તે પ્રત્યક્ષ જણાઇ આવેછે. સ્ત્રીએ કેવી રીતે વર્તવું જોઇએ તેવિષે શ્રીમદ્ભાગવતમાં કહેલુ છે કે "સ્ત્રીએ પતિની સેવા કપટ, આલસ્ય અને પ્રમાદથી રહિત રહીને કરવી, પતિના સંબંધીઓસાથે પણ અનુકૂળ રહેવું, સત્ય છતાં પ્રિય લાગે એવો વાણ્વ્યવહાર કરવો, ક્રોધનો ત્યાગ કરવો, ગંભીરતા રાખવી, શીલનું સંરક્ષણ કરવું, ઘરમાં વાસીદાં લીંપન, રંગોવાળાં મંડલો, વસ્ત્રોપાત્રો અને ઉપકરણોની પવિત્રતા તથા સ્વચ્છતા રાખવી, પોતે યોગ્ય વસ્ત્રાદિકથી અલંકૃત રહેવું, ઉત્તમ ભોજનસામગ્રીથી પતિને સંતુષ્ટ કરી પોતે સંતુષ્ટ રહેવું. કાર્યમાં ચતુરાઇ રાખવી, ધર્મમાં પ્રેમ અને પતિઉપર સ્નેહ રાખવો તથા પ્રજાનું યોગ્ય પાલન કરવું."

પ્રાચીનકાળમાં ચક્રવર્તી સ્વાયંભુવમનુ મહારાજની લાડકવાઇ પ્રિય પુત્રી દેવહૂતિએ પ્રજાપતિ કર્દમમુનિની કેવી સેવા બજાવી હતી? અત્રિમુનિનાં પત્ની અનસૂયાએ, વસિષ્ઠમુનિનાં પત્ની અરૂન્ધતીએ, અગસ્ત્યમુનિનાં પત્ની લોપામુદ્રાએ અને સત્યવાનની પત્ની સાવિત્રીએ પતિની કેવા સદ્ભાવથી સેવા બજાવી છે? કે જેના પ્રભાવથી અનંતકાળસુધી પોતાની સત્કીર્ત્તિદ્વારા તેઓ હયાતીનેજ ભોગવેછે એ વાત વારંવાર ધ્યાનમાં રાખવી જોઇએ. સુધડ સ્ત્રીએ હું સર્વથા સ્વતંત્ર થઇ જાઉં તો ઠીક એવી કલ્પના કરવી નહિ. કારણ કે—

પિતા રક્ષતિ કૌમારે ભર્ત્તા રક્ષતિ યૌવને ।
પુત્રશ્ચ સ્થાવિરે ભાવે ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ ॥

સ્ત્રીએ બાલ્યાવસ્થામાં એટલે વિવાહપહેલાં પિતાવગેરે પોષકવર્ગની દેખરેખનીચે રહેવું, યૌવનાવસ્થામાં એટલે યથાશાસ્ત્ર વિવાહપછી પતિની દેખરેખનીચે રહેવું અને વૃદ્ધાવસ્થામાં પુત્રવગેરે પોષકવર્ગની દેખરેખનીચે રહેવું એટલે પૂર્વાવસ્થા, મધ્યાવસ્થા અને અંત્યાવસ્થામાં સ્વતંત્ર થઇ રહેવું નહિ એમ સનુ ભગવાનની આજ્ઞા છે. સૂક્ષ્મદૃષ્ટિથી વિચારશું તો સર્વપ્રકારની યથેષ્ટ સ્વતંત્રતા, એ સર્વને માટે ખરા હિતની સાથે સંયોગ ન થવા દેવામાં અનુકૂળ ઉપસર્ગરૂપ છે જે વિઘ્ન અનુભવમાં શરીરને, મનને કે ઇંદ્રિયોને પ્રતિકૂલપણું ન બનાવતાં એટલે રુચિકારક થઇને પરિણામમાં મોહોટા અનર્થને ઉત્પન્ન કરે તે વિઘ્ન અનુકૂળ ઉપસર્ગરૂપ કહેવાયછે અને જે શરીર, મન અને ઇંદ્રિયોને તેજ વખતે અરુચિ અથવા દુઃખનો અનુભવ કરાવી વર્ત્તમાનસમયમાં તથા ભવિષ્યકાળમાં અનર્થનો પરિણામ આપે તે પ્રતિકૂલઉપસર્ગ કહેવાયછે; એટલામાટેજ ન્યાયશાસ્ત્ર કે જે વેદાનુયાયી હોવાથી છ આસ્તિક દર્શનોમાંનું એક મનેનં પ્રધાન હોવાથી મોહોટા સૂક્ષ્મ વિચારશીલોને પણ પોતાના ઘટત્વાવચ્છેદકાવચ્છિન્નજેવી શબ્દજાળથી બુદ્ધિમત્તાના અભિમાનને બળાત્કારથી છોડાવી દેનારું દર્શન છે, તેમાં "અનુકૂલવેદનીયં સુખં" "પ્રતિકૂલ—

वेदनीयं दुःखं" એટલુંજ લક્ષણ આપ્યું છે; એટલે તે ખરીરીતે સુખદુઃખના પારિણામિક સ્વરૂપના નિર્વચનતરફ લક્ષ નહિ રાખતાં સર્વસંવેદ્ય સામાન્ય આભાસિક પ્રતીતિના અનુવાદરૂપે નિર્વાહિત થાયછે. જો પારમાર્થિક સુખદુઃખના લક્ષણવિષે તેનું લક્ષ્ય હોત તો એ બન્નેને આધિક્યવેદક વિશિષ્ટજનસંવેદ્ય વિશેષણ આપત. એ પ્રમાણે સ્વાતંત્ર્યનું અનુકૂળ ઉપસર્ગત્વ સર્વસંમત છે. આ સ્થળમાં એક આવી શંકા ઉઠેછે કે "सर्वम्परवशं दुःखं सर्वमात्मवशं सुखं" એ શાસ્ત્રીય સુખદુઃખનું નિર્વચન, ઉપરના સિદ્ધાંતથી ઉલટું જવાને લીધે અગતિક થઇ જશે આનું સમાધાન આ પ્રમાણે છે કે આ સુખદુઃખનું નિર્વચન વેદાંતદર્શનાનુયાયિ છે. એટલે વેદાંતગમ્ય પરમાત્માસિવાયનો બીજો સઘળો પ્રપંચ મિથ્યા છે તેથી તેમાં આસક્તિદ્વારા થતું પારવશ્ય એ દુઃખ છે અને પરમાત્માના સ્વરૂપમાંજ નિમગ્ન રહેવું તે સુખ છે. તેથી દેહાભિમાન ગૃહસ્થાવસ્થાના સંબંધમાં આ નિર્વચન લાગુ પડતું નથી, તેથી અહીં ઉપપણાથી વિવિક્ષિત સ્વાતંત્ર્યનો અર્થ નિરંકુશરૂપે ફલિત થાયછે.

એમ તેવો મનુષ્ય જ્યારે નિરંકુશસ્થિતિને પામેછે ત્યારે અનાદિકાલસિદ્ધ ઉત્પથમાર્ગમાં મુસાફરી કરવાની સ્વાભાવિક રૂચિ હોવાથી વિવેક દૂર થઇ જાયછે અને તેથી હિતકારી માર્ગની મુસાફરી કે જેમાં પોતાની ઇચ્છાપ્રમાણે નહિ પણ હેયોપાદેય બુદ્ધિપ્રકાશને અગવો કરીનેજ ચાલી શકાયછે તેતરફ અરૂચિ થાયછે અને તેથી પુરૂષાર્થસિદ્ધિરૂપ પ્રાપ્તવ્યસ્થાનની પ્રાપ્તિ થતી નથી. એટલામાટે મનુષ્યમાત્રે ગુરૂજનો, વૃદ્ધજનો, મિત્રજનો, વિદ્વજ્જનો, હિતોપદેષ્ટૃજનો અને તેવા બીજા યોગ્યજનોના તે તે કાર્યપ્રવૃત્તિમાર્ગમાં યોગ્ય અંકુશની જરૂર છે. "पुरुषः प्रधानं तदुपकरणमन्यत्" વ્યવહારમાં પુરૂષવર્ગ મુખ્ય છે અને તે સિવાયના બીજા સ્ત્રીવગેરે પદાર્થો તેના કાર્યોપયોગી સાધનરૂપ છે. એ શાસ્ત્રીયવાક્યથી સર્વકરતાં મુખ્ય ગણાતા પુરૂષવર્ગને પણ નિરંકુશપણામાં રહેવું તે યોગ્ય નથી, ત્યારે સ્ત્રીવર્ગ કે જે સૃષ્ટિના નિયમપ્રમાણે પરતંત્રતાપ્રધાન હોય તોજ યોગ્ય ગણાયછે. તે સ્વતંત્ર એટલે નિરંકુશસ્થિતિ ભોગવે તેર તે શાસ્ત્રથી તથા લૌકિક વ્યવહારથી કેટલું અયોગ્ય છે! નિરંકુશપણાના પર્યાયરૂપ સ્વાતંત્ર્યથી ઘણેભાગે અધર્મની ઉત્પત્તિ થાયછે. વેદશાસ્ત્રની આજ્ઞા એ સર્વને માટે પહેલો અંકુશ છે. વેદશાસ્ત્રને જાણનારાઓની આજ્ઞા એ બીજો અંકુશ છે, વૃદ્ધોની આજ્ઞા એ ત્રીજો અંકુશ છે અને ન્યાયવર્તી નૃપવગેરેનો પ્રભાવ એ ચોથો અંકુશ છે. એ અંકુશોના વશ્યમાં રહેનાર સ્ત્રી સર્વપ્રકારના અનાચારોના તથા દુરાચારોના પંજામાં સપડાતી નથી મનુભગવાન પણ એવી ઉત્તમ્ સ્ત્રીઓના ઉદ્દેશથીજ લખેછે કે એવી સ્ત્રીઓને પિતાવગેરે જનકલોકોએ, ભાઇઓએ, પતિએ અને શ્વશુરપક્ષના લોકોએ સત્કારવચનોથી તથા અલંકાર

અને વસ્ત્રાદિથી સ્ત્રીઓને પ્રસન્ન રાખવી. કારણ કે સ્ત્રીઓ જો પ્રસન્ન હોય તો ગૃહસ્થધર્મનું યથાર્થ પાલન થવાથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે. જે દેશમાં, જે ગામમાં અને જે ઘરમાં સ્ત્રીઓની યોગ્યતા જળવાય છે ત્યાં દેવતાઓ પણ પ્રસન્ન થઇ રહે છે અને જ્યાં ઉત્તમસ્ત્રીઓ નિરર્થક તિરસ્કારવગેરેથી દુભાયા કરે છે, ત્યાં સઘળી ગૃહસ્થાશ્રમસંબંધી ક્રિયાઓ ફળવગરની થાય છે. બ્હેન અને કુળની સ્ત્રીઓ યોગ્ય છતાં યોગ્ય સત્કારને પ્રાપ્ત થાય નહિ તે કુળ થોડા વખતમાંજ કોઇ મ્હોટા અકસ્માત્ અનર્થમાં પડે છે અને જો તેઓનો યોગ્ય સત્કાર થયા કરતો હોય તો હમેશાં તે કુળ અભ્યુદયનું પાત્ર થાય છે. જે કુળમાં ભાર્યાની સર્વ પ્રકારની યોગ્યતાને લીધે પતિ સંતોષી રહેતો હોય તેમજ પતિની સર્વ પ્રકારની યોગ્યતાથી ભાર્યા સંતોષવાળી રહેતી હોય તે કુળ હમેશાં કલ્યાણને પામ્યા કરે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે કુળની સ્ત્રીઓ જો અધર્મને માર્ગે ચાલે છે, તો તેઓ આખા કુળને પાયમાલ કરી નાખે છે. એટલામાટે સ્ત્રીઓએ કુળધર્મ, જાતિધર્મ, દેશધર્મ, પરંપરાપ્રાપ્તધર્મ અને શાસ્ત્રધર્મ એઓની વ્યવસ્થામાં કોઈ રીતિથી લોકવિરુદ્ધ કે ધર્મવિરુદ્ધ ન થાય તે વાતનું પૂરતું ધ્યાન રાખી વર્તવાનું છે. શાસ્ત્રમાં સ્ત્રીઓની જે નિંદા જોવામાં આવે છે તે તેઓના કુસંગવગેરેથી લાગુ પડેલા દુર્ગુણોના ઉદ્દેશથી છે. અથવા તો કેવળ અમુક વ્યક્તિઓમાં પૂર્વસંસ્કારોજન્ય રજોગુણપ્રધાન તથા તમોગુણપ્રધાન, પ્રકૃતિના પ્રાબલ્યથી થતા રાગદ્વેષપ્રધાન, સ્વાર્થસાધનશીલ પ્રવૃત્તિની ઉત્કટ રુચિથી થતી અન્યનિરપેક્ષતાથી રહેલા દુર્ગુણોના ઉદ્દેશથી છે. આ વિષય સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવાનો છે કે સ્ત્રીજાતિને માટે શાસ્ત્રોમાં તથા લોકવ્યવહારમાં જે સાહસકારિત્વ, અનૃતત્વ, માયાવિત્વ, મૂર્ખત્વ અને અવિવેકિત્વ વગેરે દુર્ગુણોનો આરોપ કરવામાં આવે છે તે દુર્ગુણોને અને સ્ત્રીઓને જો, ઘટવ્યક્તિને તથા ઘટત્વજાતિને, પૃથ્વીદ્રવ્યને તથા ગંધગુણને, જલદ્રવ્યને તથા રસગુણને, તેજોદ્રવ્યને તથા રૂપગુણને, વાયુદ્રવ્યને તથા સ્પર્શગુણને અને આકાશદ્રવ્યને તથા શબ્દગુણને જેમ અવિનાભાવપ્રયોજક સમવાય સંબંધ છે તેમ સમવાય સંબંધ હોય તો સ્ત્રીઓને માટે મહાભારત કે જે ઐતિહાસિક સ્મૃતિઓમાં શિરોમણિરૂપ છે તેમાં ધર્મરાજ યુધિષ્ઠિરરાજાના પ્રશ્નઉપરથી ગંગાના પુત્ર બાલબ્રહ્મચારી ભીષ્મપિતામહે ઉપદેશ કરેલું સ્ત્રીધર્મોનું વ્યાખ્યાન સર્વથા વ્યર્થ થઇજાય. કોઇશાસ્ત્રમાં ઘટમાંથી ઘટત્વજાતિને દૂર કરવાનું સાધન અથવા ઉપદેશવ્યાખ્યાન આપેલું નથી. તેથી જો સ્ત્રીઓ શાસ્ત્રોક્તઉપદેશને અનુસારે ચાલે અથવા ચાલવાધારે અને તે પ્રમાણે ચાલવાનાં સાધનોનો આશ્રય કરે તો અવશ્ય પોતાના દુર્ગુણોને દૂર કરી સદ્ગુણોનું પાત્ર થઇ શકે.

ભીષ્મપિતામહે કહેલા સ્ત્રીધર્મનો સારાંશ આ પ્રમાણે છે કે જે સ્ત્રી, હમેશાં પવિત્ર, ચતુર, પતિને અનુસરનારી અને પ્રિયવાક્યોને બોલનારી હોય છે તે સ્ત્રી, રૂપાંતરથી લક્ષ્મીજ

છે એમ સમજવું, જે સ્ત્રી, હમેશાં સ્નાન કરી અધિકારપ્રાપ્ત ધર્મ કર્મ કરનારી, નિયમિત આહાર વિહાર કરનારી અને આવશ્યક પ્રસંગવગર નકામું ભાષણ નહિ કરનારી હોય તે સ્ત્રી મનુષ્યને રૂપે દેવતાજ છે એમ સમજવું, રસવતીના કાર્યમાં [રસોઇના કામમાં] અતિ કુશલ, યોગક્ષેમમાં મૂઢતા ન કરનારી, વ્યવહારોના અગવડવાળા પ્રસંગોમાં અથવા ગુંચવણભરેલા હોવાથી ઉભયતઃ પાશજેવા કાર્યોમાં સરલ માર્ગ શોધીકહાડી વિક્ષેપનો વિક્ષેપ કરનાર અને આપત્તિરૂપ સમુદ્રના ઉપાયરૂપ નૌકાથી તથા સહનશીલતાથી તથા ધૈર્યાવલંબનથી પાર દેખાડનાર બુદ્ધિવાળી સ્ત્રી સર્વમાં ઉત્તમતાનું પાત્ર થાય છે. જેના હાથથી તથા ઉદરથી સુભક્ત, સુસ્નેહ, સરસ અને ઉજ્જ્વલ પાક [રસોઇ તથા બીજા અર્થથી બાલક] થતો હોય તે સ્ત્રી ઉત્તમ ગણાય છે. જે સ્ત્રી ઘરના કામકાજમાં દાસીનું કામ કરતી હોય, ભોજનમાં માતાનીપેઠે ખરી લાગણીથી સંતોષ આપતી હોય, વિપત્તિમાં વિપત્તિને દૂર કરવાના ઉપાયો બનાવતી હોય તે સ્ત્રી સર્વમાન્ય થાય છે. જે સ્ત્રી પતિના ખરા હિતને માટે જેવી લાગણી રાખતી હોય તેવી લાગણી બીજાં અન્યથાસિદ્ધ થતા કાર્યોમાં, સાંસારિક સુખોમાં, ઐશ્વર્ય મેળવવામાં અને તેવા બીજા અલંકારો અને વસ્ત્રાદિકના લાભમાં ન રાખતી હોય તે સ્ત્રી સર્વહિતનું પાત્ર થાય છે. જે સ્ત્રી હમેશાં પતિની પહેલાં પ્રાતઃકાલમાં નિદ્રાનો ત્યાગ કરી ધર્માચરણમાં પ્રવર્ત થનાર હોય, ગાયની સેવા કરનાર હોય, ગુરૂજનોની યોગ્ય સેવામાં તત્પર હોય, ઉપકરણોની શુદ્ધિ રાખનાર હોય, સાસુસસરાની આજ્ઞાને વેઠતરીકે નહિ પણ ફરજતરીકે પ્રેમથી ઉઠાવનાર હોય તથા માતાપિતાના કુળને ઉજ્જ્વલ કરનાર હોય, તે સ્ત્રી કોઇ દિવસે દુઃખી થતી નથી, સ્ત્રીએ પતિ જો યજ્ઞ કરતા હોય, વ્રત કરતા હોય, ઉપવાસ કરતા હોય અને તેવું કોઇ સત્કર્મ કરતા હોય તો પોતાને માટે જુદો યજ્ઞ, વ્રત, કે ઉપોષણ કરવાનું આવશ્યક નથી, કારણ કે સ્ત્રી અર્દ્ધાંગના હોવાથી પતિની સેવાદ્વારા પતિએ કરેલા યાવદ્ધર્મકર્મમાં તેણીને ફલનો ભાગ મળી શકે છે, કે જેમ રાજાને પ્રજામાંના ધાર્મિક બ્રાહ્મણોના ધર્મકર્મમાંથી અમુકભાગ મલે છે. ઉત્તમકુળની સ્ત્રીઓ માટે પતિમાં શુદ્ધપ્રેમ, આશ્રિત દાસદાસીઓઉપર દયા, સાસુવગેરે વૃદ્ધસ્ત્રીઓ પ્રત્યે નમ્રતા, દેરાણીઓ તથા જેઠાણીઓમાં સ્નેહભાવ, ગુરૂજનપ્રત્યે ગૌરવ અને બાલકવગેરે અપરાધ કરે તો પણ તેઓઉપર ક્ષમા; એ સર્વ સદાચારજ વ્રતોપવાસવગેરેનું ફલ આપી શકે છે. તેમ પોતાનો પતિ બહારથી ઘરઆગળ આવે ત્યારે આસનઉપરથી અભ્યુત્થાન [સામું ઉભા થવું] કરવું, પતિને પગ ધોવામાટે જળ આપવું, ત્યારપછી આસન આપવું અને તે પછી કહે તો પીવામાટે જળ આપવું, પૂછે તે વાતનો સારી રીતે નમ્રતાથી ઉત્તર આપવો અને આજ્ઞા કરે તેનો શિરોમાન્ય સત્કાર કરવો. એ દૈનદિન વ્યવહાર છે. મહાકવિ કાલિદાસવિરચિત સર્વસહૃદયજનપ્રિય અભિજ્ઞાનશાકુંતલમાં

જ્યારે શકુંતલા પુત્રની સાથે પોતાને સાસરે જાય છે તે પ્રસંગે જતી વખતે તેણીનું પુત્રની પેઠે સંરક્ષણ કરનાર વૈશંપાયનના શિષ્ય મહર્ષિ કણ્વમુનિએ સાસરામાં શીરીતે વર્તવું તેવિષે સંક્ષેપથી ઉપદેશ કર્યો છે કે શકુંતલા! ગુરૂજનોની સેવા કરજે, સપત્ની હોય તો તેઓમાં પણ દ્વેષવૃત્તિ ન રાખતાં પ્રિયસખીતરીકે મનોવૃત્તિ રાખજે, કોઇ વખત પતિતરફથી કોઇજાતનો તિરસ્કાર થાય તોપણ તું તેનો તિરસ્કાર કરવાના વિચારને પણ જન્મ આપીશમાં, ચાકરનોકર લોકોતરફ અત્યંત ચાતુરીથી વર્તજે અને પતિની કૃપાથી ઐશ્વર્યાદિની પ્રાપ્તિ થાય તો પણ કોઇજાતનું છકેલપણું કરવું નહિ. બધુજનોતરફ વાત્સલ્ય રાખવું, પતિના મિત્રવર્ગતરફ નમ્રવચનોથી વ્યવહાર, પતિના શત્રુવર્ગતરફ ભેદબુદ્ધિ, હરવાફરવાની ઇચ્છા થાયતો પતિએ કાર્યપ્રસંગે જવામાટે પ્રસન્નતાથી દર્શાવેલા સંબંધીવર્ગોનાં ગૃહે, આવશ્યક મહાશિવરાત્રિજેવા વ્રતોત્સવના પુણ્ય દિવસોમા મહાદેવના દર્શનમાટે શિવમંદિરમાં અને અતિનિકટ જ્ઞાતિવર્ગમાં વિવાહવગેરે આવશ્યક પ્રસંગો સંબધે તેઓનાં ગૃહોમા સાસ નણંદ તથા પ્રૌઢ સદાચારી સ્ત્રીઓસાથે જવાનું છે. ગીતગાનની ઇચ્છા થાય તો પ્રાચીન સતીઓનાં ચરિત્રો, રામચંદ્ર અને સીતાના વિવાહસબધી ગીતો, મહાદેવ અને પાર્વતીના વિવાહસંબંધી ગીતો, અને પતિસંબંધી શુશ્રૂષાજન્ય ઉત્તમ ફુળોનાં વર્ણનગર્ભ ગીતો ગાવાનાં છે. હાસ્ય અતિ મંદતાવાળું, શબ્દોચ્ચારણ મર્યાદાયુક્ત, દષ્ટિ આક્ષેપત્તગરની તથા વિકૃતિવગરની રાખવાની છે. પતિએ કરેલી વાત તથા ઘરની વાત કોઇપાસે કરવી નહિ તથા સાંભળેલી વાત પણ જો નિરર્થક વિક્ષેપ કરાવનાર હોય તે ઘરમાં કરવી નહિ પોતાનાં બાલકોને યોગ્ય આહારવિહારથી તથા સ્નાન અંજન અભ્યંગ અને વસ્ત્રાદિકદ્વારા યોગ્ય પોષણથી વૃદ્ધિ પમાડવાં જોઇએ.બીજાંનાં બાળકોને પણ પોતાનાં બાળકજેવી દયાદષ્ટિથી જોવાં, રોગાદિ અવસ્થામાં પણ પતિ તથા તેના ઘરના મુખ્ય જનોના મત પ્રમાણે ઔષધાદિ ઉપચારો કરવા, પતિના પ્રવાસમાં મિષ્ટાન્ન ભોજન, પરગૃહગમન અને તાંબૂલ વગેરે ઉપચારોને છોડીદઇ તમામ સાદી પદ્ધતિથી રહેવાનું છે. એ પ્રમાણે જે સ્ત્રી શાસ્ત્રીય પદ્ધતિથી તથા વ્યવહારપદ્ધતિની વિચક્ષણતાથી ચલે છે તે સ્ત્રી ઉભયલોકમાં હિતનું પાત્ર થાય છે એમાં કશો સંદેહ નથી. આપણા દેશની સ્ત્રીઓ આ સ્ત્રીહિતશિક્ષાની પઠનપાઠનદ્વારા પ્રખ્યાતિ કરી પોતે તથા બીજી સ્ત્રીઓને સદાચારનું પરિશીલન તથા સદાચારથી અવિરુદ્ધ ગૃહવ્યવહારનું પરિશીલન કરીને તથા કરાવીને પરમ કલ્યાણનું પાત્ર થાય એવી સર્વ શક્તિમાન પરમેશ્વરપાસે અમારી પ્રાર્થના છે.

---

# વસંતવર્ણન.



## વસંતતિલકા.

શું શીતકાલ વધતાં બહુ દુઃખ પામે, રંકોથી સાધન પુરાં ન પડાય કામે;
આવી દયાથી રવિ ખુબ નભે પ્રકાશ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો. ૧

શું આ સુવર્ણમય મંદિરટોચ ભાસે, શું લાલ પુષ્પમય કોઇ દડો વિકાસે;
છે સુર્ય એ નથીજ ગોલક[1] લાલ ટાંગ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો. ૨

સંતાપ આપથી ખમાય ન એમ જાણી, જ્યોતિષે વિવિધ વાસ કરેજ આણી;
ચંપા ચમેલી ગુલબાસથી ખુબ ફાવ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો ૩

આ જાઇ ને જુઇતણી શુભ વેલ શોભે, જે દેખતા જનતણું મન ખૂબ લોભે;
આ મોગરો અતિ સુગંધથી શ્રેષ્ઠ ભાસ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો ૪

વૃક્ષો અનેક બહુ શોભી થયેલ જાણી, ઇર્ષા કરેલ સઘળા દિલ બહાર આણી
વેગે થતો મલિન માલનિનો જણાયો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો ૫

મોટા સમૃદ્ધિથી નમેલ જણાય જેવા, આંબા ફળોથી બહુ નમ્ર બનેલ તેવા;
ચાટી ઘટાથી જન તાપ મટાડનારા, દેખાય યોગ્ય સમયે જન જેમ સારા. ૬

શુ પંચમસ્વરથી ગાન કરી જનોને, આનંદમગ્ન નૃપતુલ્ય બનાવવાને;
કોકિલ આ કલરવો કરી ખુબ ટાપ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો. ૭

સંતાપ સૂર્યથી થતો ન ખમાય તેથી, ધારા[2] ઘરે જઇ રહે ધનિયો સુખેથી;
શીતોપચાર કરવા જન સર્વ લાગ્યો, આતો વસંતઋતુ ચૈત્રની સાથ આવ્યો. ૮

શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર—જામનગર.

૧ ગોળો ૨ ફુવારા

# નિષ્કામકર્મની મહત્તા.

લેખક—શ્રીયુત બાલકવિ-જામનગર.

'યથા નામ તથા ગુણાઃ' ખરેજ મોહમયી નગરી. એ અલબેલી મોહમયીમાં કોલાબાના સમુદ્રકિનારાઉપરના ધનાઢ્યોના બંગલા પૃથ્વીપરજ સ્વર્ગની પ્રતીતિ કરાવે છે. તેમાં 'લક્ષ્મીભવન' કોઇ રાજમંદિરજેવુંજ શોભે છે તેની બાંધણી મજબુત અને ટકાઉ છે નામીચા કારીગરોના હાથથી તે બંધાયું હતું ફ્રેંચ ઇટાલીયન ચિત્રકારોના ચિત્રો તેમાં ભીંતપર લટકતાં હતાં. આ ભવનની શોભા, તેની અંદરની સુવ્યવસ્થા, અને ,એકંદર રચના જોઇ, તેનો માલેક કોઇ કરોડોપતિ ભાટિયો હોવો જોઇએ એમ જોનારને તુરત જણાઇ આવતું. તેમાં યુરોપની જુદી જુદી અને ચીન-જાપાનઆદિ દેશોમાંની ઉત્તમોત્તમ અને અદ્‌ભુત વસ્તુઓ સંગૃહીત કરેલી હોઇને, વિલાયતમાંના કોઇ લૉર્ડના મહેલજેવી શોભા આ લક્ષ્મીભવનમાં પ્રત્યક્ષ જણાય, તેમ કરવામાં જરાપણ કચાસ રાખી નહતી

લક્ષ્મીભવનના લક્ષ્મીદાસશેઠ મુંબઇના પ્રસિદ્ધ નામીચા વેપારી હતા તેમની ત્રણ ચાર મિલો હતી. વેપાર ધમધોકાર ચાલતો હતો. લક્ષ્મીદાસશેઠ કોઇ દિવસ ભૂલથાપ ખાતા નહિ, કેમકે આગળસુધી વિચાર કરીનેજ તે કોઇપણ કામનો આરંભ કરતા. વેપારમાં બહુ દક્ષ હતા. પ્રથમજ નફાટોટાના આંકડા માંડી પછીજ તેની શરૂવાત કરતા.

લક્ષ્મીદાસશેઠનો પુત્ર હરિદાસ વિદ્યાભ્યાસમાં બહુ આગલ વધેલ હતો શેઠે કેળવણી આપવાપાછળ ખર્ચ કરવામાં જરાપણ કચાસ રાખી હતી નહિ આટલીબધી સંપત્તિનો ઉપભોગ કરવો, તેમાં બનેતેમ ઉમેરો કરવો, પોતાની છાપાઓમાં છપાએલ કીર્ત્તિ સંભાળવા ઉંચા દરજ્જાનું, પાશ્ચિમાત્ય શિક્ષણ આવશ્યક છે અને ખાણું આપીને પણ ડિગ્રીઓ છોકરાએ મેળવવી જોઇએ, એમ વૃદ્ધ શેઠજી પોતે સારીરીતે સમજતા હતા.

હરિદાસ બહુ ઉદાર, દયાળુ અને વિચક્ષણ, ઉદાત્ત તેમ ઉદ્યોગી હતો. શેઠનો સ, ધળો સ્વભાવ અને બધુંજ ધોરણ તેને પસંદ પડતું એમ ન હતું કૉલેજમાં હતો, ત્યારે તે સીધી સડક મૂકીને ઘણીવાર વખતે વખતે આડેઉટ માર્ગે પણ જતો. કોઇવાર રમત-ગમત અને ચેનબાજીતરફ તેનું મન વળતું, તો કોઇવાર તે દુષ્કાળફંડ, અનાથાશ્રમ, ગરીબોમાટેની વિદ્યોત્તેજક સભાસારૂં તનમનથી મહેનત કરતો લક્ષ્મીદાસશેઠને આવા આડેઉટ રસ્તા ગમતા નહિ પણ તે પ્રાપ્તે તુ ષોડશે વર્ષે પુત્ર મિત્રવદાચરેત્ એ ન્યાયથી ધીમે ધીમે હરિદાસને પોતાની લાઇનપર વાળવા પ્રયત્ન કરતા પોતાને ખરો ફાયદો

શાથી થશે ? પ્રત્યક્ષ રોકડ શાથી વધશે ? એજ હરિદાસે બરાબર સમજવું જોઇએ એ શેઠનું લક્ષ્યબિંદુ હતું.

હરિદાસ થોડું ભણ્યાં પછી. એ થયો હતો, ધીરે ધીરે પોતાની પેઢીની વેપાર લાઇનની માહેતી આપવા શેઠનો વિચાર હતો. તેથી હવે મોટા મોટા પ્રસિદ્ધ વેપારીઓ-દલાલો વિગેરેની હરિદાસને પિછાનો કરાવવામાં તે ગુંથાયા હતા.

૨

દીપોત્સવીના દિવસો સર્વત્ર આનંદમય હોય છે. દરેક વેપારી આ દિવસોમાં પોતાનાં સરવૈયાં તપાસે છે લક્ષ્મીભવનના ભવ્ય દિવાનખાનામાં પિતા-પુત્ર વાતો કરતા બેઠા હતા.

"મેં વેપાર રોજગાર ચલાવ્યો તે સરલ અને ન્યાયસર રીતિથી ચલાવ્યો" લક્ષ્મીદાસશેઠ બોલ્યા—"લુચ્ચાઇ કે લફંગાઇથી વેપારમા બરકત થતી નથી. આખરસુધી કાંઇ લુચ્ચાઇ નભે થોડીજ! આ સિવાય બીજા પણ મે ઘણાં ધાર્મિક અને લોકોપયોગી કામો કર્યાં છે. આ બધાથી મને ફાયદોજ થયો છે. લોકોમાં મારી આબરૂ વધી, પત વધી, મોટા મોટાઓની પિછાન થઇ, અને સરકાર દરબારમાં પણ મારી માનમાન્યતા વધી સારા કામમા પૈસા આપવા પડે, પણ તે બહુ વિચાર કરીનેજ! હુ વેપારમાં જે ધોરણે કામ લઉં છું તેજ ધોરણ આ બાબતોમાં પણ લાગુ પાડું છે દેનગી આપવી તે પણ એવીરીતે કે ઘણાને લાભ મળે. અને આપણું નામ ... રહે."

"એટલે?" આનનો ભંગ કરતાં હરિદાસે પુછ્યું—"આપણે જે કાંઇ આપવું, તે કીર્તિરૂપે અગર તો એવીજ બીજી કોઇ રીતે પાછું આવી મળે એ રીતે આપવું એજ આપનો આશય કે નહિ?"

પોતાને ઉપરોધિક શબ્દોવડે હરિદાસ બોલે છે એમ શેઠે માન્યું ને હસતાં હસતાં બોલ્યા—"બરાબર. દાન કરવાનું તે પાત્રાપાત્ર જોઇનેજ કરવું જોઇએ. આપણા પૈસા બદલે આપણને શું મળશે એ ન જોવું જોઇએ એમ?"

"તે જોવું જોઇએ"—હરિદાસે આગળ ચલાવ્યું. "પાત્ર જોયાવિના આપવું ઉચિત નથી અને એવાજ એક સત્કાર્ય માટે આજે પૈસા માગવાનું મારા મનમાં છે વિઠ્ઠલદાસને આપ જાણો છો હુ કોલેજમાં હતો ત્યારે તેણે મને કેવી સારી મદદ કીધી છે?"

શેઠે ડોકું હલાવ્યુ હરિદાસ કોલેજમાં હતો ત્યારે તેના અંગ્લડ વર્તનથી, તે એકવાર મુશ્કીબતમાં ફસાયો હતો. પણ એ વખતે વિઠ્ઠલદાસે તેની આબરૂ સંભાળી હતી અને ત્યારથી બન્નેની સારી મિત્રાચારી બંધાઇ હતી

"હાં. એ વિઠ્ઠલદાસ જાણ્યો. કેમ તેનું ઠીક ચાલે છેને?" શેઠે પુછ્યુ

"ના ના. બિચારાને વેપારમાં બહુજ નુકશાન ભોગવવું પડે છે તેને વહુ અને એક તદન નહાનો છોકરો છે. બિચારાને પોતાને ક્ષય લાગુ પડવાથી ડોકટરે તેને કહ્યું છે કે હવાફેર કરવા દોઢેક વરસ તેણે અહીંથી બહાર જવુ જોઇએ. તેને એ મદદ આપણે આપવી એમ મારા મનમાં છે."

"તેને મદદ? ઠીક. કેટલી તેમાં રકમ જોઇશે?"

"તેનું કરજ અદા કરી હવાફેર કરવા જાય તેમાં બહુતો પાંચેક હજાર રૂપિયા બસ થશે—"

"પણ તે વરસ દોઢવરસ હવાફેર કરવા જવાથી ખાત્રીપૂર્ણ સારો થશે, એમ ડૉક્ટર કહેછે ખરો?"

"ના ડૉક્ટર કોઇ તેવી ખાત્રી-પોલીસી આપતા નથી એતો ઉપચાર છે કરી જોવો, એમ તે કહેતા હતા" હરિદાસે ખુલાસો કર્યો

"મારા વિચારપ્રમાણે એ ખાલી ઉપચા રમાં કાંઇ હાસલ નહિ એ વેપાર થશે નહિ ચટ્ટો કહેવાશે ફાયદો થવાની ખાત્રી હોય તો એક રસ્તો જુદો કે વિઠ્ઠલદાસ સારો થયા પછી કોઇક દિવસે પણ તેણે આપણા ઉપકાર પાછા વાળ્યા હતા પણ આ શું હવે હાલમાં તેને જોતાજ હોય તો સો સવાસો મોકલી દે, તે માટે બહુતો એ તારો ઉપકાર માનશે શું અન્ય કાંઇ તેથી લાભ થવાનો નથી"

"ખાતી-ઉધાર્યો-લાભ-આભાર નફો ટોટો એ બાબતો વેપારની છે" હરિદાસે કહ્યું "વ્યવહારથી શ્રેષ્ઠ અને નફા ટોટાથી પણ ઉચ્ચતર એવું આ જગતમાં-સત્તા રૂપ બીજું કાંઇક છે હું વિઠ્ઠલ દાસને મિત્ર માનુંછુ અમુક વરસ પહેલાં ખરેવખતે તેણે મને સહાય કરી છે અને તેને મદદ આપવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે તે વખતે નફોટોટો શુ થશે? એ નિરા શિષ્યી ગણવા બેસુ, તો મારૂં અંતઃકરણ મને શું કહેશે? શું એ મારા મનુષ્યત્વને શોભાવશે?"

શેઠનો પિત્તો કાંઇક ગયો તે બોલ્યા—"શાન્તતાથી બોલેલુંજ મને ગમે છે. મારીપાસે ગરમ થઇ જોરદાર બોલવાથી કાંઇનું કાંઇ વળવાનું નહિ પૈસાના પ્રમાણમાં જો બદલો ન મળે, તો તે ઉડાઉપણુંજ કહેવાય તેવું ઉડાઉપણું મને પસંદ નથી દીવાળીના તહેવારના હાથખરચીના આ વરસે તને હજાર રૂપિયા મળશે, તેની ગમે તે વ્યવસ્થા કરવા તું મુખત્યાર છે તારા ખાનગી વ્યવહારમાં હું હાથ નાખતો નથી એ તું જાણે છે"

"તે વાત ખરી" હરિદાસ બોલ્યો—"હજુ પણ એક બાબતમાં મારે રજા મેળવવાની છે દુષ્કાળ નિવારણમાટેના ફંડમાં સ્વયંસેવકો ગામોગામ મદદ મેળવવામાટે ફરનાર છે, તેમની સાથે જવા મારો પણ વિચાર છે"

"બહુ ભલું કામ" શેઠ જરા ચીડાતા બોલ્યા—"દુકાળફંડમાં આપણે મોટી રકમ આપી છે કેટલું પેપર તેનામાટે સારા લેખ વિના ખાલી નથી હવેતો તું મારો ધંધો ઉપાડી લે તો બસ એવા ફંડમાટે 'દયાપ્રભુની' કરતા ગામેગામ રખડવાથી શું?"

હરિદાસ બોલ્યો નહિ થોડીવાર નીચું જોઇ બેઠો પછી ઉઠીને તે બહાર ગયો શેઠ પણ પોતાના શો રૂમમાં ફરવા લાગ્યા તેમનું ચિત્ત આજે ઉદ્વગ્ન હતું ભીતપરની ટીંગાતી એક બે છબીઓતરફ શૂન્ય દૃષ્ટિથી જોઇ તે એક આરામખુરશીપર પડ્યા, સામેજ એક રાઉંડટેબલઉપર કેટલાક માસિકોના અંક, તેમનો જેમાં સબંધ હતો એવી સસ્તાઓનાદ-

રીપોર્ટ અને તેમનાં કાર્યોસંબધે સ્તુતિપ્રદર્શક લેખાવલીના પેપરના અંકના થોકડા એ હતું.

શેઠજીએ ઉપરઉપરથી તે કાગળીયાં ઉથલાવ્યાં. તેમાં તેમના ધર્માદાવિષે વખાણ હતા. કોઇએ તેમને 'હિંદુસમાજના આધારસ્તંભ' કોઇએ 'કર્ણદાનેશ્વરીનો અવતારો' એમ લખ્યું હતું પરંતુ નિત્યની માફક આજે તેમને એ વખાણથી આનંદ થયો નહતો. હરિદાસસથેની વાતચીતથી તેમના મનમા વિચારપરંપરા ચાલી રહી હતી. પોતાના સઘળાં ધર્મકાર્ય પાવાશુદ્ધ છે. કોઇપણ પરોપકારનું કે લોકહિતનું ઉચિતકામ કરવામાં પોતે પાછી પાની ભરી નથી એવી શેઠને ખાત્રી હતી. પરંતુ હરિદાસ જોકે આજે કાંઇ વધારે નહોતો બોલ્યો, તોપણ તેની વાત કરતી વખતના ચહેરાપરથી. પોતે કયાંય ભૂલ કરી હશે કે કેમ? એમ શેઠને શંકા થતી હતી આખરે કંટાળીને તે એક કોચપર જઈ પડયા. આંખો બંધ કરી. થોડીવારે તે ઘેરાવા લાગી. ઘણીવારસુધી ને તેઓજ અર્ધનિદ્રામા પડ્યા

*

કેટલીકવારે શેઠને જણાયું—પોતે એક રસ્તાની બાજુના ઓટલાપર બેઠા છે રસ્તો વિશાલ હતો ચોતરફથી માણસો એ રસ્તે આવતા જતા, કેટલાક પાણીના ઝરણાઓ ઓળગીને આવતા હતા તો કેટલાક મેદાનમાથી, કેટલાક જંગલમાથી તો કેટલાક ડુગરની ધારો ઉતરીને આવતા હતા ઘણા માણસોનાં ટોળાં આગળથી પસાર થતા હતાં તેમાથી કેટલાક તેમના તરફ જોતા અને આપસઆપસમા કાંઇ વાતો કરતા!

આ કયો દેશ છે? અને આટલા માણસો કયાં જાય છે? એ સમજવાની શેઠને ઇચ્છા થઇ. તે પોતાની જગાએથી ઉઠીને રસ્તામાં જતા માણસોને પુછપરછ કરવા તેમની પાસે ગયા.

તેમાથી એક લક્ષ્મીદાસશેઠને ઓળખ્યા, તે બોલ્યો—" કાં લક્ષ્મીદાસશેઠ! ચાલશો કે અમારી સાથે?"

"તમે બધા કયાં જાઓ છો!"

"આ સ્વર્ગનો રસ્તો છે. સા અમારામાટે શું ગોઠવણ છે, તે જોવા જઇએ છીએ",

"તમારીસાથે આ કોણ છે?"

"તેમની અને મારી ઓળખાણ અહીં રસ્તામાજ થઇ, બાકી તમારી અને મારી તો જુની ઓળખાણ! તમે મને—તમારા જુના ડૉકટરને ઓળખ્યોજ હશે?"

આ ગૃહસ્થ લક્ષ્મીદાસશેઠના ગામનો ડૉકટર હતો. શેઠ બચપણમા તેમનીજ દવા લેતા

"હા" શેઠે કહ્યું—"તમારો સ્વર તો પહેલાના જેવોજ છે આ જગા મને કાંઇ અદ્ભુતજ જણાય છે. પણ હુ તમારી સાથે આવુ તો ચાલશે?"

"કેમ ન ચાલે? અહીં સૌમાન પુણ્યકર્મોપ્રમાણે જગની સગવડ કરેલી હોય છે. આપણે મૃત્યુલોકમા હોઇએ છીએ, ત્યારે સ્વર્ગમાનું આપણું મકાન આપણે તૈયાર કરીએ છીએ, એમજ માનોને? તમારામાટે તો અહીં મોટો બગલો તૈયાર હશે"

"ખરેજ. તેવો હોવોજ જોઇએ." શેઠ બોલ્યા—"પણ આટલું વહેલું અહીં આવવું પડશે એમ હું ધારતો નહતો. ચાલો, ત્યારે સાથેજ જઇએ."

ડૉક્ટર અને શેઠ વાતો કરતા ચાલ્યા. ડૉક્ટરનું જીવન ઘણેભાગે નહાના ગામડામાં દુઃખીઓની સંભાળ લેવામાં અને તેમનાં દરદો દૂર કરવામાં ગયું હતું. તેથી તેના જીવનમાં એવી કોઇ જાહેર બાબત બની નહતી. શેઠજીના જીવનમાં માત્ર એવી ઘણીવાતો બની હતી તેમણે મ્હોટાં મ્હોટાં કારખાનાં ખોલ્યાં હતાં. નવીન સંસ્થાઓ સ્થાપન કરાવી હતી. મ્હોટા માણસોસાથે તેમણે સંબંધ જોડયા હતા. પણ સ્વર્ગના માર્ગમાં એ વાતો કહેવી તેઓને સુઝતી નહતી.

ડૉક્ટરસિવાય બીજો એક લક્ષ્મીદાસશેઠની પિછાનવાળો નીકળ્યો. તે ગરીબ કારકુન હતો તેની સ્ત્રી ઘેલી થવાથી દસ પંદર વર્ષથી ઘેલાની હોસ્પિટાલમાં તે હતી. તેને એક આંધળી છોકરી હતી, તેના માટે તે રાત્રિદિવસ શ્રમ વેઠતો.

શેઠજીની પ્રત્યક્ષ પિછાનશિવાયના કેટલાએક પ્રવાસીઓની હકીકત પણ વાતચીત ઉપરથી તેમના જાણવામાં આવી. તેમાં એક ગરીબ વિધવા હતી. તેણીથી રહીને તેણીએ ઘણું કષ્ટ સહન કરી, પોતાના ચાર પાંચ છોકરાને સદાચારનું શિક્ષણ આપી કમાતા કર્યા હતા. એક માસ્તર હતો. પગાર બિચારાને ટુંકો હતો, તો પણ કરકસરથી ચાલી પોતાનું શિક્ષણ આપવાનું કર્તવ્ય નિયમિત અને રસપૂર્વક કરતો તેનો દાખલો લઇ અને ઉપદેશ સાંભળી તેની પાસે ભણેલા વિદ્યાર્થીઓ ઉદ્યોગી-પ્રમાણિક અને સત્યશાલી બન્યા હતા. બીજી એક બાઇ હતી. તેણી અર્ધાંગ વાયુને લઇ ઘણી મુદતથી ખાટલાવશ હતી. તેની આવી દુર્દશા છતાં તેણીની વૃત્તિ આનંદી અને સંતોષી રહેતી. તેણીનાથી કાંઇ કામ બની શકતું નહિ. તોપણ તેના પરિચયમાં આવનારને તે સંતોષ અને ઉત્તેજનવાલા વાર્તાલાપથી સુખ આપતી. એક બીજો કોળી હતો. તે દિવસે મીલમાં પોતાની નોકરી કરી રાત્રે અસ્પૃશ્યજાતિની નિશાળમાં શિક્ષકનું કામ કરતો.

આ સઘળું મંડલ વાતો કરતું અને વચમાંથી કોઇ ગીતો ગાતું ચાલ્યું જતું હતું. સ્વર્ગમાં પોતાને સારી જગા—સુંદર ઘર મળશે, એવી તેમને ખાત્રી હતી. લક્ષ્મીદાસ શેઠને પ્રથમ ઉદાસીનતાએ ઘેર્યા હતા, પરંતુ મંડલના આનંદથી તેમનો ઉત્સાહ પણ વધ્યો. આ ગરીબડા મંડલકરતાં પોતાનો બંગલો બહુ મોટો હશે, અને તે જોઈ પોતાને અત્યાનંદ થશે એમ શેઠની માનીનતા હતી. કેમકે પોતાના હાથથી ઘણાં મોટાં સત્કૃત્યો થયાં હતા, કેટલીક જૂની સંસ્થાનો જીર્ણોદ્ધાર પોતાના હાથે થયો હતો, ધર્મગુરૂઓને—મહારાજાને મોટી રકમોની ભેટો ધરીને સંતુષ્ટ કર્યા હતા. અરે! મુંબઇમાં તેમને વિકટોરીયા નહિ પણ મોટરોમાંજ ફેરવ્યા હતા! શેઠજી ધર્મનો થાંભલો—મંડલના અગ્રેસર ગણાતા. એ મર્ત્યભૂમિની કીર્તિનો બદલો પોતાને અવશ્ય મળશેજ એવી શેઠજીને સંપૂર્ણ ખાત્રી હતી.

૪

આખરે સઘળા સ્વર્ગદ્વારપાસે પહોચ્યા, ત્યા ચિત્રગુપ્ત બેઠા હતા તે ગભીરતાથી બોલ્યા—"તમારૂ સ્વાગત હો તમારાં મકાન તૈયાર છે દેવનગરીમા જઇ પ્રત્યેકે પોતપોતાના ઘરમા દાખલ થવુ '

બધુ મડળ દેવનગરીની અદર દાખલ થયુ ચિત્રગુપ્તનો અનુચર હાથમા નોધપોથી લઇ તેમની સાથે નિકળ્યો, નગરીમા સર્વત્ર શાતિ હતી નગરીમાથી એક નિર્મળ જલપૂરિત નદી વહેતી જતી હતી તેના બન્ને કાઠે સુદર અનેક ફુલઝાડો હતા નગરીમાના રસ્તા પહોળા સરલ અને સ્વચ્છ હતા ઘરો જુદાજુદા આકારના પણ સુદર અને શોભીતા હતા, તેને ફરતા નહાના મોટા બગીચાઓ હતા

આ મડળ ચાલતા ચાલતા તેમાથી એકેકનુ ઘર આવવા લાગ્યુ તેમ તેમ તે આનદથી અદર જતુ ઘરની અદરનુ મડળ પણ તેને ઓળખી સ્વાગત કરતુ એવીરીતે સર્વત્ર આનદધ્વનિજ સભળાતા બધુ મડળ એવી રીતે વિખરાઇ જતા લક્ષ્મીદાસશેઠ અને પેલા ડૉકટર એ બે જણાજ તે અનુચર સાથે રહ્યા તે એક બગલાપસે આવ્યા, એ બગલાને ફરતો સુદર બગીચો હતો અને અદરનો બગલો પણ અત્યારસુધી આવી ગએલ મકાનોકરતા મોટો અને દેખાવડો હતો

ચિત્રગુપ્તના અનુચરે ડૉકટરને કહ્યુ—' આ તમારૂ મકાન આવ્યુ અહી રોગ, દુખ કે ૬ નજરે પણ પડશે નહિ મર્ત્યલોકમા જે શત્રુઓસામે તમે ટક્કર લીધી તેનો અત્રે પ્રવેશ સરખોપણ થશે નહિ તમારાં સારાં કૃત્યો માત્ર અત્રે ફળાદેશને પામ્યાં છે તમે કોઇને મદદ કરી હોય, કોઇનુ ભલુ કર્યુ હોય, કોઇનુ દુખ-સકટ ટાળ્યુ હોય, કોઇને સુખી કર્યા હોય, એ બધા પુણ્યના ફળો અત્રે ભોગવવાના છે

ડૉકટરને પોતાનો બગલો જોઇ અત્યાનદ થયો અદર જતાપહેલા શેઠજીતરફ જોઇ તેણે કહ્યુ—"કેવુ મજાનુ મકાન છે ? તમારો બગલો પણ નજીકજ હશે આપણે વારવાર મળીશુ હાલ તો તમે તમારૂ મકાન જોવા જાઓ "

ડૉકટરના ગયાપછી અનુચરે પુછ્યુ—" તમને હવે કયા લઇ જાઉ ? "

"કયા કેમ ? મારે મારા બગલે જવુ છે. મારો પણ બગલો અહિ હોવોજ જોઇએ " લક્ષ્મીદાસશેઠે જરા કડકાઇના રૂપમા કહ્યુ

"તમારૂ નામ લક્ષ્મીદાસશેઠજ ને ?"

' હા, એ તારા સાંભળવામા આવ્યુ હશેજ સર લક્ષ્મીદાસ કે સી તે હુ પોતેજ "

"જરા થોભો, તે કે સી કે એ સી એ બધુ તમારી મર્ત્યભૂમિનુ પણ ઠીક," નોધપોથી જોઇ—"તમારૂ નામ નોધમાં છે મારી પાછળ આવો "

૫

બન્ને આગળ ચાલવા લાગ્યા તેમને નહાના મોટાં ઘણાં મકાનો નજરે પડ્યાં તેઓ કેટલાક માઇલ આગળ વધી ગયા હવે તો તેમને નહાનાં-તદન નહાનાં ઝુપડા દેખાવા લાગ્યાં પરતુ તે સુદર અને પ્રત્યેક ઝુપડાને ફરતો નહાનો બગીચો હતો.

આખરે એ રસ્તો પણ ખલાસ થયો. એક વિસ્તીર્ણ મેદાન આવ્યું. તેમાંથી તે પસાર થવા લાગ્યા. એક નહાની ઝુંપડી આવી. આ ભાગ તદ્દન રૂક્ષ હતો. મેદાનમાં એક બે વેલિઓના જાળાં હતાં, પણ તેનાપર ફુલ નહતાં. તેમ પાનો પણ નહતાં. ઘાસ પણ ક્યાંય ક્યાંય ક્ષુદ્ર ઉગેલું હતું. ઝુંપડું પણ કોઇ ગરીબ ખેડુતને શોભે તેવું હતું. બીજાં જૂનાં ભાંગેલ તુટેલ મકાનનું વલણ ભેળું કરી તે ઝુંપડું બાંધેલ જણાતું હતું

આ ઝુંપડાના દ્વારપાસે ઉભા રહી તે અનુચરે કહ્યું—"શેઠજી આ આપનું ઘર."

શેઠ તો આશ્ચર્ય અને દુઃખથી આભાજ બની ગયા! ક્રોધથી તેમની આંખો ચકલચકલ ફરવા લાગી. મૃત્યુલોક હોત તો ધાટીપાસેથી તે અવિવેકી અનુચરને શિક્ષાપત્રી અપાવ્યા વિના કદી શેઠ રહેત નહિ. પણ અહીં કરે શું? તે બોલ્યા—"આ ઝુંપડું બતાવવામાં ભૂલ થઇ છે. તું કહેછે તે બીજો કોઇ લક્ષ્મીદાસ હશે, બાકી હું તો કાયદા કાઉન્સીલનો મેમ્બર."

"ના ના. જરાપણ ભૂલ નથી. જુઓ. આ તમારૂં નામ. તે નીચે તમારાં એકંદર કર્મો અને સાથેજ પાપ પુણ્યની નોંધ.",

"પણ એ બનેજ કેમ?" શેઠ દુઃખથી ઉતાવળા થતા બોલ્યા—"મેં મોટાં મોટાં સત્કાર્યો કર્યાં છે. મારૂં નામ જ્યાં ત્યાં પ્રસિદ્ધ છે. આમ છતાં મારામાટે ઘર આવું ઝુંપડું—ભીખારીજેવું કાં? બીજાઓને સારાં મકાનો અને મનેજ આવું ઝુંપડું કાં? તેમના જેવો મારો બંગલો કેમ મારો બંધાયો નથી!"

"તમે તમારા મકાનમાટે આવોજ સામાન મોકલ્યો તેમાં અમે શું કરીએ?" તે અનુચરે કહ્યું.

"શું કહો છો? આવો સામાન?"

"હા. તમે જે સામાન મોકલ્યો તે બધાનો ઉપયોગ કરીનેજ આ ઝુંપડી બાંધી છે."

"તમારી તદ્દન ભૂલ છે. તેમાં કાંઇજ શક નથી. મેં એવાં કાર્યો કર્યાં છે કે તેનાથી પુણ્યનો મોટો જથ્થો થયો હોવોજ જોઇએ, મેં કોલેજ અને યુનિવર્સીટીમાં સ્કોલરશીપો સ્થાપન કરી. એક દવાખાનું બંધાવ્યું. ચાર દેવળોનો જીર્ણોદ્ધાર કર્યો. બે નદીઓપર ઘાટ બાંધ્યા—"

"એ બધું અમારા જાણવાબહાર નથી. એ કામો બધાં સારાં છે. પણ તે તમારી નામના થવામાટે, તમારી કીર્તિ અવિચલ રહેવામાટે કર્યાં છે. તેનો ઉપયોગ તમારી કીર્તિના પ્રસારમાં થયો છે. કેમ? એજ ઉદ્દેશથી તમોએ એ કામો કરેલાં ને?"

"હા." શેઠે અચકાતાં કહ્યું—"કીર્તિના વિચારો મારા મનમાં વારંવાર આવતા ખરા. મારૂં નામ પ્રસિદ્ધ થાય તો સારૂં એમ મને થતું ખરૂં, પણ એસિવાય બીજાં મારાં સારાં કામો છે. પ્રત્યેક પરોપકારી અને ધાર્મિક કામમાં ઘણાઓ મારી મદદ મેલવી ગયા છે. એવા કામમાં મેં ઉદાર હાથે પૈસો આપ્યો છે."

"સાચી વાત. આ બધી વાતો દુનિયાપર પસરી છે અને ઘણાના મોઢેથી તમારૂં નામ બોલાયછે એજ તેનું ફળ. વળી સરકારમાંથી

પણ તમને પદવીઓ મળી છે. વળી પ્રત્યેક કાર્યમાં તે કરતી વખતેજ અમુક ફાયદો મેળવીશું એમ તમે વિચાર કરતા. તે પ્રમાણે ઇચ્છિત બદલો તમને મળી ગયો છે. જેનો બદલો તમને મળ્યો તેનોજ બદલો ફરી અહીં શીરીતે મળે?"

"શું ફરી નહિ મળે? મારી પોતાનાજ હિતમાં નજર હતી એ વાત ખરી, પણ તેમાં બીજાઓનો પણ લાભ તો સમાયો હતોને? મે કર્યું છે તે વિચારપૂર્વકજ કર્યું છે. તેનાથી લોકોનું કલ્યાણજ થયું છે. શું તેની અહીં કાંઇજ કિંમત નથી?"

"ના. મૃત્યુલોકમાં તેની બહુ કિંમત છે. તેનો બદલો તમને ત્યાં મળ્યોજ છે આત્મસ્તુતિના ઉદ્દેશથી કરેલ કાર્યની અત્રે કાંઇજ કિંમત નથી? તમે જે કાંઇ પુણ્ય કર્યું--અહીં ઘર બાંધવા જે સામાન મોકલ્યો તે અમે કાળજીથી સંભાળી તેનુંજ આ મકાન બાંધ્યું છે."

વાતો કરતાં કરતાં અનુચરની દૃષ્ટિ વધારે ને વધારે તીક્ષ્ણ થતી ગઇ, તેણે શેઠજી તરફ અનિમિષ લોચનવડે જોવા માંડયું, લક્ષ્મીદાસ શેઠ શરમાયા, એ ડગમગાં પાછા હઠયા વિચારોથી તેમનું માથું ભમવા લાગ્યું. તેમણે પોતાની આંખો હાથવડે દાબી લીધી.

કેટલીકવારે લક્ષ્મીદાસશેઠે પુછ્યું--"મારૂં આયુષ્ય આટલું બધું નિરૂપયોગી હતું, તો હું અહીં કેમ આવી શકયો?"

"પ્રભુની કૃપાથીજ."

"પણ એ પ્રભુકૃપા થઇ શી રીતે?"

"તે દયાના સાગર છે તેથી"

"પણ મારૂં જીવન ફોગટ કેમ ગયું? મારે શું કરવું જોઇતુ હતું? અહીં કયા કૃત્યની કિંમત છે?"

"તે અમારા મોટા મેળા જાણે, પણ શેખીથી-ડોળથી અથવા નામને માટે જે આપેછે, તેની અહીં કિંમત નથી. કેવળ બીજાનું ભલું થવાખાતર નિષ્કામ બુદ્ધિથી જે-સત્ય કૃત્ય કરાય છે તેનીજ અહીં સાચી કિંમત અંકાય છે. બદલો મેળવવાની ઇચ્છાથી કરેલ કામની અહીં કાંઇ કિંમત અંકાતી નથી, કેમકે દુનીયામાં તેવા ખુશામતીયા અને કુલણજીનો તુટો નથી."

લક્ષ્મીદાસ શેઠ નિરાશ થઇ ઉભા હતા. તે અનુચરે કરૂણાપૂર્ણ સ્વરે કહ્યું—"શેઠ! તમારા આયુષ્યમાં એવું કોઇ કૃત્ય થયેલું તમને નથી સાંભરતું?"

"કદાચ થયું હશે, પણ ઘણા વર્ષ પહેલાં, અને તે નવા વિચારોપ્રમાણે નજીવું જાણી તેના માટે મે કોઇ દિવસ વિચાર કર્યો નથી."

"તેવાં નજીવાં કામો પણ અમારે અહીં વિસરાતાં નથી. તમારા હાથથી તેવાં થોડાં ઘણાં કામો થવાથીજ તમોને અહીં સ્થાન મળ્યું. આ સ્થાન તમે માનો છો તે કાર્યના ફળરૂપે નહિ."

લક્ષ્મીદાસ શેઠનું અંતઃકરણ દિલગીરીથી છવાયું અને ફરી સ્થાનના વિચારોથી ધીરે ધીરે શાન્ત તથા પ્રસન્ન થતું ગયું.

૬

થોડીવારે લક્ષ્મીદાસશેઠ જાગ્રત થયા. માથું ઉંચું કરી જોયું તો પોતાના 'લક્ષ્મીભવન' મહેલના ઘડીયાલમાં ૭ ના ટકોરા થયા.

રાત્રે પોતાને શું થયું? મૂર્છા આવી કે સ્વપ્ન? અથવા તો નિદ્રામાં પોતાનો આત્મા દૂર દેશ ગયો હતો? આવિષે ઘણીવાર સુધી શેઠજીએ વિચાર કર્યો. છેવટે ટેબલના ખાનામાંથી બેંકપરના ચેકની બુક કાઢીને એક ચેક લખ્યો. અને તે ફાડી લઇ પોતે હરિદાસની ઓરડીમાં ગયા.

હરિદાસ હજુ નિદ્રાવશ હતો. શેઠે તેના ચેહેરાતરફ ઘણીવારસુધી જોયા કર્યું. તે નિર્દોષ અને મીઠા હાસ્યથી ભર્યો હતો. શેઠે કાગળ પેન્સીલ લઇ નીચે પ્રમાણે લખ્યું—

"ભાઇ હરિદાસ! તેં ગઇ કલે માગેલ રકમનો ચેક આ સાથે છે, તેનો તારી મરજી-પ્રમાણે ઉપયોગ કરજે. દુકાળફંડનિવારણ માટે રૂબરૂ વાત કરી ઠરાવીશું. તારા થોડા શબ્દોએ મારા મગજમાં જબરો પ્રકાશ પાડ્યો છે, અને કોઇપણ બદલાવગરની આશાએ કરેલાં કામોજ કિંમતી છે એ હું આજે સમજ્યો."

એટલામાં ખળભળાટ થવાથી પાછું વાળી જોયું તો હરિદાસ જાગ્યો હતો. તેણે આંખો ચોળતાં પુછ્યું—"કોણ પિતાશ્રી?"

"હા હું પોતેજ, પાછો તારી ઓરડીમાં આવ્યો હતો. પ્રભુ આપણને સારા વિચાર આપે અને સુમાર્ગ બતાવે. જેથી શેષ જીવન નવજીવનરૂપે પલટાઇ જાય."

લક્ષ્મીદાસશેઠ કીર્તિદાન છોડી હવે શુભદાન તરફ વળ્યાછે.

---

# સખીને સંબોધન.

આશાભરી નજરથી નયનો નચાવી,
કંઇ કંઇ હતી મન મહી રચતી હું ભાવી;
સ્નેહી હતો પ્રિય સખી કદી તુંય મ્હારો!
સ્મૃતિએ રહું યદિ હવે નવ તોય આરો! ૧

એ સ્વપ્ન મિષ્ટ સહુ ભાર ઉડી જવાને!
નિર્મ્યો નશીબ દુખ માંહિ ડુબી જવાને!
આજે બની અવરની સખિ! દેહથી હું!
અહા! ત્યાંજ સ્નેહ રચજે વખી સૌખ્યમાં હું. ૨

દષ્ટે ન એહ ગતથી શકુ હું નિહાળી!
રહેવું હવે હૃદયના સહુ ભાવ ખાળી!
ના ધર્મ આપણ સમાજ વિચાર લે—
પરની બની સખિ! યદિ ગત ભાવિ શોચે ૩

માતંગ્યને વશ હજુ બહુ હિન્દ જાયા,
કંઇએ થતાં રૂદિ થકી જીવનો અકારાં!
સ્હેજે સખી! તપ તપી, ફલ ભાવિ જોશે!
ને જીંદગી રસ સુની મમ એમ વ્હેશે! ૪

જમનાદાસ નારાયણજી અઢીયા.

# બેહુલા.

લેખક—શ્રીયુત ડૉ. ભાઈલાલ નરભેશંકર અધિકારી-જામનગર

[૧]

શિવને પરમ ભક્ત ચાંદસોદાગર ચંપક નગરનો મુખી હતો. શિવનો એ આદેશ હતો કે જ્યાં સુધી ચાંદસોદાગર પૂજા નહિ કરે ત્યાં સુધી મર્ત્યલોકમાં પૂજા પ્રચારમાં મૂકાશે નહિ.

મનસાદેવીએ ચાંદસોદાગરની પૂજા મેળવવા વિવિધ પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓ લડાવી, પરંતુ પૂજા કરવી તો દૂરની વાત, ચાંદસોદાગર તેને અત્યંત તુચ્છકારતો.

જ્યારે સરલતાથી ચંદ્રધરની પ્રીતિ આકર્ષવામાં અશક્ત નિવડ્યાં ત્યારે મનસાએ તેની સાથે કટ્ટી શત્રુતા આદરી. ચાંદસોદાગરને "મહાજ્ઞાન" નામની એક શક્તિ હતી અને એ શક્તિથી તે સર્પોથી દંશાએલા મનુષ્યોને સાજા કરી શકતો હતો. મનસાદેવી જ્યારે સર્પદ્વારા ચાંદસોદાગરના એકાદ પુત્રને કે કાણું પાડવાનો ઘાટ કરતાં, મહાજ્ઞાનના પ્રભાવે કરી પિતા તેને તેજ વખતે ઉગારી લેતો. એ કારણને લીધે પહેલાં પ્રથમ મનસાદેવી તેની સાથે વિરોધ કરી ચાંદને આંટીમાં લઈ શક્યાં નહિ.

જ્યારે દરેક રીતે અવળા પાસા પડ્યા ત્યારે મનસાદેવીએ એક દિવસ એક પરમ સુંદર સ્ત્રીનો વેષ ધારી આખરે ચાંદસોદાગરનું મન હરણ કરી લીધું. તે કપટીને "ચક્રમ" વણિક, મનસાજ છે તે જાણી શક્યો નહિ. અને તે ધૂર્તની વાક્યજાળમાં તથા રૂપછટામાં ચાંદ "મહાજ્ઞાન" શક્તિ આપી પરવારી બેઠો. "મહાજ્ઞાન" મળ્યા પછી મનસાદેવી એક દીપ-શિખાની પેઠે આકાશમાં મળી ગયાં, અને ચાંદસોદાગરનું ભવિષ્ય ગાઢ અંધકારમાં ગુમ થયું.

પણ ચાંદનો એક વૈદ્ય બાંધવ હતો અને તેનું નામ "શંકરગારૂડી" હતું. ગરૂડ જેવો અહિકુળનો [સર્પનો] શત્રુ હતો. એ પણ એવોજ હોઈ તેણે એ પદવી મેળવી હતી. આ એક તેનો દિલોજાન દોસ્ત હતો. વૈદ્યરાજ સર્પદંશનો તો એક રામબાણ ઇલાજ જાણતા હતા. ગમે તેવો પ્રાણઘાતક નાગ કાં ન કરડ્યો હોય, એ વૈદ્ય રોગીને સર્પાઘાતબંધ સાજો કરી લેતા. ચાંદના પુત્રોને સર્પો ડસતા ત્યારે એ સુહૃદની સહાયતાથી તેઓના જીવ બચતા.

દેવી પહેલાં વૈદ્યરાજને વશ કરવા પોતાની વિદ્યા અજમાવવા લાગ્યાં પણ જ્યારે સો ઉપાયે પણ અકૃત્રિમ સુદૃઢ મિત્રાચારીમાં વિચ્છેદ થયો નહિ ત્યારે તે મિત્રનો જીવ લેવાનો સંકલ્પ કરી મનસા નાના ઉપાયો યોજવા લાગ્યાં.

કેટલીએવાર, મહેનત છૂટી પડવા જેવું થયુ પણ આખરે મનસાદેવીની સુરાદ પાર પડી વિચિત્ર કૌશલે મનસાએ શંકર–ગારૂડીનો પ્રાણ લીધો- આ વખતે ચાંદસોદાગર ખરેખર નિરાધાર થઇ પડયો "શિવ–શૂળી જે કરેછે, કરવા દો" કહી ચંદ્રધર હજી વધારે ને વધારે પોતાના સંકલ્પમા દઢ થતો ગયો.

એક વરસ પૂરૂં થતાં ન થતાં એક પછી એક ચંદ્રના છયે ૭ પુત્ર સર્પદંશથી મા૨્યા ગયા

ચાંદની શોકમાં વિહ્વળ બની ગયેલી સ્ત્રી સનકા પ્રતિદિન સ્વામીનાં ચરણુ નયનજળે સીંજવતી દેવતાસાથે વાદ ન કરવા પ્રાર્થના કરતી, અને તરૂણવયની ૭ વિધવાસ્ત્રીઓ ક્રૂરકર્મ કરતા સસરાસામે આંખોને આસુઓથી ભરીનાખી તાકી રહેતી પોતાની શોકાર્ત્ત દષ્ટિથી તેનુ ચિત્ત કોમળ કરવા મથતી અને બહુ કાળનો જૂનામાં જૂનો નોકર "નેડો" એક હાથે આંખના પાણી લુછતો અને બીજે હાથે ઘરનું કામકાજ કરતા કરતા પ્રભુના પાદપદ્મપર પડી ક્ષણે ક્ષણે છાતી ભરાઇ આવવાથી પોકેપોક રડતો. દેશદેશાવરથી તેના મિત્રો મનસાસાથે ચડસાચડસીમા ન પડવા ઉપદેશ દેવા આવતા. પણ ચાંદસોદાગર બધાને માથે ચપટી બજાવે તેવો હતો ઘણા પુત્રોના પ્રિય કથોપકથનથી સ્નિગ્ધ બનેલો, વાદાનુવાદથી ગાજી રહેલો, અને લક્ષ્મીના પ્રાસાદતુલ્ય તેનો વિશાળ પ્રાસાદ સ્મશાનની નિર્જનતા ધારણ કરી બેઠો હતો કોઇ ગતે ચાંદનુ વજ્રજેવું કઠિન પણ શિથિલ થયું નહિ. ઉલટો ગમગીન હૃદયથી ભર્યા ચડાવી પોતાની વિપુલ "હિન્તાલ" લાકડાની ડાંગથી મનસાદેવીની એ શત્રુતાનું વેર વાળવા અડંગો લગાવી બેઠો.

તેના ઘરપર કાગડા ઉડતા થઇ ગયા હતા. જે ઘરમા આનંદ નથી ત્યાં કોઇ પ્રકારે મનને સાંત્વના મળતી નથી તે ઘરની અવિરલ અશ્રુધારા તથા હાહાકારથી ચાંદસોદાગરનું ચિત્ત વધારે ચમકાઇ જવા લાગ્યું તે બન્ધુબાન્ધવોથી તથા કુટુંબીઓથી વિખુટો પડી દૂર રહેવા લાગ્યો તેઓની વિના મૂલ્યે મળતી શિખામણોને ઉપકારસાથે પાછી વાળવા લાગ્યો. નિંદાવાદ વધારે અસહ્ય જણાવવા લાગ્યો વિદેશભ્રમણાથી હૃદયની જ્વાળા ભૂલી જવાશે જાણી તે સમુદ્રયાત્રાએ નિકળવા પ્રસ્તુત થયો.

ચટગ્રામ (Chitagong) ના ખલાસીઓ સાત વહાણને નાના પ્રકારનાં વાણિજ્યનાં ઉપકરણોથી લાદી શણગારી આવ્યા અને સોદાગર વેપાર અર્થે મુસાફરીએ નિકળવાના છે એવો જય ડંકો ચારે કોર વાગવા લાગ્યો. નફરો તથા નાવિકો તે વાત ચંપકનગરમાં ઘરોઘર ફેલાવવા લાગ્યા સાત વહાણોમાંથી "મધુકર" નામનું વહાણ સોકરતા વિશાળ તથા નાના પ્રકારની કારીગરીથી જાણે એક મ્હોટો રાજપ્રાસાદ હોય એમ શોભા આપી રહ્યું હતુ. એ "મધુકર" માં સોદાગર સવાર થયા. ત્યારે ચંપકનગરના રહેવાસીઓનાં ટોળેટાળાં તીરપર ઉભા રહી તે વહાણનું નકસી કામ એકટસે નિરખી રહ્યા હતા. સઘળી નૌકા ઉપર તરી રહી અને એક પછી એક હંકારવા લાગી. આ વેળા બીજુ એક હૃદયવિદા-

રક દશ્ય એ હતું કે ચંપકનગરના મહેલમાં અશ્રુઓથી મ્હો ભરી વહુઓથી ઘેરાયેલી સનકા બીછાનામાં આમતેમ પછાડા મારતી લોટ્યા કરતી હતી એ દુખી સંસારમાં પ્રતિસેવામાટે તેનામાં જે કાંઇ બળ અવશેષ રહ્યું હતું, આજ જાણે તે પણ દેહની અંદર રહેવા પામ્યું નહિ

કાળીદહ [નદી] ના વિપુલ ચક્કરમાં આવી પડી સાતે સાત વહાણો ભમરડી ચકરડી રમવા લાગ્યા મનસાદેવીના આદેશથી પ્રબળ વિરોળાઓ નિકળ્યો કાળીદહના ભીષણ આવર્ત્તો કર્ણધારના હાજા ગગડાવી દેવા લાગ્યા અને બધાઓનો જીવ મૂઠીમાં રહ્યો જોતજોતામાં આખું જગત એક પ્રબળ પૂરમાં તણાઇ જવા લાગ્યું, મુશળધારે વરસાદ પડવા લાગ્યો અને તે વાવાઝોડામાં વહાણોનું નામ નિશાન પણ રહ્યું નહિ સાતે વહાણના ભૂકા ઉડી ગયા.

ચંદ્રધર કાળીદહના પાણીમાં તરવા લાગ્યો અને આ આફતમાં તે "શિવ" "શિવ" પોકારતો મરવામાટે સજ્જ થયો

પરંતુ ચાંદસોદાગર મરે તો દેવીની પૂજા જગતમાં પ્રસારવા કોઇ રહેશે નહિ જાણી દેવીએ તેનું બેસવાનું સુવિસ્તૃત પાંદડાંઓવાળું શતદળ ચાંદની સામે ફેંક્યું કે જાણે સોદાગર તે પકડી તરતો રહી શકે પોતાની સન્મુખ તરતી પાંદડીઓ વાળા પદ્મલતા જોઇ ચંદ્રધરે ટેકાવા હાથ લાંબો કર્યો પરંતુ મનસાનું એક નામ 'પદ્મા' ઓચિંતુ તેના મનમાં પડતા પદ્મ ચિને સબંધ રહેલો જોઇ ધુતકારી હાથ પાછો વાળી લીધો અને અગાધ જળ રાશિમાં ડૂબી મરવા તૈયાર થયો

કોઇ ઉપાયે બચી ચાંદ ત્રણ દિવસપછી એક સમૃદ્ધિશાળી ગામ પાસે આવી ચડ્યો નગ્નદેહ ઢાકવાવાસ્તે શ્મશાનના ચિથરા વીણી લઇ કઇક સરખાઇમાં આવ્યો ત્યારે વણિકરાજે તે ગામમાં પગ મૂક્યો

તે સ્થળે એક સમૃદ્ધિશાળી ચંદ્રકેતુ નામનો વાણિયો રહેતો હતો અને તે ચાંદનો નાનપણનો ગોઠીઓ હતો એ દુઃખસમયમાં ત્રણ દિવસ સુધી સંપૂર્ણ રીતે અન્નપાણી-વગર રહી ચાંદ ચંદ્રકેતુના ઘરમાં દાખલ થયો

બાલ્ય—સખાની આવી કફોડી સ્થિતિ જોઇ ચંદ્રકેતુને ઘણુંજ લાગી આવ્યું તેણે તેને સારો આવકાર આપ્યો અને ન્હવરાવી ધોવરાવી સારા સ્વચ્છ કપડા પહેરાવ્યાં. ત્રણ દિવસના કોરા અપવાસ પછી અન્ન દેવ નજરોનજર થયા ભોજનની પૂરતી રીતે જોગવાઇ થઇ હતી એટલે તે જોઇ ચાંદના મ્હોમાં પાણી છૂટવા માંડ્યા અને તે પાગતૂટ લેવા લલચાયો પણ નરીબ બે ડગલા આગળને આગળ. તેવામાં ચંદ્રકેતુએ પોતાના મિત્રતરફની સારી લાગણીને લીધે તેને મનસાસાથે મમત ન બાંધવા ભલામણ કરવા બેઠો એક તો તેણે વ્યાધિ વેરી હતી તેમાં વળી વાતચિતપરથી જાણી લીધું કે ચંદ્રકેતુ જરૂર મનસાનો પૂજારી હોવો જોઇએ અને જરૂર ઘરમાં ક્યાંક મનસાની મૂર્તિ પણ હશે એમ ચોક્કસ માની બેઠો

ક્રોધના આવેશમાં ચાંદનું શરીર ધ્રુજવા લાગ્યું, હજુલગી તેણે ભાણાપર બેસી કંઇક

પણ કર્યો નહોતો છતાં તે ઉપવાસી ચાંદસોદાગરે છંછેડાયેલા સિંહની માફક આસનપર ઉભા થઇ વસ્ત્રો કહાડી નાખ્યાં અને સ્મશાનનાં ચિથરાં પ્હેરી લઇ રીસમાં ને રીસમાં મિત્રનું ઘર છોડી રસ્તો પકડયો, એ દેખાવ જોઇ ચંદ્રકેતુને દયા આવી અને પોતાના બંધુને સમજાવવા છેડો પાથર્યો પણ તે બધા કાલાવાલા કરવાપર પાણી ફરી વળ્યું. ઉલટો તે એકવાર કેવળ તિરસ્કારભરેલી નજરે બોલી ગયો "આવા વંઠેલને બોળવી ખાતી જા કાણી" ચાંદ મનસાદેવીને "કાણી" "ભૂંડણ" ઇત્યાદિ ખરાબ શબ્દોની સંજ્ઞા આપી બોલાવતો.

એવી સ્થિતિમાં ચાંદે ગામેગામ ભટકી ભિક્ષા માગી થોડા ચોખા ભેળા કર્યા. અને તે એક જગાએ ઘણીજ સાવચેતી સાથે ઢાંકી મુકી ન્હાવા નિકળ્યો. ન્હાઇ ધોઇ જઠરાનળ શાંત કરવાના નિર્ણયપર આવ્યો હતો પણ તેની ગેરહાજરીમાં મનસાદેવીએ પોતાના ગણ દેવ મૂષિકોને તે ચોખા ઠેકાણેસર પાડવા મોકલ્યા અને તે કામ જુજ વખતમાં પૂરું પડી ગયું હતું. ક્ષુધાર્ત ચાંદ આવી જુએ છે તો તેના અતિ કષ્ટે સંઘરેલા ચોખાનો એક કણ પણ નજરે ચડયો નહિ. ત્યારે આંખ લાલચોળ થઇ ગઇ અને એકવાર ઉંચે દૃષ્ટિ કરી "છએ છ પુત્રો મારયા ગયા છતાં તેના શોકમાં પ્રાણ ગયો નહિ તો પછી અનાહારે આટલી સહેલાઇથી તે કેમ જવાનો? મેં જે પણ લીધું છે તે ભાગવાનું નહિજ" એમ મનમાં અર્ધસ્ફુટ સ્વરે બબડવા લાગ્યો અને મનસાદેવીપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો.

વિવિધ રસપૂર્ણ ઉત્કૃષ્ટ ખાદ્યદ્રવ્યથી જે આત્મીય સ્વજનોને નિત્ય પુષ્ટ કરતો રહ્યો હતો તે વણિકકુળચક્રવર્તી દેશપ્રસિદ્ધ ચંદ્રધરે નદીતીરે બેસી કેળાં ઉપરની ઉતારી નાખેલ છાલ ખાઇ ક્ષુધા-નિવારણ કરી. કેટલાક કઠિયારાઓ રસ્તેથી જતા હતા તેઓએ ચાંદને આવી હાલતમાં જોઇ અસંત દરિદ્ર ધાર્યો અને તેઓની સાથે વનમાં લાકડાં કાપવા આવે તો વખતે નસીબ ઉઘડશે એમ તેને ભરોસો આપી સાથે લઇ ગયા.

તપેલ કાંચનવર્ણી, સૌમ્યકાન્તિવાળો, સ્મશાનનાં ચિંથરાં પહેરલ, લગભગ દિગંબર જણાતો વણિક તેના ઉપાસ્ય દેવતા ચંદ્રચૂડની માફકજ દેખાતો હતો.

ચાંદ કઠિયારાઓ કરતાં લાકડાં સારીરીતે પારખી શકતો હતો. તેણે ચંદન કાષ્ઠની પ્રચંડ ભારી માથે ઉપાડી. તેઓની આગળ આગળ નગરના ચોવટાતરફ ધસવા લાગ્યો. મનસાદેવીના આદેશથી અદૃશ્યભાવે વાયુપુત્રે તેના કાષ્ઠના બોજાઉપર પગ મૂકયો તેથી એટલો તો ભાર વધી પડયો કે તે ચાંદ માથાપર ખમી શકયો નહિ.

આ પ્રમાણે ડગલે ને પગલે લાંચ્છિત થતો થતો ચાંદસોદાગર એક બ્રાહ્મણને ત્યાં નોકરી રહ્યો. માલેકની આજ્ઞાથી ડાંગરના ખેતરમાં નીંદવાના કામમાં નીમાયો પણ મનસાદેવીના

હુકમમા સપડાઇ તે ડાંગર તથા ઘાસનું પાર્થક્ય સમજી શક્યો નહિ. ઘાસના બદલામાં ડાંગર વાઢવા બેસી ગયો ઓડનુઓાડ ચેતરવા બેઠો એટલે તેને બ્રાહ્મણના ઘરમાંથી રજા મળી. ચંદ્રધર જંગલમાં ભટકતો ભટકતો વિમાસવા લાગ્યો; એકાન્તમાં ઉન્મત્તભાવે વિચરણ કરતાં કરતાં તે અસ્ફુટ ભાવે મનસાને કડવાં વેણ સંભળાવવા લાગ્યો ત્યાં કેટલાક પારાધીઓ પક્ષીઓને ઝપાટામાં લેવા જાળ નાખી બેઠા હતા. પક્ષીઓ જાળપાસે આવી પહોંચ્યાં હતાં. એટલામાં ઉદ્‌ભ્રાન્ત સોદાગરનો પગ અજાણપણે જાળપર પડ્યો અને તેના ખડખડાટથી બધાં પક્ષીઓ ચોંકી ઉડી ગયા. તે જોઇ શિકારીઓનો પિત્તો ઉકળી ગયો અને એઓ બોલ્યા—

"કાં? તે પંખીડાં તેં દીધાં હાંકી,
ક્યાંથી આવ્યો કાળ તું એવો કલંકી"

સોદાગર તેઓનો નિંદાવાદ તથા કટૂક્તિ સાંભળી સ્થિર થઇ ઉભો રહ્યો અને પારાધીઓ તેને ઉદ્ધત સમજી ચાલતા થયા તે વેળા સંધ્યાના સૂર્યાસ્તની મનોરમ સ્નિગ્ધ રોશની વનપ્રદેશના માથાપર મુકુટની શોભા આપી રહી હતી, ગામડાંમાંથી નિકળતા ખેડુતોના પહાડી રાગના લલકારા વનાન્તમાં લીન થઇ જતા હતા, નિબિડ વગડાની કોડમાંથી સટકી જઇ તમિસ્રા [રાત્રિ] સમસ્ત જગતનો ગ્રાસ કરતી આગળ વધતી આવી. સિંચરેહાલ પણ કાંચનપ્રતિમાસરખી પૌઢ દિગંબરમૂર્તિ જેવો દેખાવડો સોદાગર આકાશભણી તાકી હાથ જોડી બોલ્યો "ભગવન, તારા સેવકને આત્મપ્રસાદ શિવાય કશું જોઇતું નથી; આવા અત્યાચાર વખતે તારા પ્રત્યેનો ભાવ ન ખોઇ બેસું એજ ઇચ્છું છું. તારી સેવાના બદલામા મણિમયમહેલ તથા રાજસુખ ભોગ, પ્રિય પુત્ર કલત્ર મેળવવાની મનમાં કોઇ દહાડો વાંચ્છના ન થાય એ ચાહું છું." તે ગાઢ જંગલમાં સંપૂર્ણ નિરાશ્રય ચંદ્રધર વણિક દુર્ગતિની હદ ઓળંગી જઇ, મહેશ્વરના શ્રીચરણ તરફ કેટલાંક બિંદુ અશ્રુનાં—કેવળ કેટલાંક ટીપાં અશ્રુનાં બેટતરીકે ટપકાવ્યાં—ચડાવ્યાં. એકાદ બિલ્વપત્ર તથા એકાદ ધતૂરાના ફુલની શોધખોળમાટે સોદાગરની નજર અહીં તહીં દોડી પરંતુ ત્યાં તે હાથ આવ્યાં નહિ. [અપૂર્ણ]

# વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા.

લેખક—શ્રીયુત વૈદ્યરાજ પંડિત શિવશંકરશર્મા હવેલી અધિકારી-જામનગર.

(૧)

दुरीश्वरद्वारबहिर्वितर्दिकादुरासिकायै रचितोऽयमञ्जलि ।
यदञ्जनाभं निरपायमस्ति नो धनञ्जयस्यन्दनभूषण-धनम् ॥२॥

તત્ત્વવેત્તાઓ અને જેમને સાંસારિક વ્યવહારનો ભય, આશા, સ્નેહ તેમજ લોભ નથી અર્થાત્ જેઓ સંસારની જાળમાંથી મુક્ત થયેલા છે તેવા પુરૂષો, કોઇપણ શ્રીમદાન્ધ પુરૂષોપાસે, તેમજ અન્ય નાસ્તિક દેવપાસે, કોઇ દિવસ પણ યાચના કરવા જતા નથી અને તેવા ધનવાન્ અભિમાની માણસોપાસે જવામાટે વિચાર પણ લાવતા નથી તે વિષયના વિશેષ વિવરણમાટે, વેદાન્તાચાર્યે ઉપર્યુક્ત શ્લોકથી નીચેમુજબ પ્રતિપાદન કર્યું છે

અમો તત્ત્વવેત્તાઓ—દુરીશ્વર એટલે કેવળ ધન, પુત્ર, વિગેરે વ્યાવહારિક વિષયમાં અભિમાન ધરાવી સામર્થ્ય બતાવનારા લક્ષ્મીવાન્ અગર અધિકારવાન્ પુરૂષોના મકાનોની બહાર ઉભા રહીને, યાચના નહિ કરવા માટે અમારા પ્રભુ જગન્નિયન્તાને અમો આ અંજલિ અર્પણ કરીએ છીએ અર્થાત્ તિરસ્કાર કરનાર ધનવાન્ અને અધિકારવાન્ પુરૂષોના દ્વારની ઓટલીએ બેસીને કોઇપણ જાતની યાચના કરવામાટે, અમો અમારા મનને તત્પર ન કરીએ તે માટે અમારી આ પ્રાર્થના છે કારણકે શ્યામ કાન્તિવાળા, કોઇ વખતે પણ નાશવિનાના, અને અર્જુનના રથના ભૂષણરૂપ, એવા શ્રીકૃષ્ણભગવાન્ અમારૂં ઉત્તમોત્તમ ધન છે, અમારે લૌકિક ધનવાળા, અને અભિમાની પુરૂષોપાસે જઇને, યાચના કરવાની કોઇરીતે જરૂર નથી સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાનરૂપી, ધન હોવા છતાં બીજા ધનની અપેક્ષા કરવી તે કેવળ બાલચેષ્ટાજ છે તેમજ ભગવત્ધનની આગળ, નાશવંત દુઃખોત્પાદક લૌકિક ધનની તુલના નથી

અહિં શંકા થવાનો સંભવ રહેછે જે મૂળ શ્લોકમાં "धनञ्जयस्यन्दनभूषण-धनम्" કહીને અત્રે શ્રીકૃષ્ણભગવાનરૂપીજ ધન ગણ્યું છે તે માટે ત્યાં ધનશબ્દનો રૂઢ અર્થ સોનું રૂપું વિગેરે જે વ્યવહારમાં ઉપયોગિ છે, તેનો તો બાધ કરવામાં આવ્યો છે અને ધન શબ્દનો અર્થ, શ્રીકૃષ્ણભગવાનવિષે ઘટાવી ચરિતાર્થ કરવામાં આવ્યો છે આથી रूढिर्योगमपहरति એ ન્યાયમાં બતાવેલા રૂઢ શબ્દના સામર્થ્યનો કેવળ નિરાસ થાય છે જેમકે ખરીરીતે हस्ती શબ્દનો ઉચ્ચાર થતાં હાથીનુંજ જ્ઞાન થશે [हस्तौ विद्येते यस्येति हस्ती] જેને હાથ વિદ્યમાન હોય તેને હસ્તી કહેવાય, એ વ્યુત્પત્યનુસાર તો હસ્તી શબ્દનો ઉચ્ચાર થતાં, હાથવાળા દરેક માણસોમાંથી કોઇપણ માણસનું જ્ઞાન થવું જોઇએ તથાપિ રૂઢિ,

યોગ. એ ન્યાયથી હસ્તી શબ્દ હાથીમાટે રૂઢ હોવાથી હસ્તી એટલે હાથીનુંજ જ્ઞાન થાય છે. તેવી રીતે અત્રે ધન શબ્દનો અર્થ સુવર્ણાદિધાતુમાં રૂઢ હોવાથી, સુવર્ણાદિનો વાચક હોવો જોઇએ. કારણ કે ધન શબ્દનો સુવર્ણાદિવાચક અર્થ જગત્માં પણ પ્રયોજનભૂત છે. અને કોઇ તુચ્છ માણસ પણ પ્રયોજનવિના કંઇ કામ કરતો નથી. વળી તેમ કોઇ નીતિકારે પણ "सर्वे गुणा काञ्चनमाश्रयन्ते" આ વાકયનો નિર્દેશ કરી દરેક ગુણો સુવર્ણનો આશ્રય કરે છે એટલેકે દરેક વ્યકિતને ધનની બહુજ જરૂર છે. સ્પષ્ટાર્થ પ્રત્યક્ષ હોવાથી ધનશબ્દનો રૂઢ અર્થ સુવર્ણાદિકનો વાચક હોવાથી, તેજ અર્થ ગ્રહણ કરવા જેવો લાગે છે, યૌગિક અર્થની આવિશ્યકતા નથી.

આ શંકાનું સમાધાન ઘણી સરલરીતે પ્રત્યક્ષજ છે. શ્રીકૃષ્ણ પરમાત્મા એકજ છે. અને દરેક ધનના અધિપતિ પણ તે પોતે શ્રીકૃષ્ણભગવાનજ છે. કારણ કે ઈશ્વર હોવાથી દરેકજાતની સત્તા તેમનામાજ છે. તેમ ઈશ્વરને બિલકુલ નિ સંશયપણાથી અવિનાશિ ધન કહેવામા કોઇપણ જાતનો બાધ આવતો નથી જગત્માં નાશવાળા ધનથી અ૫સુખ મળે છે અને શ્રીકૃષ્ણભગવાન તો અખંડ આનન્દના સુખને આપનારા છે. અન્ય દેવાદિક અગર ધનાદિકથી ચિરકાલપર્યન્ત શાશ્વતસુખ મળવાનો તો સંભવ પણ નથી આ ઉપરથી નિશ્ચિન્તપણે શ્રીકૃષ્ણભગવાનસિવાય બીજું કોઇપણ જાતનું લૌકિક ધન, કોઇપણ રીતે કોઇને સુખકારક નથી તે વાત સ્પષ્ટજ છે. કદાપિ અત્રે ધનશબ્દનો અર્થ અન્યદેવ બ્રહ્મા, રૂદ્ર, ઇન્દ્ર, ઇત્યાદિવિષે ચરિતાર્થ કરાય, તો તેમ થવા પણ સંભવ નથી. કારણકે અન્યદેવમાં દરેક રીતે પૂર્ણ સામર્થ્ય નથી. જ્યાંસુધી પૂર્ણ સામર્થ્ય ન હોય ત્યાંસુધી અખન્ડાનન્દની પ્રાપ્તિ થવાનો અવસર આવવો અશક્યજ છે, માટે અન્યદેવોમાથી કોઇપણ દેવને અત્રે ધન તરીકે માનવા ઠીક નથી. કારણકે "द्यावाभूमी जनयन्देव एक। આ બધું આકાશ પૃથ્વી વિગેરે એક ભગવાનેજ ઉત્પન્ન કર્યું" બીજીશ્રુતિમાં "સમગ્ર જગત્ના કર્તા પણ ભગવાન અને સમગ્ર જગત્ના રક્ષણ કરનારા પણ ભગવાન એકજ છે." તેમજ "નારાયણથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. નારાયણથી રૂદ્રદેવ ઉત્પન્ન થાય છે. અર્થાત્ નારાયણથી દરેક સ્થાવર જંગમાત્મક જગત્ ઉત્પન્ન થાય છે" તેમજ "શ્રીકૃષ્ણ ભગવાન જ પરમદૈવત છે." ઇત્યાદિ અનેક શ્રુતિઓમાં પ્રતિપાદન કર્યું છે વળી નારાયણભગવાનમય વેદ છે, નારાયણભગવાનમય યોગ છે અને ટુંકામાં નારાયણભગવદાત્મક યજ્ઞ, તપ, દાન, સર્વ છે અને તે દરેકરીતે ભગવાનને આધીનજ છે. આવી રીતે વેદાન્તચાર્યે શ્રીકૃષ્ણભગવાનને જે પરમધન માનેલું છે તેજ મુખ્ય ધન છે, તે વાત નિઃસન્દિગ્ધ છે, તેમજ એક સૂક્ષ્મદષ્ટિએ જોતાં માલુમ પડશે જે મમગ્રજગત્ લક્ષ્મીને ચાહે છે. કોઇ વ્યાપારથી લક્ષ્મી ચાહે છે, તો કોઇ વિદ્યાથી લક્ષ્મી ચાહે છે, કોઇ નવા હુન્નરથી, તો કોઇ સારી નોકરીથી, આરીતે દરેક જનસમાજ લક્ષ્મીને ચાહે છે. તેમ તે મુજબ સમગ્રજગત્ વર્તી રહ્યું છે. જોકે લક્ષ્મીના પરમપ્રિય શ્રીકૃષ્ણભગવાનજ છે, આ ઉપરથી નિશ્ચય થાય છે કે, જે લક્ષ્મીને સર્વ જગત ચાહે છે અને જેના પ્રભાવથી વ્યવહારમા બધા આનંદથી લચીપચી રહ્યા છે તે લક્ષ્મીજી તો પોતાના પ્રિયરૂપ શ્રીકૃષ્ણભગવાનના ચરણકમળને નિરંતર સેવે છે. આ ઉપરથી સિદ્ધાંત થાય છે જે સામાન્ય લોકોપયોગી નાશવાળાં ધન કરતાં, અવિનાશી પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણભગવાનજ પરમધન છે. [૨]

# "ઉઠો ઉઠો ભારતને ઉઠાડો."



મૃદુ મળશ્કું વિકસ્યુ અનેરૂ, પ્રભાત આ નૂતન વર્ષ કેરૂ,
ઉઠો ઉષા થઇ ગઇ રંગભીની, જગે ગજાવો જય ભારતીની
જયનાદથી જગજનો જગાડો ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૧

પ્રભાત છે સુંદર સૌખ્યકારી, સરોજસઘાત વિપત્તિહારી;
ઉઠો સકળ ઉન્નત માર્ગચારી, ઉઠો ઉપેક્ષા બસ છે તમ્હારી
અસુપ્ત ભ્રાતા ગણુને જગાડો, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૨

મદાન્ધતા હર્ષ વિષાદ છાયા, અનંગ સેના ધન ધાન્ય જાયા,
પ્રમાદ લિપ્સા નિજ મોહ માયા, વિરામ આરામ સ્વપ્રાણ કાયા
સ્વતંત્રતા શબ્દધ્વનિ જગાડો, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૩

સ્વદેશસેવા હિત જન્મ જાણો, સુબુદ્ધિને તો ગુરૂમંત્ર માનો,
સ્વતંત્રતાની સુરૂચિ પિછાણો, સુકીર્તિનાં ભવ્ય રચો મકાનો
સ્વવંશનાં ગૌરવ ગીત ગાઓ, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૪

સ્વદેશની જય વર વીર બોલો સ્વજાતિની શક્તિ સદૈવ તોલો,
કલંકનો અંક નિશંક ધોળો, ઉઠો ઉઠો બાંધવ ચક્ષુ ખોલો
સ્વજાતિની કીર્તિ કલા જગાડો, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૫

વિવેક વિદ્યા બળ બુદ્ધિ જોડો, વિપત્તિયોથી મુખડું ન મોડો,
પ્રભુત્વનું સ્વત્વ કદી ન છોડો સમૃદ્ધિના બાધક વ્યૂહ તોડો
ગુમાવેલા ગૌરવને બચાવો, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૬

સશક્ત હોતો ન બનો અશક્ત, બનો બધા બળવીર દેશભક્ત,
કહો "છીએ ભારતના સુભક્ત" ભલો બતાવો નિજ ઉષ્ણ રક્ત
ન ભ્રાન્તિમાં કાળ વૃથા વિતાવો, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૭

વિરોધિયોના દળને હટાવો, ઘમંડીની ઘોર ઘટા ઘટાવો,
સ્વદેશના સાહસને મિલાવો, સ્વરાજ્યના જીવનને ખિલાવો.
સ્વરાજ્યવાદી સહુ વીર થાઓ, ઉઠો ઉઠો ભારતને ઉઠાડો— ૮

જી. એ. કવિ વૈરાગી

# ચિત્તવૃત્તિવિજ્ઞાન શાસ્ત્ર.

અનુવાદક—શ્રીયુત "અભ્યાસી."



## પ્રકરણ ચોથું ચાલુ.

### ચિત્તવૃત્તિની વ્યાખ્યા અને મુખ્ય મુખ્ય ચિત્તવૃત્તિઓ કઈ તથા તેનાં આવશ્યક તત્ત્વો કયાં?

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૭ થી)

આજ કલ્પના બીજા શબ્દોમા પણ ઘટાવી શકાય; તે એ રીતે કે પ્રેમ કે રાગ, જેના પ્રતિ તે ધરાવવામાં આવે તે પદાર્થ કે વ્યક્તિ-સાથે જોડાવાની વાસના છે; અને તેથી કરીને તે બન્ને પાત્રો [ભોગ અને ભોગ્ય] ને સમાન ભૂમિકાઉપર લઇ આવવાવાળી પણ એજ બાબત છે. તેમજ તે બન્ને જોડાઇ એક થાય તેવી સ્થિતિવાળા પણ તેનાથીજ બને છે. બે જીવોવચ્ચે આકર્ષક-આકર્ષિત ભાવ ઉત્પન્ન થવામાં વસ્તુસ્થિતિ એ છે કે એકમાં જે ગુણઆદિ રહેલાં છે તે બીજામાં ન હોવાથી તે ખોટ અથવા ઓછપ પેલો પૂરી પાડે છે. જ્યાં આ ખોટો, ઉણપો, અને તેને પૂરી પાડતી બાબતો, લગભગ સરખી હોય છે, ત્યાં તે બે જીવો સરખી કોટિના કે સરખા છે એમ આપણે કહીએ છીએ; કેમકે જેટલે અંશે એકમાં ખામી કે ઓછપ કે ઉણપ હોય તેટલે અંશે તે કનિષ્ઠ અને તે તે બાબત, બીજા જીવો-વ્યક્તિ પૂરી પાડનાર હોય, તેટલે અંશે, તે તેનાકરતાં વરિષ્ટ ગણાવા છતાં, એકમાં જે ઓછપો, અને બીજીમાં સામો તેટલો વધારો, વિશેષતાને લઇ, બન્નેનાં ત્રાજવાં સરવાળે સમતોલ સરખાં થાય છે. આ પ્રમાણે લેવડ દેવડ-આપવા લેવાનો વ્યાપાર પરસ્પર થયે જાયછે અને પછી એકની ઓછપ, ઉણપ, અને બીજાનો વધારો, વિશેષતા, સમૂળગી બંધ પડે છે. જ્યારે સર્વાંશે બન્ને વ્યક્તિની સરખી સમાનતા થઇ કહેવાય છે. એક વ્યક્તિની બીજી વ્યક્તિસંબંધે વધુ ઘટુ વધની ઓછી વિશેષતા અને ઉણપ જ્યાં હોય છે ત્યાં તે એક બીજાપરત્વે વરિષ્ટ અને કનિષ્ટ એ સંજ્ઞાથી બોલાય છે. અત્રે પણ ક્રમે ક્રમે બન્નેને સમાનતા કે સરખાપણું પ્રાપ્ત કરાવનાર તત્ત્વ તો પ્રેમ, પ્રીતિજ [રાગ] હોઇને જે વરિષ્ટ વ્યક્તિ હોય તે, પોતામાં જે કાંઇ વધતી બાબત હોય તે કનિષ્ટ વ્યક્તિમાં જે કાંઇ ઓછપ, ઉણપ, હોય તે પૂરી પાડે છે.

અને તેને [કનિષ્ટને] પોતાના સરખી સમાન ભૂમિકા ઉપર લાવેછે કે જેથી બન્ને વચ્ચે ઐક્ય થઇ શકે.

આ સ્થળે બીજો અને આન્વીક્ષિકીશાસ્ત્રને વધારે લગતો પ્રશ્ન ઉદ્ભવી તેનો નિર્ણય થઇ શકે, તેવી વાત ઉભી થાય છે. કે જો ઉપર કહ્યું તેમ હોય તો પછી વરિષ્ટ વ્યક્તિ કનિષ્ટ વ્યક્તિપ્રતિ આકર્ષાય એમ શીરીતે શકય છે? કનિષ્ટને તો અલબત પેલા વરિષ્ટ તરફનો લાભ અને સુખ મળે અને તેથી તે તેનાતરફ આકર્ષાય; પરંતુ વરિષ્ટ–મ્હોટાને, કનિષ્ટ—ન્હાનાતરફથી એવો શું લાભ કે સુખ મળવાનું છે કે જેથી તે તેના તરફ આકર્ષાય?

આ પ્રશ્નના ઉત્તરમાં પરસ્પર સંબંધ ધરાવતી બે મુખ્ય વિચારણાનો સમાસ છે. [અ] સુખ એ સાદામાં સાદો વિશેષ ઉપલક્ષિત ન થઇ શકે તેવો નિત્ય વ્યાવહારિક અનુભવવાળો શબ્દ છે; દાખલાતરીકે એક માણસને ગરમ તીખાં સુખ, સંતોષ, પમાડે છે તો બીજાને સાકર સુખ આપે છે, તેમાં કાંઇ ચોક્કસ ધારો કે નિયમ નથી, સિવાય કે માત્ર તે તે પૃથક્ પૃથક્ મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રકૃતિના બાંધાવાળાં છે- અર્થાત્ એક વ્યક્તિને અમુક પદાર્થનાં રજકણો સાનુકૂળ છે તો બીજીને બીજા પદાર્થનાં રજકણો અનુકૂળ છે. એક જીવ વ્યક્તિને અમુક રજકણ અનુકૂળ શામાટે અને બીજાને બીજાં શા માટે? તો અહીં પણ પુનઃ સામાન્ય આન્વીક્ષિકીશાસ્ત્રનો ન્યાય એમ કહે છે કે સઘળા જીવો બની શકયાપ્રમાણે સઘળા અનુભવોમાંથી એક એક કે સમગ્ર રીતે પસાર થવા સરજાએલા છે. પૃથક્ જીવાત્માતરીકે અનંત કાળમાં અને સમગ્ર જીવોતરીકે સમ કાળમાં તેમને તે અનુભવોમાંથી પસાર થવાનું છે; અને એ પ્રમાણે જો બને તોજ, નિર્ગુણનિરાકાર બ્રહ્મમાં જે સંપૂર્ણ સમતોલપણું છે તે નભી શકે; અને જો સુખ કે દુઃખ આ પ્રમાણે નિત્યના સાદામાં સાદા અનુભવ છે તો આપણે ઉપર કહી ગયા તેમ વરિષ્ટ કોટીના જીવાત્મા પોતાથી કનિષ્ટ કોટીના જીવાત્માને, પોતે અમુક અમુક સહાય આપી, તે [કનિષ્ટ કોટીના જીવાત્મા] ની ખામી પૂરી પડવાના પરિણામે પેલા ન્હાના–કનિષ્ટ કોટીના મનુષ્યને તેથી હર્ષ થવાને અંતે, આ વરિષ્ટ કોટીવાળાને અમુક સુનિશ્ચિત સુખ થાયછે અને તેથી વિપરીત સંયોગોમાં તેને તેજ પ્રકારનું દુઃખ થાયછે; ત્યારે ખચીત એ દૃષ્ટિએ તો એક ખોળામાં સુનેલા પોતાના બાળકના ચહેરાઉપર સ્મિત હાસ્ય કયારે થશે અને તે બાળક તેની નાની આંગળીઓવડે પોતાના ચહેરાનો સ્પર્શ કયારે કરશે એમ રાહ જોતી માતા ન્હાની કોટીની અને બાળક મ્હોટી કોટીનું છે એમ કહેવાય? અલબત એ વાત એમજ છે અને તે સાચી પણ છે. આ બ્રહ્માન્ડમાં જ્યાં ઉંડામાં ઉંડી અને યથાર્થમાં યથાર્થ દૃષ્ટિએ જોતાં, જ્યાં સર્વ સમાન ધર્મોસરખા ટકા, સરખી લેરડ દેરડનો ન્યાય પ્રવર્તી રહ્યો છે, ત્યાં વસ્તુતઃ કોઇ જીવ વ્યક્તિ, બીજા જીવ વ્યક્તિકરતાં વરિષ્ટ નથી તેમ કનિષ્ટ પણ નથી. પરંતુ આમતસામનતઈ અને ક્રમગત વ્યાવહારિક હેતુઓમાટે મ્હોટા નાના વિગેરેના ભેદો તો માત્ર નિયમપુરઃસર

નિયમના વ્યવહારમાં વ્યાપી રહ્યા છે. આ ભેદો અનાત્માની અનેકતાના સંબંધને લઇ અસ્તિત્વમાં છે. અને તેથી કરીને સ્થૂળ પદાર્થોની ઓછપ કે ઉણપઉપર તે ભેદો કે વિવિધતાનું બંધારણ નિર્માણ થયું છે; કોઇ આધ્યાત્મિક, કે માનસિક, કે સિદ્ધિઓસંપાદક ઉણપ ઓછપના ઉપર તેનો આધાર રહ્યો નથી. મતલબ જે વ્યક્તિઓ લૌકિક જડ પદાર્થો સીધી કે આડકતરી રીતે વધારે આપી શકે અને તે પદાર્થો જેની સત્તામાં વધારે હોય છે તે સામાન્ય રીતે વડા કહેવાય છે. [ખ] શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં વર્ણવ્યાપ્રમાણે તેમજ આ ગ્રન્થના આઠમાં પ્રકરણમાં હવે પછી કહેવાશે તે મુજબ સર્વે જીવો જેને દૈવી અને આસુરી કોટી એ બે સંજ્ઞાથી ઓળખવામાં આવે છે તે એક કે બીજી કોટીના નિત્યના અનિવાર્ય રીતે સંસ્કારવાળા હોય છે. હવે જે કોટી કે વર્ગમાં આત્મા–અંશ પ્રધાનપાસે રમણ કરી રહેછે તે વર્ગના જીવો તેમના સ્વતઃ બંધારણને લઇ, જાણે લાચારીથી પણ આપવામાં–આપી દેવામાં અને સહાયક બનવામાંજ સુખ માને છે. આ પ્રશ્ન સૂક્ષ્મતર સ્થૂળતર ઉપાધીઓના આન્વીક્ષિકીશાસ્ત્રનુ જેમ વધારે જ્ઞાન થાય તેમ સ્પષ્ટતાથી સમન્વય તેવુ છે તે એમકે ઉદારતાનું સેવન કરવામાં અગર જો કે સ્થૂળ બાહ્ય ઉપાધિ ઘટતી જાય છે તો પણ જીવનો અહંભાવ જેની સાથે એક થનો દેખાય છે તે સૂક્ષ્મ આંતર ઉપાધિ ખરી રીતે નહિ પામે છે–વધતી જાય છે કે જેથી તે આત્મા માત્ર આન્વીક્ષિકીશાસ્ત્રદષ્ટિએજ નહિ પણ વસ્તુતઃ વિકસે છે. જેમ એક નાણાવટીની રોકડ સીલક પોતાની પાસેનાં નાણાં ધીરાઇ ગયા પછી ઓછી થાય છે પણ ખરું જોતાં તેની ઉઘરાણીના પ્રમાણમાં તેની આંટ વધે છે તેવી રીતે એ છે. અમુક દૃષ્ટિએ જોતાં એ વાત ખરી છે કે સંસારમાં સાવ હિતરહિત ઔદાર્ય છે નહિ. વિકાસક્રમની વર્તમાન સ્થિતિએ ઘણાં દૃષ્ટાંતોમાં સારા કર્મો તેના તાત્કાલિક કે ભવિષ્યના એટલે કે ઐહિક કે પારમાર્થિક બદલા કે હિતની સ્પષ્ટ અને દેખાતી એષણાવિનાનાં હોતાં નથી. પરંતુ એ શુભકાર્ય–સત્કર્મ કરનારના ઉંડામાં ઉંડા અંતર્ભાવને તપાસતાં પણ એ એષણા કે તૃષ્ણા, જેના પ્રતિ તે સત્કર્મ કરવામાં આવે છે, તેના અગાઉના કોઇ કાર્યના બદલાતરીકે [એમાં પણ હેતુ તો તેટલોજ સ્વાર્થી છે.] કિંવા ભવિષ્યમાં પોતાને લાભ થશે તેવી સ્વાર્થભાવના, તેની ખુદની દૃષ્ટિએ પણ લેશ માત્ર સ્પર્શતી નથી ત્યાં પણ તે પોતે પૃથક્ વ્યક્તિ હોવાનાજ કારણથી એવી એષણા–વાસના તેના અજાણપણે અંતર્ગત ઢંકાએલી રહેછે; અને એ પ્રમાણે નિત્યના વ્યવહારમાં ન બનતું હોય તો ઉદારતાનું કાર્ય, અને હેતુ કારણવિનાનો થઇ જાય; જે પરિસ્થિતિ સાપેક્ષીય દેશમાં–ત્રણે લોકમાં ઘટતી નથી; કેમકે ત્યાં કારણવિના કાર્યનો અવકાશ નથી. સંસ્કૃતમાં કહેવત છે કે "ऋणानुबंधो लोकोयम्" આ લોકમાં સર્વ જીવો માંહેમાંહે એક બીજાના પરંપરાથી ઋણી છે. બ્રહ્માન્ડનો મહાન્ નિયમ પણ એજ વસ્તુસ્થિતિ સૂચવે છે; તેમજ સર્વ જીવો છેવટ એકતામાં લીન થા-

ચછે તે વાત પણ એજ સૂચન કરે છે અને એ પ્રમાણે ન હોય તો સંસારચક્રની અનંત રચના પ્રવાહિત રહી શકતી નથી પ્રતિદિનના અનુભવમાં પણ જે જીવો પ્રમાણમાં અતિશય સ્વાર્થવિનાના અને ખરેખરા ઉદાર હોયછે તેઓ તરતજ સ્વીકારશે કે એવાં પરોપકારનાં કાર્યો કરવા જતાં લેશમાત્ર પણ પોતે અહંકારી અભિમાની થવું જોઇએ નહિ એટલુંજ નહિ પણ પોતે જેના પ્રતિ ઉપકાર કે દયા કરતા હોય તેના બદલામાં અમુક અંશે પણ સેવાનો સ્વીકાર ન કરી તે બિચારો અપમાનની સ્થિતિએ પહોંચે તેમ પણ કરવું જોઇએ નહિં. [એટલે કે જો ઉપકૃત મનુષ્ય મહાન્ ઉપકારનો લેશ બદલો વાળવા તત્પર હોય તો તેનો સ્વીકાર કરવો એજ ઉત્તમતાનું લક્ષણ છે] જુઓ, માતા પિતા આદિ વડીલ વર્ગ પોતાનાં ન્હાનાં બચ્ચાંઓને પોષે છે, ઉછેરે છે તેનાકરતાં સ્વાર્થરહિત બીજું શું કાર્ય હોઇ શકે? છતાં પણ એજ કાર્યથી તેઓ પિતૃઋણથી મુક્ત થવાસાથે, ભવિષ્યમાં પોતે વૃદ્ધ થાય ત્યારે પોતાની પ્રજા પણ, પુત્રો વગેરે મોટા થઇ, તે પ્રમાણે વર્તન કરે તે બદલાની વ્યાજબી આશાથી તે વ્યવહાર તેઓ સાધે છે.

મહાન્ ઇશ્વરો, સૃષ્ટિઓનાં રાજ્યો ચલાવનારા નિયામકો, ગુરૂદેવો, જગતના માતાપિતાઓ, સર્વે અમુકઅંગે, તાત્કાલિક બદલા—સ્હામીસેવા—ની પણ આશા ધરાવે છે. સૂક્ષ્મ દ્રવ્યમાંથી પ્રાદુર્ભાવ પામતી સૂક્ષ્મતર [બારીક] ચિત્તવૃત્તિએ દ્વારા અમુક પરોપકારનાં કાર્યો સધાય છે તેજ ઇશ્વરો-દેવોનો અને સામાન્ય રીતે બીજાં માનસિક શરીરોનો ખોરાક-પ્રસાદ છે.

જીવાત્મા દયાભાવથી જાતે વૃદ્ધિ પામે છે. એટલે કે જેટલો દયાભાવ તેના પ્રમાણમાં જીવાત્માનું વિસ્તૃતત્વ છે. એ કેવળ વાક્ય સંબોધનમાં જે કાંઇ ભ્રમભેદ જેવું લાગતું હોય તો ઉપરના વિચારો તે દૂર કરવામાં સહાયક છે; અને પ્રેમ જ્યાં વ્યાપ્ત રહેછે એ દૃષ્ટિએ તો, આત્મા જે સર્વમાં સમાન છે, તેનું ગૌરવ, વ્યાપકત્વ માત્ર સાહાય્ય આપવામાંજ, અર્થાત્ પ્રધાનપણે, ઉદાર આચરણ કરી અંતર્ગત હૃદયની વિશાળતા ધરાવવામાંજ નહિ, પરંતુ બદલો વાળવામાં, તથા કોઇ પણ પ્રકારે સેવા કરવામાં પણ, સમાયેલુંજ છે. આ બદલો વાળવાની કે સેવા કરવાની ભાવનામાં એક પ્રકારનો પ્રત્યક્ષ ઉપકાર અને અપરોક્ષ વધારે નરમાશ, વ્યાપી રહે છે કે જે ભાવના, ચિત્તશક્તિની ગણનાએ સર્વ સન્માન અને પૂજ્યભાવપણાની સહચરી છે.

રાગ-આકર્ષણ-પ્રીતિ-માટે આટલું કહેવાયા પછી તેના સાપેક્ષીય દ્વેષ-અનાકર્ષણ-અપ્રીતિના પણ નીચેની વિગત પ્રમાણે બગાબર ત્રણ મુખ્યભાગ પડાય તેમ છે.

૧ ક્રોધ—ગુસ્સો જેના પ્રતિ કરવામાં આવે તે સમાન વ્યક્તિ છે.

૨ ભય—જેનાથી થાય તે વ્યક્તિ વડીલતર કે વરિષ્ટતાની સ્થિતિ સૂચવનાર છે.

કે તિરસ્કાર—જેના પ્રતિ થાય તેની ક-નિષ્ટતા કે લઘુતા દર્શાવે છે.

રાગ કે પ્રેમ, ચિત્તવૃત્તિની સમાનતા–વરિષ્ટતા અને કનિષ્ટતાસૂચક જે ત્રણ વ્યાખ્યા છે, તેજ, સંયોગ ફેરફાર ન્યાયે દ્વેષ કે અપ્રીતિ–ચિત્તવૃત્તિને પણ લાગુ થાય છે.

ટુંકામાં, રાગ કે પ્રીતિના દૃષ્ટાન્તમાં, જે જીવ સાધનસંપન્ન વધારે છે અને રાજીખુશીથી વધારે આપે છે તે વરિષ્ટ કે સબળ અને જેની પાસે ઓછું સાધન છે અને જે પોતા-પ્રતિ દર્શાવેલ કૃપાનો સ્વીકાર કરવામાં વધારે તત્પર છે, તે કનિષ્ટ કે દુર્બળ છે; તેવીજ રીતે દ્વેષ કે અપ્રીતિના દૃષ્ટાન્તમાં જે બ-ળાત્કારે બીજાનું છીનવી લેવા આતુર છે, તે વધારે શક્તિવાળો અને મ્હોટો અને જે પોતાપાસેથી અમુક ચીજો–પદાર્થો પોતાની મરજી ઉપરાંત ખુચાવી લેવામાં આવે, તથા તે પદાર્થોવિના થઇ જવાની સ્થિતિમાં આવે તે, નબળો અથવા કનિષ્ટ ગણાય છે; અને સમાનતામાં જે આપ લે થાય છે એ-ટલે કે એક વ્યક્તિ બીજી વ્યક્તિતરફ જે ક્રોધ કરે તો તે બીજી વ્યક્તિ પેલી વ્યક્તિ-તરફ પણ તેવો ક્રોધ દર્શાવી શકે છે તે આ દૃષ્ટાન્તમાં રાગ કે પ્રીતિની માફક ધરાધાપૂ-ર્વક હોતી નથી

મનની પ્રસંગે પ્રસંગે, વિવિધ સ્થિતિઓ, જે, સામાન્ય રીતિએ 'ચિત્તવૃત્તિઓ' એ સં-જ્ઞાથી ઓળખાય છે, તેમજ જે કેટલીક તેવી ગણાતી નથી છતાં ખરૂં જોતાં જે ગણાવી જોઇએ, તે સર્વનું લક્ષપૂર્વક પૃથ-ક્કરણ કરીશું તો મનુષ્યની ચિત્તવૃત્તિઓનો, [અ] કાંતો આ ૭ મુખ્યભાગો વર્ણવ્યા તેના કોઇપણ એક ભાગમાં સમાસ થાય છે અથવા [બ] બન્નેમાંથી અમુક અંશો એકત્ર થઇ તેના મિશ્રણોમાં સમાસે છે.

જે માનસિક સ્થિતિઓને ચિત્તવૃત્તિ સંજ્ઞા નથી અપાતી તેનું કારણ ઉંડા ઉતરી તપા-સીશું તો આપણને જણાશે કે તે સ્થિતિઓમાં જે અંશો એ સંજ્ઞા કે નામ ધારણ કરવામાં જેટલા, ગાઢ હોવા જોઇએ તેટલા બીજા જેટલા હોતા નથી. પરંતુ તે છતાં પણ શારીરિક ગુણ ધર્મપક્ષે બોલતાં શારીરિક ર-ચનામાં તથા માનસગુણ ધર્મપક્ષે કહેતાં જીવમાં અમુક પ્રકારનું પ્રોત્સાહન, એટલે વિકાસના, સંકોચના, આદિ–કરવા પુરતા અંશો તે માનસિક સ્થિતિઓમાં પણ હોય છે. વા-સનાઅંશ, જે કે માનસિક સ્થિતિને ચિત્ત-વૃત્તિની છાપ આપનાર તત્વ છે, તે તેમાં ઓછો હોય છે એટલે કે તે પ્રવૃત્તિ આ-પવાવાળો હોતો નથી જ્યારે ચિત્તવૃત્તિ નામ અપાય તેવી સ્થિતિમાં તે અંશ પૂરો હોઇને કાર્ય પ્રવૃત્ત બનાવનાર છે. આમ છતાં એટલે કે વાસના અંશની ઓછપ અને અશક્તિ હોવા છતાં જ્ઞાન ઉપલબ્ધિ કરાવનાર અને બોધ કરનાર અંશો તો સશક્ત–સબળ હોય છે. માનસશાસ્ત્ર યાને અધ્યાત્મશાસ્ત્રનાં સા-માન્ય પુસ્તકોમાં આ વિષયનું બહુધા વિવેચન કરવામાં આવતું નથી. અને, કદાચ કોઇ

સ્થળે ઓછું કે મોકળું વિવેચન થયું હોય તો "Intellect" 'બુદ્ધિના' પ્રકરણના નિરાળાં ભાગસાથે તેને સેળભેળ કરી નાખેલ જોવામાં આવે છે. જેના દાખલા હવે પછી યોગ્ય સ્થળે દૃષ્ટિગોચર થશે.

ઉપરપ્રમાણે કટકે કટકે વધતી, ત્રિગત બતાવનારી વ્યાખ્યા અપાઇ છે તે બધાનો ઉપસંહાર કરીશું તો 'ચિત્તવૃત્તિ' એક જીવની બીજા જીવપ્રતિ વિષયગોચર પદાર્થો કિંવા તેનાં મૂળ તત્વો આપવાની અથવા અદલો બદલો કરવાની, અથવા તેનો સ્વીકાર કરવાની જે સંપૂર્ણ સહૃદયાત્મકતાવાળી એષણા કે વાસના છે તેમજ તેની સાથે પોતે જોડાવાની, અથવા તો એજ પદાર્થોઆદિ બળાત્કારપૂર્વક છીનવી લેવાની અથવા આપ લે યવાની કે તે રહિત થવાની અને તેના પરિણામે તેનાથી વિખુટા પડવાની જે વૃત્તિ છે, તે છે. વળી પણ સંક્ષિપ્ત વિવેચન એમ થઇ શકે કે ચિત્તવૃત્તિ તે એક જીવની બીજા જીવસાથે જોડાવાની અથવા તો તેનાથી છૂટા પડવાની એષણા કે વૃત્તિ તથા તે બીજા જીવ અને ચેતાવચ્ચેના સુખદુઃખના અનુભવો અનાયાસ કિંવા બળાત્કારે, વરિષ્ટતાથી, સમાનત્વથી કે કનિષ્ટતાથી, આપણા સંબંધીનું ભાન કે જ્ઞાન છે.

જો કોઇ દૃષ્ટાન્તમાં આ વ્યાખ્યા અપૂર્ણ લાગે અથવા બરાબર બંધબેસતી ન દેખાય તો તેનું પૃથક્ કરણ કરવાથી બહુધા જણાઇ આવશે કે રાગ તેમજ દ્વેષ બન્નેમાં જે સામાન્ય તત્વો રહેલ છે તે એ સ્થળે વધારે ગાઢ રીતે સંકલિત થઇ જવાના પરિણામે તેમ બનેલું છે; અને જો તેને યથાસ્થિત વિવેકપૂર્વક છૂટા પાડી, નિરાળા કરવામાં આવે તો એ મુશ્કેલી દૂર થવાની. આ નિરાળાં ન પાડી શકાય તેવાં દ્વંદ્વોની સ્થિતિ લોકપ્રગતિચક્રની પદ્ધતિનો એક ભાગ હોઇ, તે કોઇ પણ સાપેક્ષીય વિનાની એટલે કે સ્વતઃતા નિર્દેશ કરનાર વ્યાખ્યાઓને પાત્ર હોવાનો સંભવ છેજ નહિ. અર્થાત્ સર્વ વ્યાખ્યાઓ આદિ બોધ કરનાર શબ્દો કે વ્યાખ્યાઓ સર્વ સ્થળે કેવળ અરસપરસ સંબંધદર્શકજ હોઇ શકે. તે શા માટે તેમ છે તેનો ઉત્તર પણ આન્વીક્ષિકીશાસ્ત્ર આપશે. ચિત્તવૃત્તિની ઉપર કહી તે વ્યાખ્યા કે તેનું પૃથક્ કરણ માત્ર મનુષ્યકોટીના પ્રાણીઓને નહિ પણ તેથી ઉચ્ચતર કિંવા નીચતરકોટીના દેહધારીઓને સારીરીતે લાગુ પાડી શકાય છે. આન્વીક્ષિકીશાસ્ત્રની દૃષ્ટિએ ચેતના એક નિરવયવ અને અવિભાજ્ય, એકત્વસૂચક અવ્યક્તભાવે, તેમજ સમાનરૂપના સૂચક વ્યક્તભાવે છેજ; તેથી જૂદી દૃષ્ટિએ પણ જોતાં એટલે કે હાલના શોધકો આ પૃથ્વી ઉપરની પૃથક્ પૃથક્ યોનિઓ જેવી કે ખનિજ પદાર્થો, વનસ્પતિના પદાર્થો, પશુઆદિ પ્રાણીઓ, અને મનુષ્યોમાં જે ચેતનાની જ્ઞાન કે ધી-શક્તિ સંબંધે નિર્ણય ઉપર આવેલા છે તે પણ તેજ મતના છે કે ચેતન. (Consciousness) તો એકધા સર્વમાં સમાનજ છે. દા. ચેતના જે જડચૈતન્યમય વ્યક્તિ કે

ઉપાધિદ્વારા પ્રાદુર્ભાવ પામી, દશ્યમાન થાય છે તેના સમાન વ્યાવહારિક દષ્ટિએ દેખાય છે તે વાત ખરી. પણ તેના ઉપાધિ-ભેદને લઇ અનેકધાપણું, સ્થૂળપણું, સૂક્ષ્મપણું, ઇત્યાદિ ચેતનાનું, માત્ર ભાસે છે વસ્તુત: તેમ નથી અર્થાત્ ચેતના એકધા છતાં જે ઉપાધિદ્વારા તે સ્ફુરે છે તેને લઇ પૃથક્ પૃથક્ ભેદવાળી દેખાય છે, એટલુંજ તાત્પર્ય છે. જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ ત્રણે દેશોમાં આ ચેતના સરખી રીતે દશ્યમાન છે, તે પણ સત્ય છે, છતાં પણ તે ત્રિધા સ્વરૂપોમાંથી એક જે સમયે પ્રધાનપણે દેખાય તેજ સમયે બીજાં બે સ્વરૂપો ગૌણપણે ત્યાં વ્યાપ્ત છે, આમ હોવાથી વ્યવહારમાં આપણને તે ત્રણે શક્તિઓનાં સ્વરૂપો એક બીજાપછી ક્રમશઃ સાકાર થતાં લાગે છે; તે એટલેસુધી કે તેમાંથી જે એક સ્વરૂપ વિચારમાં અને બુદ્ધિમાં વધારે સુવ્યવસ્થિત થઇ, વિકસિત થયેલ અનુભવાય છે, તો તેટલાજ અંશે બીજાં બે સ્વરૂપો વધારે ભેળભેળ થઇ, ગુંચાઇગયેલાં અને ઝટ સમજ ન પડી શકે ત્હેવા પ્રકારની ચિત્તવૃત્તિઓસાથે સારૂપ્ય પામેલ હોય છે. પરન્તુ તે ત્રણ ક્રિયાસ્વરૂપોમાંથી એકનો ઇતિહાસ કે વિકાસ તે, બાકીના બીજા બેનો ઇતિહાસ કે વિકાસ છે. તેનાથી જુદો નથી તેમ તેનાથી જુદો કદી હોઇ શકે પણ નહિ.

---

# શાને દુભાવો? લોક ઓ!

## કુળાં કુળાં અમ દિલને.



### હરિગીત

ભોળા હૃદય સાદાં જીવન, સાધુ અમારા સ્નેહીઓ,
શુ જાણીએ વિષમય ભલા! વ્યવહાર તમ લોકોતણો:
અમ શ્વેત પંખીડાં સદા, ઉંચા ગગનમાં ઉડતાં,
શુ જાણીએ નીતિ રીતી, વ્યવહાર આ દુનિયાંતણાં. ૧

કટુ શબ્દ કે કં અમપરી, કેમે કર્યા રહેવાય ના,
છે જન્મથી અમ વિનીત ઉર, સાચાં ઉપાસક સ્નેહનાં;
આવાં પ્રલોભન બસ! કરો, આજે હૃદય રડતું રહે,
શાને દુભાવો લોક ઓ! કૂળાં કૂળાં અમ દિલને? ૨

"નલિનીકાન્ત"

**બોલશેવીઝમનો બુટ્ટો**—ઝેરી પુષ્પની માફક ખીલી નિકળ્યો છે. દુનિયાને પોતાની બહાર બતાવી રહ્યો છે. પણ માનુષી દયાભાવ તથા વિવેકના ધોરણવગરનું કોઇ પણ રાજ્યબંધારણ લાંબી જીંદગી ભોગવતું નથી એ સિદ્ધાંત પરિણામે પ્રકાશ્યા વગર રહેતો નથી. અધિકારલોભને થોભવાપણું હોતુંજ નથી અને તેથી આખી દુનિયાને પોતાની મુઠ્ઠીમાંજ સમાવવાની ઘેલછા ઘણા અધિકારલોભી અને સત્તાલોભીઓને ઉદ્ભવતીજ રહેછે પણ તે ઘેલછાના પગમાં કુદરતે એટલીજ શક્તિ મૂકેલી છે કે અમુક અવધિ થતાં તે પગ લુલા લંગડા બની જાય છે અને એહેર મારી જાય છે.

સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એ બે વિશેષણો ઇશ્વરસિવાય બીજા કોઇને લાગુ પડ્યાં નથી અને લાગુ પડશે પણ નહિ જેઓની બુદ્ધિ દૈવીસંપત્તિના ક્ષેત્રનો ત્યાગ કરી આસુરી સંપત્તિનો બોજો ઉઠાવી અનંતઉંડાપણુ [!] ના કલ્પિત પ્રવાહના તણાતી રહે છે, સંસારચક્ર ચાલવાનો સમગ્ર બોજો પોતાઉપરજ છે એમ માનીને અનૈસર્ગિક ઉથલપાથલ કરવાના નિર્મૂળ વિચારોના ફાંફા આમતેમ ફેંકતીજ રહે છે અને ઇશ્વરે આપેલ સ્વાતંત્ર્યને દાબવા તથા ઇશ્વરે મૂકેલ અંકુશને દૂર કરવાની ચેષ્ટામાં પોતાની સત્તાને શોભા મળે છે એમ માનતી રહે છે તેઓ આ દુનિયામાં મોહોટા ગુચવાડા ઉભા કરે છે. જેમ અન્ય પ્રાણીઓની શક્તિ સીમાબદ્ધ છે તેમ મનુષ્યોની શક્તિ પણ સીમાબદ્ધજ છે. પોતાની છેવટની સીમાની બહાર જો એ શક્તિ પોતાના પગ મૂકવા માડે તો તે પગ કપાઇ ગયા વગર રહેતા નથી. શાસ્ત્રોમાં વર્ણવાયેલા રાવણવગેરેના દાખલાઓ એજ સિદ્ધાંતને ટેકો આપે છે.

**સમ્રાટ્ યુવરાજની દેશાંતરયાત્રા**—આપણા નામદાર પ્રિન્સ ઓફ વેલ્સે પોતાના દેશાંતરપ્રવાસનો આરંભ કર્યો છે. તેઓ જૂદા જૂદા દેશોમાં થઇને કેટલીક મુદત બાદ હિંદની મુલાકાત લેશે. રાજાએ, રાજકુટુંબના પુરૂષોએ કે રાજ્યના અધિકારીઓએ પોતાની હકુમતવાળા પ્રદેશોમાં પ્રવાસ કરી પરિચિત થવું, પ્રજાની સ્થિતિ જાણવી અને સમયાનુસાર કેવી શાસનપદ્ધતિની આવશ્યકતા છે તે સમજવું જોઇએ. તેઓએ પોતાના મિત્રોની હકુમતવાળા પ્રદેશોમાં પ્રવાસ કરી ત્યાંની રીતભાતથી પણ વાકેફ થવું જોઇએ તથા તે પ્રજા અને પોતાની પ્રજાની સ્થિતિવચ્ચેનો અંતર અને તેનાં કારણોપર ઉંડા ઉતરી વિચાર કરવો જોઇએ. બીજાઓના કાનો અને બીજાઓની આંખોથી પ્રજાની સ્થિતિનો જે ખ્યાલ આવે તેના કરતાં સત્તાધારી વ્યક્તિને પોતાના કાનો અને પોતાની આંખોની મદદવડે વધારે સારો અને ખરો ખ્યાલ આવી શકે છે. આ લક્ષ્યબિંદુઉપર દ્દષ્ટિ રાખીને પૂર્વકાળમાં ઘણી સત્તાધારી વ્યક્તિઓ જૂદા જૂદા પ્રકારોથી, જૂદા જૂદા પ્રસંગોથી અને જૂદાં જૂદાં નિમિત્તોથી વારંવાર પ્રજાવર્ગમાં ભેળાતી અને તેમાંથી જાણવાનું જાણી લેતી અને તેના પરિણામમાં પ્રજાની ખરી મુશ્કેલીઓ મટી તેને સુખ થતું તથા સત્તાધારી વ્યક્તિનું કર્તવ્યપાલન થતું કે જે તેને ઉભયલોકહિતસાધક બનતું.

**ચાર દિવસની ચટકી**—ડૉ. કેપ અને લુડવીક નામના આગેવાનોએ માર્ચની અધવચમાં જર્મનીની અંદર ચાર પાંચ દિવસ

રાજસત્તા ભોગવી લીધી છે. અચાનક આ. વેલો વંટોળાયો જેમ જબરો ખળભળાટ મચાવી સૌને મુંઝાવી દેછે તેમ તેઓએ ત્યાંની ચાલુ શાસન પદ્ધતિના નિયામકોને ઉથલાવી દેવા જેવો પ્રસંગ ઉભો કરી દીધો અને આખી દુનિયામાં ખબર પહોંચી પણ ચૂકી કે જર્મનીમાં શાસનક્રાંતિ થઇ ગઇ છે જેમ અચાનક એ ખબર ફેલાયા તેમ બે ચાર દિવસમાંજ આ ખબર અચાનકજ ચારે તરફ ફરી વળ્યા કે વેન ઘુમટનું ચાલુ શાસનતંત્ર એ વીટોળિયાના વેગને વીંખી નાખી પોતાની સુસ્થિરતા સાધી લેવામાં ફત્તેહમંદ થયુ છે શાસનક્રાંતિના ઉત્પાદકો ઉડી ગયા છે અથવા અદ્રશ્ય થયા છે, તેમજ બળવાખોરો ગણાયા છે અને સત્તા હાલ જ્યાં હતી ત્યાંજ રહી છે હોહેન્ડમા કૈસરના સ્થાનપર જાપતો વધ્યો છે અને જોખમી રાજદ્વારીઓના નેત્રો તે તરફ ખુલી રહ્યા છે.

**ધર્મઝનુનથી વધતી અશાંતિ**— ખરી ધર્મસેવા એજ છે કે જેનાથી પ્રત્યેક પ્રાણીને સુખ મળે અને જેને પરિણામે તે ધર્મસેવા કરનારના અંતઃકરણને ખરી શાંતિ મળે ધર્મને નામે દ્વૈષ-પ્રપંચ અને દગાફટકાઓ તથા હત્યાઓ કરવી એ ધર્મઝનુન ખરીરીતે અધર્મનોજ આવેશ છે અને અધર્મનું પરિણામ તો અશાંતિજ છે. ધર્મભેદના દ્વૈષથી ઉશ્કેરાઇ જઇને જો તુર્કલોકો અન્યધર્મી આસ્મીનીયનોની કતલ ચલાવતા હોય તો તેઓ પોતાની મેળેજ પારિણામિક કુદરતના કોપને પોતાના ઉપર વોહોરી લે છે એમ ગણવું જોઇએ અને તેમ ન હોવા છતાં જો યૂરોપના પ્રદેશમાં ખ્રીસ્તીઓનુંજ ધાર્મિક સામ્રાજ્ય રહેવુ જોઇએ, તેમાં અન્યધર્મીની રાજસત્તા ન હોવી જોઇએ એવા ઉંડા વિચારથી ઉદ્ભવતા આવેશમાં આવીને તે ધર્મના સંચાલકો અને તેના અનુયાયી રાજદ્વારીઓ તુર્ક મહારાજ્યની સત્તાને યૂરોપની હદમાંથી દૂર કરવાનો ખેલ ખેલતા હોય તો તેઓ દુનિયાની શાંતિ-નોમને ખાગએ ચડાવી તેનો નાશ કરવાની પ્રવૃત્તિનું પાપ કરી રહ્યા છે એમ માનવું જોઇએ જે પક્ષની ભૂલ થતી હોય તે પક્ષને ભૂલ સુધારવા ઇશ્વર તેઓને સદ્બુદ્ધિ આપો જેથી ધર્મઝનુનથી વધતી અશાંતિનો અંત આવી સર્વ સ્થળે શાંતિ ફેલાય અને રાજા પ્રજા સર્વ પોતપોતાને ધર્મે વળગવાથી મોઆરત-મારકૂટ-ચિંતા-દુઃખ વગેરેને દૂર કરનારી શાંતિ સર્વત્ર પ્રચારને પામે

## — સાભિપ્રાય સ્વીકાર. —

**પાંચ પગવાળી ગાય**—લેખક દલપત ગમ ભાઇશંકર રાવળ-વીરમગામ માત્ર સોળ પૃષ્ઠની આ નાનકડી ચોપડીમા એક અગ્નિમહત્ત્વની ચેતવણી આપવામાં આવી છે કે જે ધર્મપક્ષે અને વ્યવહારપક્ષે પણ ધ [illegible] છે પાંચ પગ કે બે જીભવાળી ગાય કુદરતથીજ-જન્મથીજ હોતી નથી પણ ધર્મહીન પાપી લોકોના ત્રાસદાયક કર્મથીજ એક ગાય કે વાછરડાની હિંસાપૂર્વક એવા કૃત્રિમ વધારાના અવયવ -મૃત અવયવવાળી ગાય દેખાડવામા આવે છે તે દેખાડનારાઓ-તરફ ભોળપણથી ભક્તિભાવ જણાવવો તેમાં પુણ્યને બદલે પાપનોજ સંચય થાય છે એમ આ ઉપયોગી નાના સરખા નિબંધમા સારી રીતે સમજાવવામા આવ્યુ છે.

# બોધવચનો.

લેખક—શ્રીયુત દલપતરામ ગૌરીશંકર-નવલખા.

આ સંસારમાં કરેલા અધર્મનું ફળ જલદીથી મળતું નથી. પણ કાળે કરીને તે તેના યોગ્ય સમયે ફાટી નીકળે છે. અધર્મ કરનારને અધર્મનું ફળ મલ્યાવગર રહેતું નથી. કદિ કરનારને પોતાને ન મળ્યું તો તેના પુત્રને મળે છે; પુત્રને ન મળ્યું તો તેના પૌત્રને મળે છે; પરંતુ નિષ્ફળ જતુંજ નથી.

અધર્મ કરવાથી મનુષ્ય પ્રથમ તો ગામ, ધન, ઇત્યાદિકે કરીને સુખમાં વધે છે, સર્વ સારૂં સારૂં દેખે છે અને શત્રુઓને પણ જીતે છે; પરંતુ આખરે ઘડો ભરાય છે ત્યારે પોતે સમુળગો એટલે દેહ, ધન, પુત્રસહિત નાશ પામે છે.

કોઇપણ કામ અવશ્ય કરવાથી તેનું ફળ પ્રાપ્ત થાય છે, પરંતુ કાયર થઇને મૂકી દેવાથી કાંઇપણ સારૂં ફળ મળતું નથી. વાસ્તે ઉપાડેલું કે હાથમાં લીધેલું કામ અધુરૂં છોડી દેવું નહિ.

એકલાં દૈવથી અથવા તો એકલા પુરૂષપ્રયત્નથી કાંઇપણ કાર્ય સિદ્ધ થતું નથી પરંતુ એ બન્નેનો એકત્ર સંબંધ થવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે કદાપિ કોઇ વખતે કાર્યસિદ્ધિ ન થાય તો તેથી નાઉમેદ ન થતાં ધર્મયુક્ત કર્મ કર્યે જાય તો સારૂં ફળ મળ્યા વગર રહેશે નહિ. કહેવત છે કે કરીએ તેવું પામીએ. સારૂં કરીએ તો સારૂં ફળ પામીએ.

ખોરાક લેતાં તેના માપનો કાંઇ પણ વિચાર ન કરતાં જો બહુજ થોડો લેવાય તો શરીર સુકાઇ બળ વગરનું અને કાન્તિ વગરનું થાય છે અને તૃપ્તિ થાતી નથી તથા વાયુના ગોળા ઉંચે ચડે છે, સંસારસુખ ભોગવવાની શક્તિ ઓછી થાય છે, આવરદા ઘટે છે, હિંમત હટે છે, મન દબાય છે, બુદ્ધિ ઝાંખી પડે છે, ઇંદ્રિયોની શક્તિ બહેર મારી જાયછે, શરીરનું સત્વ નાશ પામે છે, શરીરની સુંદરતા ઉડી જાય છે તથા અનેક પ્રકારના વાતપ્રધાન રોગો આવી પડે છે.

માફક ન આવે એવો માપવગરનો અને વખતવગરનો ખોરાક મનુષ્યને મરણપર્યંતની દશામાં ખરેખર નાંખી દેનાર છે.

બાળક કાંઇ સમજવા લાગ્યું એટલે પછી તે બાળસ્વભાવપ્રમાણે વખતે કાંઇ આગ્રહ કરે તો કે કજીઓ કરે તો તેને સમજાવવા પટાવવાને બદલે ઓ બાવો આવ્યો, પકડી જશે, ઓ બાઘડો આવ્યો, બાઇ જશે-વગેરે ભય અને ત્રાસજનક સજ્જડ છાપ તેના નરમ મગજપર પાડવામાં આવે છે-અત્યારથીજ બાળકનાં કુમળાં મગજપર દાબ રાખવાની શરૂઆત નુકશાનકર્તા છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર

પુરૂષાર્થ—મહત્ કર્મવડે મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. એની પ્રાપ્તિથીજ મનુષ્યના જન્મનું સાર્થક છે અને તેના અભાવે તેનો જન્મ વ્યર્થ છે.

બકરીને ગળે જે આંચળ છે તે દૂધ-વગર જેમ નિરર્થક છે તેમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વગરનાં માણસનો જન્મ વ્યર્થ જાણવો.

પશુ આદિથી મનુષ્ય ફકત ધર્મવડેજ ચઢતી પાયરીએ છે, નહિ તો પશુ અને મનુષ્યમાં તફાવત રહેતો નથી

આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર મનુષ્ય અને પશુમા સરખાંજ છે પણ ધર્મ એ મનુષ્યમા વિશેષ છે માટે ધર્મ વગરનો મનુષ્ય તે પશુસમાન છે

જગતમા મનુષ્યના તન તથા મનને શાંતિ દેનાર એક ધર્મજ છે, અને ધર્મમા રહીને ધર્માનુસાર પ્રયાસ કરતા અર્થ, કામ અને મોક્ષ મેળવવાનો હેતુ હરકોઇ મનુષ્ય સહેલાઇથી સાધવી શકશે.

આ મનુષ્યદેહ પ્રાપ્ત થવો એ ઘણીજ અસાધારણ વાત છે ધર્મ—પુણ્ય કર્મથીજ આ દેહ આપણે મેળવીએ છીએ. આ દુર્લભદેહ પ્રાપ્ત થયાપછી આ દુનિયામા આપણું ટકવુ ઘણુંજ ટુંક વખતનું છે અને તેની સાથે અનિશ્ચિત છે. આપણે પ્રાતઃકાલમાં બિછાનામાથી બહાર નિકળ્યાપછી રાત્રે પાછા તેજ બિછાનામાં આરામ લેવા પામીશું કે નહિ, તેની આપણને ખાત્રી નથી. આવાં અનિશ્ચિતપણામાં આ દેહ જેટલો વખત રહે તેટલો વખત આપણા સંતોષ, આનંદ અને શાંતિ માટે ધર્મપાળવો આવશ્યક છે

પરલોકમાં સહાયને વાસ્તે પિતા, માતા, પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિબંધુ કોઇ રહેતાં નથી; કેવળ ધર્મજ રહે છે.

મુસાફરીમાં વિદ્યા હિત કરનારી છે, ઘરમાં સ્ત્રી સુખ આપનારી છે, રોગીને ઔષધ સુખ કરનાર છે અને જે મરી ગયો છે તેને મરવા પહેલાં કરેલો ધર્મ મિત્રમાફક સુખ આપનારો છે.

ધૈર્ય, ક્ષમા, મન.સંયમ, અચૌર્ય, દૈહિક તથા આન્તર શુદ્ધિ, ઇન્દ્રિયનિગ્રહ, શાસ્ત્ર-જ્ઞાન, બ્રહ્મજ્ઞાન, સત્યભાષણ, તથા અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણ છે

ધર્માચરણ કર, ધર્મથી શ્રેષ્ટ બીજું કાંઇ નથી, ધર્મ સર્વના પક્ષે મધુ સ્વરૂપ છે.

દ્રવ્યવડે ધર્મનું રક્ષણ થાય છે, શ્રમ યમ આદિ કરીને આઠ યોગવડે જ્ઞાનનું રક્ષણ થાય છે, મૃદુપણાવડે રાજાનું રક્ષણ થાય છે, અને ઉત્તમ સ્ત્રીવડે ઘરનું રક્ષણ થાય છે

મુવાપછી માણસની સાથે આવે એવો ખરો મિત્ર માત્ર એક ધર્મજ છે બાકીનાં તમામ શરીરની સાથેજ નાશ પામે છે. આવો લાભકારી ધર્મ છતા કેટલીક વખત કોઇ એમ ધારે છે તથા કહે છે કે વૃદ્ધાવસ્થામા ધર્મકાર્ય કરીશુ આમ ધારવું કે કહેવું એ ભૂલભરેલું છે.

યૌવનકાળથીજ ધર્મશીલ થવુ, જીવન કદી નિત્ય નથી, કોણ જાણે આજ કોનું મૃત્યુ-કાળ ઉપસ્થિત થશે માટે અહર્નિશ ધર્મપરાયણ રહેવુ ઉત્તમ છે.

જે મનુષ્ય ધર્મને નષ્ટ કરે છે, તેને ધર્મ નષ્ટ કરે છે; અને જે ધર્મની રક્ષા કરે છે તેની ધર્મ રક્ષા કરે છે.

# દિલ્હી દરબાર.

અનુવાદક—શ્રીયુત વકીલ.



## પ્રકરણ ૫ મું ચાલુ.

(અનુસંધાન પૃષ્ઠ ૧૨૮ થી.)

"કયા મૂર્ખનાં આવાં વખાણ તું કરે છે,"

"નામદાર! તે મૂર્ખ નથી. તે ગદ્દરજાત, અકલમંદ અને ચાલાક છે,"

"બરાબર, મને તેનું નામ અત્યારસુધી ન સુઝયું તે નવાઇજેવું છે."

"આપ રાજ્યકારભારમાં મશગુલ રહોછો તેથી."

"જા તેને અહિં તરત મોકલ"

મહારૂ રાણીનો હુકમ બજાવવા ગયો. નૂરજહાન ઉભી થઇ આમતેમ પીંજરામાં ફરવા લાગી.

બેગમમહાલમાં દાખલ થઇ ત્યારથી સર્વસત્તાધીશ તે હતી. સાથે સૌંદર્યમાં અનુપમ હતી. ખુદ બાદશાહ પણ તેને આધીન હતો, જહાંગીરની મદદ અભિલાષા તેણીની મહેરબાની હરકોઇ યત્ને મેળવવાની હતી. પ્રથમ જયારે તેણી બેગમમહાલમાં આવી ત્યારે મોટા અમલદારો છપ્પાંથી તેના પ્રત્યે જોતા. પણ નુરજહાનની સત્તાપાસે તેઓનું કાંઇ વળતું નહિ પોતાની સત્તા ઉથલાવવાને કોઇ યુક્તિ પણ કરી શકે એમ તે માની શકતી નહોતી પણ તેમાં તે છેતરાણી. હવે તેને ખાત્રી થઇ કે મારી વિરૂદ્ધ ભયંકર કાવતરું રચવામાં આવેલ છે. અને જો તેની તપાસ કરવામાં નહિ આવે તો પરિણામ વિપરીત આવશે કાવત્રાથી પૂરતી રીતે તે વાકેફગાર નહોતી, દુશ્મનોને જાણતી નહોતી.

મૃત્યુ અથવા હાર કરતાં વ્હેમ વધારે ખરાબ છે અને તેથી ખુદ શહેનશાહ માટે પણ તેણીને વ્હેમ થયો. શું શહેનશાહ મારી સત્તા તોડવા ઇચ્છે છે?

નુરજહાન સ્વભાવેજ વ્હેમી હતી. દુનિયામાં કોઇનો ભરોસો કરતી નહિ ભાઇ બાપ કે ધણીનો પણ વિશ્વાસ કરતી નહિ. પાછલા

જમાનાના મોગલ શહેનશાહ ઔરંગઝેબની ખાસીયેત તેણીનામાં આ વિષયમાં ખાસ હતી. આખા દેશમાં ઘણા જાસુસો તેના હતા અને તે જાસુસોઉપર દેખરેખ રાખવા હુશીયાર માણસો ગોઠવેલ હતાં આટલી સંભાળ અને સાવચેતી છતાં, પોતાના વિરૂદ્ધ થતાં કાવત્રાંની ગંધ સરખી પણ તેને મળી નહોતી પોતાની સત્તાને આડે આવવા કોઇ છેજ નહિ એમ તે માનતી. તેની ઇચ્છા એજ કાયદો હતો દુશ્મનોનો નાશ કરવા તે તત્પર હતી વેરનો અગ્નિ તેના શરીરમાં બળતો હતો હમણાના સઘળા બનાવો તેના સ્મરણમાં તાજા થવા ફતેહપુર શીકરીના અકુદરતી બનાવો-ખુરમનું અદૃશ્ય થવું-શાહજાદાની વર્તણુકમાં ન સમજી શકાય તેવો ફેરફાર જુલેખાનો જનાજ-તેની દાસીનું ભાગી જવું-ગાઝીખાનું ગુમ થવું આ બધા અણધાર્યા બનાવો ઉપરાઉપરી એકીસાથે તેના મનને મુંઝાવવા લાગ્યા

આ સર્વની સંતોષકારક તપાસ કરવા તેણીનો દૃઢ નિશ્ચય હતો

એમ બાંદીએ આલીજા રાણીને સલામ કરી નુરજહાને તેના ઉપર નજર કરી પણ બાંદીને કંઇ અસર થઇ નહિ તેણીએ ધીરા નમ્ર અવાજે પૂછ્યું

'નામદાર, આપે મને બોલાવી?'

---

## પ્રકરણ ૬ ઠું.

### ગહુગ્જાન

માનસિક વ્યાધિથી નુરજહાન આમ તેમ ફરતી હતી ત્યાં બાંદી આવી રાણી આરતેથી તકીયાઉપર બેઠી અને ફરી બાંદીતરફ નજર નાખી કહ્યું "હા-મે તને બોલાવેલ છે"

બાંદીનું ટુંક વૃત્તાંત આપવા જરૂર છે. આ ઇતિહાસમાં તે અગત્યનો ભાગ ભજવવાની છે તેણી વિચિત્ર દેખાવની હતી તેના આગલા વૃત્તાંતથી અપરિચિત તેની ઉમ્મર જાણી શકતું નહિ પ્રથમ નજરે જુવાનીના પુરબહારમાં તે જણાતી પણ બારીક તપાસ કરનારને જણાતું કે તે ૪૦ વર્ષના આસરાની હશે અથવા જુવાનીનો બહાર ચાલ્યો ગયોછે એમ જણાતું બહુ રૂપાળી કે સુંદર નહોતી તેમ તે જરાપણ કદરૂપી નહોતી. પહેલી નજરે તે કઇ જાતની છે તે કોઇ કહી શકતું નહિ પોશાક અને દેખાવ ઉપરથી તે મોગલ જાતની મોજ શોખ ચાહતી એક ઔરત જણાતી હતી અથવા ઇરાનના વતનીની સુંદર કન્યા જણાતી આ વિચિત્ર ભૂમિમા તે ઔરત હતી આગનો ઇતિહાસ કોઇ જાણતું નહિ, તેમ તે કોઇને જણાવતી પણ નહિ દિલ્હીની બજારમા તે સમયે ઘણા ગુલામોની હમેશના વપરાશની ચીજની માફક ખરીદી થતી અને આને મશહુર દિલ્હીમાંથી એક દિવસ ખરીદી લાવેલ હતો અને મોગલ રાજના બેગમમહાલમાંના નોકરોસાથે દાખલ કરી હતી આવા હલકા વિચારના ગુલામીપણાથી કદાચ વાચનાર તારી નૈતિક ભાવનાઓને આઘાત થશે પણ ગુલામગિરીના ઇતિહાસથી પરિચિત અભ્યાસી સારી રીતે જાણેછે કે મધ્ય કાળમા તેની નૈતિક ભાવનાઓ સબળ નહોતી

કયે દિવસે આ ગહરજાનને લાવવામાં આવેલ તે અત્યારે ભૂલાઇ ગયું હતું. પ્રથમ નજરે તે ભોળી દેખાતી, વખતે ગાંડી પણ માલુમ પડતી. ભોળપણુ અને નિર્દોષપણું તેના ચહેરાઉપર સ્પષ્ટ હતું. પણ બારિક તપાસ કરનારને જણાતું કે તે બુદ્ધિશાળી હતી. ગહરજાન કદી પણ ઉઘાડી આંખથી કોઇ સામે નજર કરતીજ નહિ.

આખા બેગમમહાલમાં તેને બાંદીજ ગણવામાં આવતી. તેની શું ફરજો છે તે કોઇ જાણતું નહિ. તે એક જાસુસ હતી તેમજ દરેકની હીલચાલઉપર તપાસ રાખતી. ખાનગી રસ્તા, દરવાજા, બારી બારણાં, દરેકથી પરિચિત હતી, નુરજહાનથી માંડીને હલકામાં હલકી બાંદી સુદ્ધાંત સર્વનાં કૃત્યો ઉપર નજર રાખતી. આ સર્વ કોઇ જાણતુંજ નહિ. અસાધારણ બુદ્ધિશાળી અને ગુન્હા શોધનારાણી તે હતી. તેની જાણબહાર આ બેગમમહાલમાં કાંઇ બનતું નહિ, મશરૂના જમણા હાથ સમાન હતી. બેગમમહાલમાં મશરૂની સત્તા તેને લઇનેજ હતી. વાંચનાર જાણે છે તે પ્રમાણે અઢળકદોલત, સ્વપ્ને પણ ન થઇ શકે તેવો મોજશોખ, અદ્વિતીય ભભકો, જે સર્વ મશરૂ રાખતો તે સર્વ ગહરજાનની બુદ્ધિનુંજ પરિણામ હતું. ગહરજાનની બુદ્ધિથી મશરૂ એટલો ખુશી રહેતો કે તે તેણીને પોતાપાસેજ રાખતો.

વિલાસપ્રિય મોગલ મહારાજા જહાંગીરના જનાનામાં હજારોમાંની એક તે બાંદી હતી. તેના માટે કોઇને વ્હેમ પણ હતો નહિ કે પોતાની હિલચાલઉપર ગહરજાન સખ્ત ચોકી કરેછે. એક નુરજહાન માત્ર આ સર્વ જાણતી. નુરજહાન અને મશરૂસિવાય કોઇ જાણતું નહિ કે તે સ્ત્રી નથી અને પોતાનું ખરું સ્વરૂપ છુપાવી આ વેષમાં તે રહેછે.

અહીં એક અગત્યની વાત એ કહેવાની છે કે રાણીતરફ મશરૂને સારી લાગણી ન હતી છતાં મશરૂ નિમકહલાલ હતો; એમ તો કહેવું જોઇશે. મોગલમહારાજાના ભલામાટે તે જીવતોડ મહેનત લેતો અને મહારાણીપ્રત્યે વફાદાર રહેતો. ભલે આ સર્વ તે સ્વાર્થને અંગેજ કરતો. નુરજહાનની ઇચ્છાને માન આપી તેની નોકરી કરવાથી પોતાનો સ્વાર્થ સારી રીતે સાધી શકાશે એમ તે સારી રીતે જાણતો હતો.

ખંડમાં થોડો વખત સર્વત્ર શાંતિ હતી. તે શાંતિનો ભંગ કરી નુરજહાન બોલી "તારાવિષે હું સર્વ જાણું છું, તે કદાચ તું જાણતી હોઇશ"

"સર્વજ્ઞ મહારાણીથી કાંઇ અજ્ઞાત ન હોઇ શકે"

"શા માટે તને બોલાવી છે તે પણ કદાચ જાણતી હઇશ?"

"ખોજા મશરૂએ એટલુંજ કહ્યું છે કે મહારાણી અગત્યના કારણમાટે બોલાવે છે."

"હા-બરાબર. જરૂરી રાજ્યનું કામ તને સોંપવા માગું છું."

"આવી આપ નામદારની કૃપામાટે આપની તાબેદાર અત્યંત આભારી છે."

"તારાઉપર કેમ ભરોસો રાખી શકું?"

"બાદશાહબેગમ! વિશ્વાસ એ એક જાત-

રની ચીજમાફક વેચાય છે અને ખરીદ કરી શકાય છે, અને આપ તો સહેલાઇથી તેમ કરી શકશો."

નૂરજહાનને આથી બહુ નવાઇ લાગી. આવી બહાદુરી અને ખુલ્લાં દિલથી કોઇ તેની સાથે વાત કરી શકતું નહિ. થોડો સમય શાંત રહી તે બોલી.

"ગહરજહાન! બરાબર છે. દરેક ચીજ સદ્‌ગુણો પણ બજારમાં મળે છે, તારા ખુલ્લા દિલની વાતથી હું બહુ ખુશી થઇ છું. તારો વિશ્વાસ મેળવવા અને તારામાં શ્રદ્ધા રાખવાની શુ કિંમત બેસશે તે પણ ખુલ્લા દિલથી જણાવ."

'મારે ૧૦ હજાર સિપાઇઓના મનસબદાર થવા મરજી છે. બાદશાહ મને કાશ્મીરનો સરદાર બનાવે અને આપ મને ૧૦ લાખ રૂપિયા રોકડા આપો એટલે આપની ઇચ્છાપ્રમાણે વર્તવા તાબેદાર તૈયાર"—

નૂરજહાંને આ આશાજ રાખી નહોતી. "શું તારે કાસ્મીરના સુબેદાર થવા મરજી છે?"

"બાદશાહબેગમ! એક વાત કહેવા હિંમત કરૂં? આપ નામદારને કામ કરાવવું છે. આપ નહિ જાણતાં હો કે હું કાસ્મીરની છું. મારૂં વૃત્ત-વૃત્તાંત જાણવું એ તમને નકામું છે અને તેથી તમને જણાવતી નથી. મારી મહત્ત્વાકાંક્ષા એ છે કે એક વખત મારે કાસ્મીરઉપર રાજ્ય કરવું અને એજ ઇચ્છાએ આ બેગમમહાલમાં ગુલામતરીકે દાખલ થઇ છું અને સાથે એ પણ જણાવવું જોઇએ કે મારી ઇચ્છા ફળીભૂત થવા ઇશ્વર અનુકૂળ જણાય છે."

"આ તારી અભિલાષા બીજું કોઇ જાણેછે?"

"નહિ. આજે પ્રથમ વખતે મેં મારી ખાનગી વાત આપને જણાવી. અત્યારસુધી આ વાત જણાવવા જરૂર નહોતી."

"મહરૂ તારો વિશ્વાસુ છે? શું તે આ જાણે છે?"

"નહિ, જરા પણ નહિ."

"મારે જે ખરીદ કરવાનું છે તેના ઉપર તેં ઘણી કિંમત નથી આંકી?"

"નામદાર! કાર્યના પ્રમાણમા મેં માગેલ કિંમત એક તુચ્છજેવી છે."

"હું તને શુ કામ સોંપવા માગુંછુ, તે તું જાણે છે?"

"જહાંપનાહ! આ નમ્ર સેવકની મૂર્ખાઇ અને ખુલ્લી વાતચીત કરવાની ટેવને માફ કરો તો મને શું શું કાર્ય સોંપવાનું છે તે હું કહી બતાવું, આપ નામદારને તે સાંભળવા મરજી છે?"

"હા—જાણતી હોય તે કહે"

"પ્રથમ તો કાવત્રાં સંબંધી"

"તેસંબંધી શું ભેદ છે?"

"જહાંપનાહ—સર્વ જાણુંછું. ફતેહપુરના બનાવો, દિલ્હીના શાહીદરવાજામાં નગ્ન શરીરનો દેખાવ, જુલેખાનો ભેદથી ભરપૂર આત્મઘાત, મોંઝીઆનું એકાએક નાશી જવું"

"હા કાંઇ તેનું ખરૂં."

"અને આ બધી ફરજો ગંભીર છે એમ આપને જણાશે."

"તારી દલીલ બરાબર છે, પણ તે માંગ

ણી તો ગાંડપણમાંજ ફરી જણાય છે."

"માફ કરો-મારી માગણી વ્યાજબી છે, ચુખ્ખું કહું તો આ કાવત્રું જો ફતેહમંદ થાય તો મોગલ રાજ્યનો વિનાશ થાય-રાણીને કેદ પકડવામાં આવે-બળવાખોરો તમારૂં માથું ધડથી જુદું કરવા ધારેછે, અને એક હિન્દુ ઓરત નૂરજહાંનનો ભાગ ભજવવાવાળી છે આથી ખુરમ ગાદીએ આવે અને પરિણામે મોગલ મહારાજ્યના ચુરે ચુરા થઇ જાય."

નૂરજહાંન આ સર્વ શાન્તિથી સાંભળતી હતી તેણે છેવટ પૂછ્યું.

"આ બધા બનાવસંબંધી તું શું જાણેછે તે સર્વ મને કહી આપ."

ગહરજાને અર્ધ સંભળાય એવા સ્વરે જણાવ્યું.

"આપણું સારું થાય કે પછી તાબેદાર તમારી ઇચ્છાને આધીન છે."

રાણીએ કહ્યું "તારી ગાંડી માગણીઓ ન સ્વીકારૂં તો?"

"જહાંપનાહ! બીજા ખરીદનાર ઘણા છે."

નૂરજહાંન આત્મસંયમ રાખી શકી નહિ અને ગાજી ઉઠી.

"શું દુશ્મનોસાથે ભળવા માગે છે? હરામખોર! નિમકહરામ—"

"તમારા દુશ્મનોસાથે ભળવા મેં કહ્યું નથી. હું તો તમારી ગુલામ છું. પણ ખરે કહું છું કે મારી મહત્ત્વાકાંક્ષા છોડીશ નહિ. મેં મારી જન્મભૂમિને છોડી તે તે ઇચ્છાથીજ અને આપને ખુલ્લા દિલની વાત પસંદ છે એટલે મારે કહેવું જોઇએ કે જો આપ કદાચ મારી માગણી ન સ્વીકારો, તો પછી હું બીજી બાજુ વેંચાઇ જઇશ."

નૂરજહાન બહુ ગુસ્સે થઇ. આવી ખુલ્લા દિલની વાત સાંભળવાની તેને ટેવ નહોતી. ખુદ શહેનશાહ પણ આવી રીતે વાત કરી શકતો નહિ

નૂરજહાંને કહ્યું "તારૂં શિર કપાવવાની આજ્ઞા કરૂં તો કોણ તને બચાવશે?"

જરાપણ બીકવગર બહાદુરી અને નિશ્ચિંત મનથી, ધીમાપણ નિશ્ચિંત સ્વરે ગહરજાને કહ્યું.

"આપ નામદારની તે પ્રમાણે ઇચ્છા થઇ તો પૃથ્વીની સપાટીઉપર એવો કોઇ નથી કે મને બચાવી શકે, પણ એટલી તો ખાત્રી છે કે દગાબાજના હાથથી તમને બચાવવા મારા સિવાય કોઇ માણસની તાકાત નથી જો હમણાં હું મરી જાઉં તો સામી બાજુને તેથી કાંઇ નુકશાન નથી પણ ઉલટો તેને તો ફાયદો છે અને આપના હિતને સખ્ત નુકશાન થવા સંભવ છે. મારી ગેરહાજરીમાં વખતે આપને સહન પણ કરવું પડે. જે દિવસથી આ ભેદથી ભરપૂર જનાનામાં દાખલ થઇ છું ત્યારથી મોતને વાસ્તે તો તૈયારજ છું પણ મને ખાત્રી છે કે તમો મને મારી નહિ નંખાવો."

"કેમ-આટલી બધી આત્મશ્રદ્ધા! તેનું કારણ?"

"પ્રથમ કહ્યું તેમ આપની મહાન જીંદગી બચાવવાને બીજું કોઇ સમર્થ નથી."

"મને લાગે છે કે તું અસાધારણ હિંમતવાન છે"

"બાદશાહબેગમ—મને સોંપવાના કાર્યની જોખમદારી ઘણી છે. કાર્ય એટલું ગહન છે કે દરેક ક્ષણે મોતને માટે તૈયાર રહેવું પડશે."

થોડો સમય. નૂરજહાન કાંઇ બોલી નહિ, પછી કહ્યું "ગહરજાન! તારી બહાદુરીના વખાણ કરૂં છું. પણ ધાર કે હાલ તારી માગણી સ્વીકારી, મારૂં કાર્ય તારી પાસે કરાવી, પછી તને રખડાવું તો તું તે વખતે શું કરીશ?"

"મને ખાત્રી છે કે આપ તેમ કરો તેવા નથી.'

"એમ કેમ ધારેછે?"

"પછી તમારી સરદારી નીચે મને તમારી પાસેજ તમો રાખશો અને હું તેમજ રાજ્યમા દરેક જાણે છે કે પોતાના સ્વાર્થના હુકમને નૂરજહાન પ્રથમ માન આપેછે"

નૂરજહાનને મન આ નવો અનુભવ હતો. ગુસ્સાને મહામહેનતે તેણી દબાવી શકી

"ગહરજાન! સામી બાજુ તરફથી તને કાંઇ કિંમત આપવા માગણી થયેલ છે?"

"હા--નામદાર."

"તારી માગણી સ્વીકારેલ છે?"

"હા--નામદાર! તેઓ હમેશા માગણી સ્વીકારવા-તૈયાર છે."

"શામાટે તેની સાથે ભળતી નથી?"

"આ શા છે કે તે સમજાવવાની જરૂર નથી. આપ મારી માગણી ગમે તે વખતે સ્વીકારી પૂરી પાડી શકો. આપ નામદારની ઇચ્છામાત્રથી આ બાંદીની પ્રાર્થના સફળ થાય જ્યારે બીજી બાજુમાટે તો બધું ભવિષ્યમાં સંયોગો શું બને તે કેમ ખબર પડે?"

---

## પ્રકરણ ૭મું.

### તું શું જાણેછે?

નૂરજહાને હસીને કહ્યું—"તારામાં સારી અક્કલ જણાય છે. તને ખાત્રી જણાય છે? કે જીત આપણીજ થવાની અને મૂર્ખ બળવાખોરો તો હારવાનાજ."

"બાદશાહબેગમઉપર જીત મેળવવી તે સહેલું કાર્ય નથી."

દરેક સમયમાં રાજ્ય દરબારમાં ખુશામતખોરોની સારી સંખ્યા હોયછે અને નૂરજહાનના સમયમાં પણ તેમ હતું. ગહરજાનનાં શબ્દોથી તે બહુ હર્ષિત થઇ અને જણાવ્યું "ત્યારે તારી મદદની હું આશા રાખું છું અને તું મારી તરફજ છે"

"ચોક્કસ—નહિતર તું ક્યારની બીજી બાજુમાં દાખલ થઇ હોત"

"એક બાબતનો તું મને ખુલાસો કરી શકીશ? સામી બાજુમાં ભેળવવા તારીપાસે કોણ આવેલ હતું?"

"તે કહેવામાં જરાપણ હરકત નથી. આપને નવાઇ લાગશે કે જુલેખાં બાદી—"

નૂરજહાનને બહુ નવાઇ લાગી, તે અસાધારણ બુદ્ધિવાળી હતી તેથી ગહરજાનને પૂછ્યું.

"ગહરજાન! મારી બાંદી ઝુલેખાંનો હેતુ તેં જાણ્યો અને તે મારા દુશ્મનમાં ભળી ગયેલ છે ત્યારે તેં અગાઉથી મને કેમ ખબર ન કરી!"

"જહાંપનાહ! આપની બુદ્ધિ અનુપમ છે, તમારી એક વખતની પ્રિય ઝુલેખાંવિરૂદ્ધ પૂરેતા પૂરાવા વગર તહોમતની છાયા જો તમારા કાનપર આવત તો માંરૂં શિર ધડથી જુદુંજ થાત."

રાણી આ દલીલ સમજી ગઇ. "હા—ગહરજાન! તારી અગમચેતીથી ખુશી છું. હવે આ કાવત્રાંની વિગતવાર હકીકત મને જણાવ."

ગહરજાન—"બાદશાહબેગમ, આપના હુકમની રાહ જોઉંછું અને જેવો હુકમ થયો કે તમારી નોકરી બજાવવા તૈયાર છું"

"હું મારૂં વચન પાળીશ એની શું ખાત્રી! મારા કહેવા ઉપર ભરોસો રાખીશ!"

"તમારા દરેક શબ્દમાં મને પુરતો ભરોસો છે."

"ઠીક, તારી માગણી મંજુર છે, તારી મહાન ફરજમાં ફત્તેહમંદ થતા તારી ઇચ્છા પુરી થશે."

ગહરજાન હર્ષવિહવલ થઇ ગઇ અને જણાવ્યું—

"મને જણાય છે કે બેગમસાહેબ પોતાના વચનથી હવે ફરવાનાંજ નહિ. જો સોનાની અટેર ઉપર આપ નામદારનું મુબારક નામ હતુ તે બજારમાં અસાધારણ મૂલ્યથી વેચાયેલ છે."

"બાદશાહની દરબારમાં તું એક ઉમદા રત્ન છે."

"એ તો મારા પ્રત્યેની આપની કૃપાદ્રષ્ટિ છે."

"કહી દે તું શું જાણે છે?"

"હવે બધું કહી દઇશ. પ્રથમ કહ્યું તેમ બેગમમહાલમાં ઓગુલામતરિકે હું આવેલ છું. મારે કાશ્મીરના સુબેદાર થવાની ઇચ્છા છે,'

"કાશ્મીર કયારે છોડયું?"

"આ અજાણી માણસનું વૃતાન્ત જાણવાથી તમને આનંદ નહિ આવે, મારે જે ફરજો બજાવવાની છે તે સાથે તેને કંઇ સંબંધ નથી."

"ઠીક—આ બેગમમહાલસંબંધી શું જાણે છે?"

"ટુંકામાં કહુ તો મારી મંહદ ઇચ્છા ફળીભૂત કરવા બે રસ્તા છે એક તો મને તે બેગમે આપની નીમકહલાલીથી નોકરી કરવી અને બીજો તમારી જગાએ આવનાર ભાગ્યવંત વ્યક્તિને ખુશી રાખવી અને તેની ખુશામત કરવી"

"હા—તે બરાબર છે પછી?"

"આ ઇચ્છાથી બેગમમહાલમાં આવનાર દરેકની હીલચાલ ઉપર હું સખ્ત નજર રાખતી—ઝુલેખાંની હીલચાલ પણ તપાસતી."

"તેની ખટપટસંબંધી શું જાણે છે તે જણાવ"

"ખુલ્લા દિલથી કહેવા દીઓ તો આપ નામદારકરતાં તે વધારે ચાલાક ચપળ અને સાહસિક છે. હીરાકણી સમાન બે બાદ-

કાપે તેવી છે. અને તેજ કારણથી તેની છૂપી વાત હું બહુ નથી જાણી શકી. પણ આટલું તો ચોકસ કે તમારાવિરૂદ્ધ ભયંકર કાવત્રાંમાં તે સાથે છે. હમેશાં બહારથી નવો દેખાવ ધારણ રાખતી જ્યારે અંદર કોઇ ઉંડા ઉતરી તપાસ કરી શકતુ નહિ."

"દુલાલી—તે અર્ધ ગાંડી છોડી?"

"બેગમસાહેબ! તે મૂર્ખ નથી. આ ઝેરી પ્રવાહ તેના મારફતજ ચલાવાય છે. તેની મદદવગર તેઓ ક્યારના હારી ગયા હોત."

"એટલે દરજ્જે તો સહીસલામત છું કે જુલેખાં હવે ઝેર ફેલાવી શકશે નહિ."

"હુ એટલી આશાવંત નથી."

"ગહરજાન! શું કહે છે! શું કહેવા માગે છે? એમ કહેવા માગે છે કે તે હજુ જીવતી છે, જુલેખાં મરી નથી ગઇ?"

"તે બાબત હું બહુ ચોકસ નથી. પણ મને સખ્ત વહેમ છે."

"કેમ—"

"અમૂલ્ય આંગળાની વીંટી જેના ઉપર આપ નામદારનું નામ હતુ તે કાઢી લેતાં મશરૂ તદ્દન ભૂલી ગયો."

"હા—હવે મને ખબર પડી-હું પણ તે બાબત ભુલીગઇ-હાય મારી વીંટી ક્યાં છે?"

"હા—ગઇ અર્ધ રાત્રિએ જ્યારે રાજ્યધાનીમાં સર્વત્ર શાંતિ હતી ત્યારે, એક મનુષ્ય આકૃતિ-ઘણું કરીને ઓરત-તે વીંટી બતાવી કિલ્લામાં દાખલ થઇ."

"ગહરજાન! તે તને કોણે કહ્યુ?"

"ગઇ રાત્રિએ જ્યારે બેગમમહલમાં બધે શાંતિ હતી ત્યારે મારી ટેવ પ્રમાણે મેં રોન ફરવા માંડી અને અકસ્માત રીતે અને જાણી જોઇને મુખ્ય દરવાજે પોંચી અને મને ખબર પડી કે મશરૂ ઉંઘમાં પડ્યો હતો અને બે ખોજા દરવાજે ચોકી કરતા હતા. મને જણાયું કે દરવાજો કોઇની પાછળ બંધ કરવામાં આવેછે તેથી મેં સિપાઇઓને પૂછ્યું. "આવી રાત્રિના સમયે કોણ છે?"

તેઓ મને સારી રીતે ઓળખે છે. તેથી તેઓએ કહ્યું.

"અમે નથી જાણતા કે તે કોણ છે તેમજ તે જાણવાની દરકાર નથી. તેણીનો ચહેરો ઢાંકેલો છે."

મેં પૂછ્યું "ત્યારે શા માટે આવા સમયે તમોએ દરવાજો ખોલ્યો! ખાનસાહેબ જાણશે તો સખ્ત સજા થશે."

તેઓ હસ્યા અને કહ્યું "ગહરજાન! અમારી ચિંતા કર નહિ. કાંઇક અક્કલ છે. અમારી ફરજ પણ જાણીએ છીએ. જે માણસને દરવાજો ખોલી આપ્યો તેના હાથ ઉપર મેહારાણીસાહેબની વીંટી હતી. સમજાય છેનાં!"

"કોણ છે તે કહી શકો તેમ છો?" એમ મેં પૂછ્યું.

"કોણ હોઇ શકે-નથી જાણતી કે તે પહેરનાર ભાગ્યવાન એકજ જુલેખાં છે." સિપાઇઓએ જવાબ વાળ્યો.

નૂરજહાને કહ્યું "ગહરજાન! તું શું કહેછે! જુલેખાં! જુલેખાં-શું તે નથી મરીગઇ! નિમકહરામ હજુ જીવે છે. ખુદા! શું તે ગઇ રાત્રિએ પાછી બેગમમહાલમાં દાખલ થઇ? ત્યારે તું તેની પાછળ કેમ ન ગઇ?"

[અપૂર્ણ]

# જાહેર ખબર



## પૈસા કેવી રીતે બચાવશો?

# લાખની પાણ!!!



તમારા ઘરમાં દરરોજ વપરાતી સાકરનો બચાવ કરો

અમારે ત્યા વગર સાકરનો બનતો સ્વાદીષ્ટ લેહજતદાર ચાહ પીવામા ઘણોજ ઉત્તમ છે જેની અંદર બીલકુલ સાકરની જરૂર પડતી નથી

એક કપ ચાહ બનાવતા ફક્ત બે આનીભાર ચાહ બસ છે

ચાહ ઘણોજ સ્વાદિષ્ટ બને છે એક વખત એકજ ડબો મગાવી ખાત્રી કરો

ફેન્સી ટીનના ડબાની કિ. રૂ ૨ પોસ્ટેજ જુદુ

લખો—

એસ. એમ. મોદી એન્ડ કાં

સેન્ડહર્સ્ટ રોડ—મુંબઇ ન ૨

અધિપતિ-શંકરલાલ મણિશંકર ગોવિંદજી બી. એ.

ॐ

# અંકુશ.

## ANKUSH.




પુસ્તક ત્રીજું.] ચૈત્ર. [અંક ૧ લો.

બ્લોક—લોહાણાહિતેચ્છુ રા' લાખાની છત્રી.—ભુજ.

વાર્ષિક લવાજમ હિંદ માટે રૂ. ૨-૮-૦
" " દેશાવર માટે રૂ. ૩-૦-૦ પોસ્ટેજ સહિત
જામનગર—કાઠીઆવાડ

Printed at the Atank Nigrah Printing Works-Jamnagar

## — વિષયાનુક્રમ —




| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| (૧) | ફકીરી હાલ છે પ્યારો. (કવિતા) ... ... | ૨૦૧ |
| (૨) | આત્માનંદ . ... ... ... | ૨૦૨ |
| (૩) | પશ્ચાત્તાપરૂપી વૃક્ષના મૂળ કારણ (કવિતા) .. | ૨૦૬ |
| (૪) | પરમેશ્વરપાસે પ્રાર્થના ... ... ... | ૨૦૭ |
| (૫) | કંઇ દૂર રહેતા શીખજો (કવિતા) ... ... | ૨૧૭ |
| (૬) | ચિત્તવૃત્તિ–વિજ્ઞાનશાસ્ત્ર ... ... .. | ૨૧૮ |
| (૭) | વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા. ... ... | ૨૨૨ |
| (૮) | એક પવિત્ર આત્માની નોંધવાલાયક સખાવતો ... | ૨૨૯ |
| (૯) | કુદરત. (કવિતા) ... ... ... | ૨૩૧ |
| (૧૦) | શિલ્પી. ... ... ... | ૨૩૨ |
| (૧૧) | મંત્રબંધનગુટિકા ... ... ... | ૨૩૪ |
| (૧૨) | બેહુલા. ... ... ... | ૨૪૬ |
| (૧૩) | દિલ્હી દરબાર (ચાલુ વાર્તા) ... | ૧૭૭થી ૧૪૪ |

ॐ

# અંકુશ.

ANKUSH.

પુસ્તક ત્રીજું. — ચૈત્ર ૧૯૭૬. — અંક ૬ ઠ્ઠો.

## ફકીરી હાલ છે પ્યારો!



ગઝલ—કવ્વાલી.

ફિકરની ફાકી કરનારો, ફકીરી હાલ છે પ્યારો!
જીગરમાં જોમ ભરનારો, ફકીરી હાલ છે પ્યારો!

દગાબાજીભરી દુનિયા, બધેઇ સ્વાર્થની સત્તા;
પરાર્થે પ્રાણ ધરનારો, ફકીરી હાલ છે પ્યારો!

મીઠી રાહત પૂરે પ્રેમે, ખરે ગમખ્વાર દિલડામાં;
કજા ફાલીમ હરનારો, ફકીરી હાલ છે પ્યારો!

ચહે ના માન અકરામો, ન આલેશાન મંઝીલો;
સદા સાદાઇ સજનારો, ફકીરી હાલ છે પ્યારો!

નિહાળીને ન અંજાએ, ધમાલો ધાંધલો જગની;
દમામોથી ન ડરનારો, ફકીરી હાલ છે પ્યારો!

હૃદય જ્યાં જ્યાં રમે, રમણિયતા રસીલી નિરોકીને;
નિડર, નિશ્ચિંત, ફરનારો, ફકીરી હાલ છે પ્યારો!

અમીરીની મઝાઓ તો, ખરખર છે ફના ફનિયા;
અચળ સુખનો ન જ્યાં આરો, ફકીરી હાલ છે પ્યારો!

ફકીરી હાલમાં હમને, હમેશાં ખેરસલ્લા છે;
સનમનો સ્નેહ સરનારો, ફકીરી હાલ છે પ્યારો'

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા-રાજકોટ.



# આત્માનંદ.

લેખક—શ્રીયુત બાલકવિ-જામનગર.

યદ્યપિ ઈશ્વર અદ્દશ્ય છે, આજસુધી કોઈએ પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ જોએલ નથી, પરંતુ તેનાપર લોકોને એટલો વિશ્વાસ છે, એટલી બધી શ્રદ્ધા છે, કે તેવો વિશ્વાસ, તેવી શ્રદ્ધા પ્રત્યક્ષ જોએલ પદાર્થઉપર પણ દૃઢ થતી નથી. પ્રત્યક્ષના પદાર્થોમાં મતભેદ છે, પરંતુ આ અપ્રત્યક્ષ-અદ્દશ્ય અને અચિંત્ય ઈશ્વરને સઘળા માનેછે-પૂજેછે. જોકે નાસ્તિકો ઈશ્વરના અસ્તિત્વમાટે વિવાદ કરે છે, પરંતુ જ્યારે તેમનું શુષ્ક હૃદય સ્નિગ્ધ થાય છે, જ્યારે પરંપરા પેદનાં તેમનું ચિત્ત એકાગ્ર બની આકાશમંડલતરફ ગતિ કરે છે, ત્યારે મોટા મોટા દુરાગ્રહી નાસ્તિકોનું પણ હૃદય કહે છે કે-"કોઈ ઈશ્વર હોય તો તેમા આશ્ચર્ય નથી!" ઈશ્વરપ્રત્યે સઘળાની આવી સ્વાભાવિક ગતિ થવાનું કારણ શું? આટલી બધી શ્રદ્ધા અને વિશ્વાસ કેમ તેના પ્રત્યેજ છે?

આવો અકારણપ્રેમ-આવી અકારણશ્રદ્ધા પોતાના આત્મ સિવાય અન્યત્ર કોઈના પ્રત્યે દૃષ્ટિગોચર થતી નથી, તેથી એમજ સિદ્ધ થાય છે કે તે ઈશ્વર-પરમાત્મા આપણા આત્માથી ભિન્ન નથી, વાસ્તવિક રીતે ઈશ્વર આપણો આત્માજ છે. કિન્તુ તેનું જ્ઞાન થવું કઠિન છે. પરંતુ અનંત વિચાર અને યોગ્ય મનન કરવાથી તેનું પૂર્ણ ભાન થશે અને આરીતિે આત્માનું સત્યસ્વરૂપ સમજાશે ત્યારે તે જીવન અમૂલ્ય આનંદમય નિઃસંશય બનશે.



સંસારમાં જોતાં આ એક પૃથ્વી માત્ર ગોળ નથી, પણ પ્રત્યેક વ્યવહાર-પ્રત્યેક કાર્ય ગોળ છે. પૃથ્વીની ગોળાઈની સિદ્ધતામાટે એ પ્રમાણ છે કે એક સ્થળેથી બરાબર એકજ દિશામાં ચાલતા જવાથી મૂળ નિકળેલ સ્થળેજ અવાય છે. જો પૃથ્વી ગોળ ન હોય તો તેમ બનત નહિ, ત્યારે તેવીજ દશા સંસારના પ્રત્યેક કાર્ય-પ્રત્યેક વ્યવહારની નજરે પડે છે, જે સંસારમાં સર્વત્ર પ્રેમ-સ્નેહ પ્રસારે છે, પ્રેમનોજ વર્ષાદ વરસાવે છે, તેનાપર પણ સંસારમાં ચોમેરથી પ્રેમનો વર્ષાદ વરસે છે, પ્રેમ-દ્વેષ કે સદ્ભાવ જ્યાંથી જેટલો અન્યત્ર જાય છે,તેટલોજ તેના તરફ તે ફરી આવે છે, એ સંસારનો અબાધિત નિયમ છે

સમુદ્રમાંથી પાણીની વરાળ તૈયાર થઈ ઉંચે આકાશમાં ચડે છે, ત્યાં વાદળનું રૂપ ધારણ કરે છે. ત્યાંથી વરસાદના કરારૂપે થઈ હિમાલયપર પડે છે, ત્યાં વધારે શીતથી બરફનું રૂપ ધરણ કરે છે. હવે જુઓ કે બરફના રૂપમાં છુપાએલ સમુદ્રનું પાણી હિ

આભપરથી ઓગળી ઓગળી ઝરીને નીચે ગંગાનામ ધારણ કરી ભારતવાસીઓને પવિત્ર બનાવતું પાછું પોતાના પૂર્વસ્થાનમાં-સમુદ્રમાં જઇ ભળે છે. આ વ્યવહારના વિચારથી પ્રત્યક્ષ જણાય છે કે સંસારનો પ્રત્યેક પદાર્થ જ્યાંથી ઉપડે છે ત્યાંજ પાછો આવી સ્થિર થાય છે.

નીચે પૃથ્વીપર પડેલ બીજ અંકુરનું રૂપ ધારણ કરી જમીનઉપર આવે છે અને મોટો વૃક્ષ થાય છે અને શાખાઓ, પાનો, ફૂલો, ફળોથી સુશોભિત બને છે, તેમાં પણ એજ નિયમ સચવાય છે કે તે ફળ ભૂમિઉપર પડે છે અને તેમાંનું પ્રથમ સ્વરૂપ બીજ પાછું ભૂમિમાં જાય છે. અને તેથીજ આ સંસારનું નામ 'સંસારચક્ર' પડેલ છે, એટલે તેનો પ્રત્યેક વ્યવહાર ચક્રપ્રમાણે ગોળ છે.

આવીરીતે સંસારના સઘળા પદાર્થ પોત પોતાના ચક્રમાં વર્તુળ માર્ગમાં પડયા લક્ષ્ય સ્થાનતરફ ગતિ કરે છે આ સ્વાભાવિક ગતિ, આ પ્રાકૃતિક પ્રવાહ, સંસારના પ્રત્યેક વ્યવહારમાં-પ્રત્યેક કાર્યમાં-પ્રત્યેક વસ્તુમાં દૃષ્ટિગોચર થાય છે. જ્યાં નજર કરીયે ત્યાં, એજ પ્રવાહમાં પડેલ સંસારનો પ્રત્યેક પદાર્થ દોડતો-તણાતો જતો દેખાય છે, વૃક્ષ વધીને બીજતરફ જાય છે, નદીઓ વધતી હોય સમુદ્રતરફ જાય છે, સંસાર શરૂ જ્યાંથી થાય છે ત્યાંજ ઉન્નતિ પામતો પાછો પેચે છે.

ત્યારે આજ વિચારતત્વઉપર આગળ વધતાં આ જીવાત્મા કયાંથી આવ્યો અને ઉન્નતિ પ્રાપ્ત કરતો કયાં જાય છે? તેનો સ્વાભાવિક પ્રવાહ કેણી તરફ છે? તે જોઇએ તો વિચારાન્તે જણાય છે કે તેની સ્વાભાવિક ગતિ ઇશ્વરતરફજ છે. આ જીવાત્મા ઇશ્વરબીજ અંશો, ઇશ્વરથીજ ઉત્પન્ન થયો અને ક્રમશઃ વૃક્ષ, પશુ, પક્ષ્યાદિ જાતિઓમાંથી ઉન્નતિ મેળવતો દેવજાતિને પહોંચી અંતે ઇશ્વરમાં ભળી જવાનો, કે જ્યાંથી પહેલાં તે પતિત થયો હતો. આધ્યાત્મિક વિચારપર આવતાં આવતાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે જીવાત્માની ગતિ ઉન્નતિ ક્રમશઃ ઇશ્વર તરફજ છે તે કયાંયપણ રોકાતી નથી.

હવે જોવાનું એ રહે છે કે તે ગતિ એ શું છે? તે ગતિ એજ છે કે તે જ્યાંથી ઉત્પન્ન થઇ છે, જ્યાંથી ચાલી આવે છે તેજ પોતે છે, અન્ય વસ્તુ નથી. સમુદ્રમાંથી નીકળેલી વરાળ-વાદળ-વરસાદ, બરફ અને નદી એ સઘળું પાણીજ છે અને તે અંતે જળરૂપ દરીયામાંજ સમાવાનું. તેજ પ્રમાણે જ્યારે જીવાત્મા ઇશ્વરમાંથી આવ્યો છે, તો અંતે ઇશ્વરમાંજ ભળવાનો અને હાલ પણ તે ઇશ્વર રૂપજ છે, અન્ય નથી, માટે સત્ય આનંદને જો પામ કરવો હોયતો સ્વ સ્વરૂપનું અનિક્ષણ સ્મરણ કરવું. જેને આત્મસ્વરૂપનું જ્ઞાન નથી તેને આનંદ અને શાન્તિ કદિ મળવાનાં નહિ.

એક વિજાતીય વસ્તુ બીજી વિજાતીય વસ્તુને ખેંચી શકતી નથી. આકર્ષણ શક્તિ કેવળ સજાતીય વસ્તુમાંજ કામ આપી શકે છે, ગંજેડીને ગંજેડી, જુગારીને જુગારી, અફીણીને અફીણી એ સર્વે પોતાની સજાતીય આકર્ષણ શક્તિથી ભેગા મળે છે, પૃથ્વી સ્થૂલ છે તેથી વૃક્ષપરથી સ્થૂલ ફળો ખેંચાઇ પૃથ્વીપરજ આવી પડે છે, આકાશ સૂક્ષ્મ છે

જેથી અગ્નિમાંથી નીકળતો સૂક્ષ્મ ધુંવાડો સૂક્ષ્મ આકાશતરફજ ખેંચાઇ જાય છે. નદીઓ સમુદ્રતરફજ કેમ ખેંચાઇ જાય છે? તો ખુલ્લું છે કે તેનો સજાતીય સમુદ્ર તેને ખેંચે છે, જ્યાં જોઇએ ત્યાં એકજાતીય પદાર્થજ બીજાને પોતાતરફ ખેંચી રહેલો છે.

વિચારદષ્ટિવડે જોતાં આ સંસારમાં જળના પરમાણુ જળને, પૃથ્વીના પૃથ્વીને, અગ્નિના અગ્નિને અને વાયુના વાયુને પોતાતરફ ખેંચી રહ્યા છે. એ સજાતીય ખેંચાણ તેજ જાતીય પ્રેમ, જાતીયતા અને સ્વદેશ પ્રેમ? હવે જ્યારે આપણે ઇશ્વરતરફ ખેંચાઇ જઇએ છીએ, તે આપણને પોતાતરફ ખેંચી રહ્યો છે, તો ઉપરોક્ત સિદ્ધાંતાનુસાર તે અવશ્ય એજ વસ્તુ છે, તેજ એ પદાર્થ છે કે જે આપણે પોતે છીએ, "હું તેજ છું અને તે હુંજ છુ," એજ એકતાનું હૃદયમાં મનન અને વારંવાર ચિંતન રહેવું જોઇએ, એકતા-અદ્વૈતતાનું વાસ્તવ જ્ઞાન થતાસાથે હૃદયમાં શાન્તિ અને આનંદનો સમુદ્ર પ્રસરશે



લોકો કહે છે કે, તે આનંદસ્વરૂપ સચ્ચિદાનંદ ઇશ્વરના જ્ઞાનથી માનવી પણ આનંદસ્વરૂપ બને છે, કારણ કે મોટા મોટા યોગીઓ તેની શોધમાં પડ્યા છે અને હજારો મહર્ષિઓ તેના જ્ઞાનથી આનંદમગ્ન બન્યા છે. પરંતુ વિચારવાજોગી બાબત એ છે કે તે આનંદસ્વરૂપ અમારાથી અલગ છે, ભિન્ન છે, અમારાથી કોઇ અન્ય પદાર્થ છે, તો તેના તેના આનંદ સ્વરૂપથી એક એવો નથી કે જે તેનાથી ભિન્ન છે-પૃથક્ છે, તે શીરીતે આનંદસ્વરૂપ બની શકે? અમે એમ જાણીએ છીએ કે અમુક ગોખાસે લાખો કરોડો રૂપીઆ છે પણ તેથી અમારે શું? તે રૂપીઆનું સુખ અમને નથી મળી શકતું. કોઇ રોગીના જાણવામાં આવ્યું કે તેનો પંડોસી નિરોગી છે-સશક્ત છે, એ જ્ઞાનથીજ કાંઇ તે રોગી નિરોગી-સુખી નથી થઇ શકતો. હા, તે જ્ઞાનથી એ વખતે અપૂર્વ આનંદ પ્રાપ્ત થઇ ખરો, કે તે કરોડપતિ શેઠ તે હું પોતેજ છું, મારી વિસ્મૃતિજ થતી હતી કે તે શેઠ હું પોતેજ હોઇને કરોડો રૂપિયા તે મારા પોતાનાજ દાટેલા પડ્યા છે. આવી રીતના જ્ઞાનવાળો સાચો યોગેશ્વર તે આનંદસ્વરૂપ ચિદાનંદની શોધમાં પ્રવૃત્ત થાય છે અને તેનો પત્તો મેળવી લે છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લે છે, ત્યારે તે પછી જુએ છે કે એજ આનંદઘન-એજ આનંદસ્વરૂપ-એજ સચ્ચિદાનંદ હું પોતેજ છુ, તે વખતે જે આનંદ પ્રાપ્ત થાય છે તેનું વર્ણન વાણીદ્વારા નથી થઇ શકતું, પણ એ આનંદમગ્ન થનારોજ તેનું સત્યસ્વરૂપ જાણી શકે છે. હવે આપણે જો સાચા આનંદસ્વરૂપના ઉત્સુક હોઇએ, તો ગમેતેમ હોય તો પણ એ પરમાત્માની શોધમાં પ્રવૃત્ત થવું જોઇએ. તેજ આનંદનો ભંડાર અને સુખનો ખજાનો છે,



અન્યનું સુખ, ઐશ્વર્ય, સામર્થ્ય અને શક્તિ જોઇ બીજાના હૃદયમાં ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે, માટે તે સુખ નહિ-સાચું સુખ તોરેજ મળી શકે કે જ્યારે તેનાથી અન્ય કોઇ વ-

જ્યારે કે બરાબરી કરનાર સંસારક્ષેત્રમાં હોય નહિ, જ્યાંસુધી આપણે આપણાથી ઉચ્ચરથાને સ્થાઇને જોઇશું ત્યાંસુધી શાન્તિ મળતી નથી., જેમાં દુઃખનું નામ પણ નથી તેને મોક્ષ કહેવાય છે, મોક્ષ પછી પણ જો જીવાત્મા પરમાત્મામાં ન મળી જાય, એ એકત્વને ન પામે તો તે ઐશ્વર્ય અને સામર્થ્ય ખોઇને બેસે, તેને આનંદની પ્રાપ્તિ કદાપિ થાય નહિ જો તે આપણાથી ભિન્ન હોય તો તેના શા નથી તેની પાસે જવાથી અથવા તેની ભક્તિથી આપણે કદિ સુખી થઇ શકીશું નહિ, પરન્તુ મોક્ષકાલે પરમાત્મામાં વિલીન થઇએ છીએ, તેથી આપણે તેજ છીએ. કેમકે જો કોઇ શુદ્ધ પદાર્થમાં બીજો ભેળવી દેવામાં આવે, તો તે શુદ્ધ પદાર્થ વિકૃત થઇ જાય, પરન્તુ ઇશ્વર સદા શુદ્ધ અને નિર્વિકાર છે. તેથી પણ જીવાત્મા કોઇ તેનાથી ભિન્ન પદાર્થ નથી, તે તેજ છે, એકજ છે, કેવળ કલ્પના-ભેદ છે, આપણે અત્યારેજ મુક્ત છીએ, બન્ધન એ કેવળ કલ્પનાથીજ છે, વાસ્તવ નથી. જે એ કલ્પના ભેદાભેદને સમજી શકે છે તેજ સુખી અને તેજ વિદ્વાન છે.

એક સ્ત્રી જ્યારે પોતાના પતિપર બીજીનો પ્રેમ જુએ છે, ત્યારે તે બહુ દુઃખ પામે છે, પ્રેમીહૃદય એમજ ચાહના રાખે છે કે પોતાના પ્રેમીનો બીજાપર પ્રેમ હોવોજ ન જોઇએ, તેના સંપૂર્ણ પ્રેમનું સ્થાન માત્ર પોતે એકજ છે, પણ જે ઇશ્વરનો કરોડોસાથે પ્રેમ છે, જેના કરોડો પ્રેમી સંસારમાં વિદ્યમાન છે, એવું જાણતા છતાં તેનાપ્રત્યે તેવો અનન્ય પ્રેમ ત્યારે કેમ છે? જેના અસંખ્ય પ્રેમી છે તેના પ્રત્યેનો આપણો પ્રેમ નિરર્થક છે—મૂર્ખતારૂપ છે, અસંખ્ય પ્રેમીઓ છે ત્યાં આપણે કોણ માત્ર? આ સઘળી વાતો સમજવા છતાં અસંખ્ય, સત્યપ્રેમી અને અનન્ય ભક્તો પૃથ્વીની પીઠઉપર વસે છે, ત્યારે તેનું કાંઇપણ ગુપ્ત કારણ હોવું જોઇએ.

વિચારને અન્તે દેખાતું કારણ એજ છે કે તે સઘળાનો આત્મા છે. વેદાન્તીઓ કહે છે કે પ્રભુ સઘળાનો આત્મા—અદ્વૈત હોવાથી સર્વપ્રિય છે, હજારો ગોપીઓનો ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રસાથે પ્રેમ હતો, હજારો ગોપીઓ આનંદથી શ્રીકૃષ્ણચંદ્રસાથે રાસક્રીડાદિ આનંદ કેમ ભોગવતી? આટલું છતાં તેઓમાં કુસંપ કે દ્વેષનું નામ પણ નહતું. એમ ન થવાનું કારણ સ્પષ્ટજ છે કે શ્રીકૃષ્ણ જો એક ગોપીસાથે રહેત અને બીજીની સાથે નહિ, તેમ એકસાથે નાચત અને બીજી સાથે નહિ, આમ વર્ત્યા હોત તો ઇર્ષ્યાને સ્થાન હતું, પણ ભગવાન કૃષ્ણચંદ્ર સઘળાનો આત્મા હતા. પ્રત્યેકના શ્રીકૃષ્ણ તેની પોતાની સાથેજ હતા, જેટલી ગોપીઓ તેટલાજ શ્રીકૃષ્ણચંદ્ર હતા, પ્રત્યેક ગોપી એમજ જોતી હતી કે અમારા શ્રીકૃષ્ણ અમારામાંજ મુગ્ધ છે, અમારી સાથેજ છે, વેદાન્તનું સત્ય રહસ્ય જાણવામાટે શ્રીકૃષ્ણચંદ્રના જીવનઉપર, તેનાં ગૂઢ વાક્યોપર દૃષ્ટિ કરવાની આવશ્યકતા છે, જો તેનું કથા-રહસ્ય સંપૂર્ણ સમજાયું તો તે પણ આનંદ અપૂર્વ છે*

* એક અમેરીકન વેદાન્તીના વિચારો કંઇક ફેરફાર સાથે.

# " જનને જરામહીં થતા પશ્ચાત્તાપરૂપી

# વૃક્ષના મૂળ કારણ."



### વૈતાલીય છંદ.

જનમે જન જે ધરાવિષે, પણ આરંભવિષે શિશુ[1] થશે;
શિશુઓ શિશુવાટિકા[2] કરી, રમતાં બાળક યૂથમાં ભળી. ૧

રમતો રમતાજ તાલની[3], ભણતાં શિક્ષકસાથમાં રહી;
ભણતાં વીસ વર્ષ વહી ગયાં, પણ તેમાં પ્રભુભકત ના થયાં. ૨

શિશુતા પછી તો યુવા મળી, પણ તેમાં મમતાજ સાંપડી,
મમતા મનમાં રહ્યા કરી, પ્રભુની તો પ્રભુતાજ ના કળી. ૩

તનના મદમાં રહ્યા અતિ, પ્રભુનું નામ ન લીધું જીભથી,
ઉમદા કપડાં સદા ધરી, તજ ને તાંબુલ મુખમાં ભરી. ૪

ચટીયાં પટીયાં સદા કરી, ચસમાને નયનો પરે ધરી;
ગજવે ઘડીઆળને કરી, કરમા લાકડી જોમથી ધરી. ૫

પગમાં છળ રાખીને અતિ, ફરીયા ગામવિષેજ શોખથી;
દિવસો કલહોવિષે તથા, વ્યસનો નીંદર માંહી ગાળતા. ૬

પ્રભુને પતમાં ભજ્યા નહિ, ધન દારા સુત લાલસામહીં;
તનમાંથી યુવા જુદી પડી, પણ તેમાં ઘરડાઇ સાંપડી. ૭

તનમાં ઘરડાઇ વાસથી, પ્રભુનું ભાન થયું જ આપથી,
શ્રુતિ ને નયનોવિષે અતિ, બાધરાઇ બહુ અંધતા વસી. ૮

નયને અતિ અંધતા થકી, કરનાં લાકડી ટેકવા વકી;
તનની છગતા વહી ગઇ, બદલે શિથિગતા વસી ગઇ. ૯

નબળાં પડી અંગ તો ગયા, સહુ કાપો કરવાં રહી ગયાં;
ઘરડતણી ધી ગઇ કહે, સઘળા સોદર દૂરમાં રહે. ૧૦

જનને શિશુને યુવા મહીં, પ્રભુની ભક્તિ કરે જરી નહિં;
જનને જન તે ધરા મહીં, પસતાએજ અતિ જરામહીં. ૧૧

વેણીશંકર કાનજી દવે

---

૧ બાળક, ૨ શિશુવાટકા નદીકાંઠે કુવા કરી ફરતા નાના બગીચા
૩ સાત તાલીની રમત.

# પરમેશ્વરપાસે પ્રાર્થના.

લેખક—શ્રીયુત શાસ્ત્રી પોપટલાલ અંબારાંકર—જામનગર.

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૪ થી.)

જે આજીવિકાના ઉપાયમાં આજીવિકા ચલાવનારને દીનતા કરવી પડતી હોય તે આજીવિકાના ઉપાયથી જીવનાર મનુષ્યને કદાચ કુબેરજીના જેટલું ધન મળતું હોય તો પણ તે મનુષ્યને રંકજ જાણવો અને જે પુરૂષ દૈન્ય કર્યાવગરજ પોતાના ધર્મમાં રહી કૃષિ વાણિજ્ય કે ગોરક્ષા વગેરેથી આજીવિકા ચલાવતો હોય તેને નિર્ધન છતાં પણ કુબેરજીજેવો ધનવાળો જાણવો એવું વિદ્વાનોનું માનવું છે, તેમાં પણ વળલોભી તથા નીચલોકોને ત્યાં કિંકર થઇને રહેવું એતો અધમમાં અધમ આજીવિકા છે. નીચ લોકોનો ચાકર જો ન બોલે તો તે મૂંગો છે, બોલે તો વાચાળ છે, પાસેજ હાજર રહે તો છિદ્ર જોનાર છે, છેટો રહે તો કામમાં ખોટો છે, ચોમેર નજર ફેરવતો હોય તો ચોર છે, નજર ન રાખતો હોય તો બેખબરો છે, થોડું ખાતો હોય તો તાકાતનજરનો છે, અધિક ખાતો હોય તો ભૂખ છે, ખરાબ વસ્ત્રો પેહેરતો હોય તો મલિન છે અને સારાંવસ્ત્રો પેહેરતો હોય તો કોઇનાં વસ્ત્ર ઉચાપત કરનાર છે, ઇત્યાદિ કપોલકલ્પિત દોષોનુજ પાત્ર થયાવિના રહેતો નથી. જેકંઇથી "શ્વવૃત્તિર્નીચસેવનમ્" નીચ લોકોને ત્યાં નોકરી કરવી એ શ્વાનનો અવતાર ભોગવવા બરોબર છે, એ વાક્ય યથાર્થ છે એમ સમજાય છે. એટલા માટે અદૈન્યવર્તન એ ઇશ્વરપાસે માગવાનું છે. તે પ્રમાણે હે પરમેશ્વર! તમારી ભક્તિ પણ આપો. ભક્તિશબ્દમાં મોક્ષ પુરૂષાર્થનો તથા તેનાં સાધનોનો સમાવેશ થાય છે. ગીતામાં ભગવાને કહ્યું છે કે "भक्त्या माममिजानाति" અધિકારી પુરૂષ ભક્તિદ્વારા મારા [ઇશ્વરના] સ્વરૂપને જાણી શકે છે, ભક્તિ એ ભક્તની સાધકઅવસ્થામાં સાધન છે અને સિદ્ધાવસ્થામાં સાતરૂપ થઇ જવાથી ફળરૂપ છે. ઉપરનાં પ્રાર્થનીય પદાર્થોની પરમેશ્વર પાસે કરેલી પ્રાર્થનાને સફળ કરવામાં ઇશ્વરકૃપાજ કારણ છે અને ઇશ્વરકૃપા મેળવવામાં ઉપર કહેલ ધર્માચરણ કારણ છે. પૂર્વના પ્રલ્હાદજી વગેરે ઘણા મહાત્મા લોકોએ પરમેશ્વરને અસાધારણ ભક્તિ, ભજન તથા તપશ્ચર્યા વગેરેથી જ્યારે પ્રસન્ન કરેલા છે અને પરમેશ્વરે પ્રસન્ન થઇને વર માગવામાટે જ્યારે આજ્ઞા કરી છે, ત્યારે તે મહાત્મા લોકોએ ઇશ્વરની ભક્તિજ માગેલી છે. ભક્તિની પ્રાપ્તિમાં અનાયાસમરણ અને અદૈન્યથી વર્તન અનાયાસિદ્ધ ન્યાયથી પ્રાપ્ત થઇ જાય છે. પુરાણો ઉપરથી જણાય છે કે માર્કંડેયમુનિએ અપૂર્વ બ્રહ્મચર્ય પાળી પુષ્પભદ્રા નામની પવિત્ર નદીને કિનારે ચિત્રાનામની શિલાથી ઓળખાતા પ્રદેશમાં તપશ્ચર્યા કરી હતી, તપશ્ચર્યાના પ્રભાવથી જ્યારે ભગવાન નરનારાયણ

પ્રસન્ન થઇ દર્શન દેવા આવ્યા અને વરદાન માગવાનું કહ્યું ત્યારે માર્કંડેયમુનિએ તમારી માયા દેખાડો એવું વરદાન માગ્યું હતું, તે પ્રમાણે વરદાન દઇ ભગવાન નરનારાયણ અંતર્હિત થયાપછી માયાનું દર્શન ક્યારે થશે એવી રાહ જોતાં ભગવાને માર્કંડેયમુનિને માયાનું દર્શન કરાવ્યું હતું, જેમાં મુનિને જળમય જગત્ દેખાડ્યું હતું અને ઘણા કષ્ટને અન્તે મુનિને શાંતિ દેવામાટે વડના પાનપર પોઢેલા એક અપૂર્વ બાલકનું દર્શન આપ્યું અને તે બાલકના ઉદરમાં ઉતરી ગયાપછી અંદર સર્વ જગત્ દેખવામાં આવતાં મુનિને વિસ્મયપૂર્વક ભાન આવ્યું કે આ ભગવન્માયા હશે, તેજ વખત ભ્રાન્તિ મટીજ ગઇ, ત્યારે મુનિને ઘણો પશ્ચાત્તાપ થયો છે કે ભગવાનને પ્રસન્ન કરી ભક્તિ માગવાને બદલે માયાદર્શન માગ્યું કે જે સ્વયંસિદ્ધ છે; તેથી મેં મહોટી ભૂલ કરી છે, તે પછી તેવા તપસ્વીના પશ્ચાત્તાપને શાન્ત કરવામાટે ઉમામહેશ્વરે દર્શન આપી, ભક્તિ આપી છે અને આતકલ્પપર્યંત ચિરજીવી રહેવાનું વરદાન દીધેલું છે તે ઉપરથી જણાય છે કે પરમેશ્વરપાસે તેની ભક્તિજ માગવી જોઇએ, કે જેથી પુરૂષાર્થચતુષ્ટય સ્વયંસિદ્ધ થઇ જાય છે

ભક્તિના બે પ્રકાર છે તેમાં એક સકામ ભક્તિ અને બીજી નિષ્કામભક્તિ વિદ્વાનો નિષ્કામભક્તિનેજ વખાણે છે, સકામભક્તિને વખાણતા નથી. પ્રહ્લાદજીએ સ્તુતિ કરતાં કરતાં શ્રીનૃસિંહ ભગવાનને કહ્યું છે કે ભગવન્! જે પુરૂષ દૃષ્ટ ધન પુત્ર કીર્તિ સ્ત્રી અને રાજ્યાદિ સુખોને માટે તથા અદૃષ્ટ સ્વર્ગાદિના સુખોને માટે તમારી ભક્તિ કરે છે, તે પુરૂષ ખરીરીતે ભક્તકોટિમાં ગણી શકાતો નથી પણ તે તો ભક્તાભાસ ગણવા યોગ્ય છે, કારણ કે તેવો ભક્ત તો એક પ્રકારનો ક્રયવિક્રય કરનાર વ્યાપારી છે. જેમ વ્યાપારી માલ આપી મનુષ્યોપાસેથી ધન લેછે તેમાં માલ દેનાર કે માલ લેનાર કોઇ કોઇનો ભક્ત નથી તેમ કોઇ કોઇનો સ્વામી પણ નથી. તે પ્રમાણે ભક્તિ કરી ઇશ્વરપાસેથી સુખાદિને માગનાર ભક્ત પણ સત્યતાથી ભક્ત નથી પણ સ્વાર્થપરાયણ વ્યાપારીજ છે. એટલામાટે નિષ્કામભક્તિ કરનાર હોય તેજ સાચો ભક્ત કહેવાય છે. આ સ્થળે શંકા ઉત્પન્ન થાય છે કે જ્યારે નિષ્કામભક્તિને ઉત્તમ કહો છો અને સકામભક્તિને વખોડો છો ત્યારે પરમેશ્વરપાસે પ્રાર્થના એ વિષયમાં જે ત્રણ પદાર્થોની માગણી કરી છે તેનું શું! એ શંકાનું સમાધાન આ પ્રમાણે છે કે અનાયાસમરણ, અદૈન્યવર્તન અને ઇશ્વરભક્તિ એ પદાર્થો પરમેશ્વરપાસે માગવામાં આવે છે. તથપિ તેઓમાં ભક્તિની જે માગણી છે તે કોઇ રીતિથી ભક્તમાં દૂષણારોપ કરનારી નથી. તેમ બીજા જે બે પદાર્થો રહ્યા તેઓથી પણ પ્રાર્થના કરનારને ઉપર કહ્યાપ્રમાણે વ્યાપારીની પંક્તિમાં દાખલ કરી શકાય તેમ નથી. કારણ કે એ પદાર્થો પ્રવૃત્તિમાં વધારો કરનાર નથી પણ નિવૃત્ત કરનાર છે અને ઉભય ધાર્મિક બુદ્ધિદ્વારા નિષ્કામભક્તિમાંજ તાત્પર્યવાળા છે, તેથી કોઇરીતિથી દોષાવહ નથી પરમેશ્વરપાસે પ્રાર્થના તો તે દોષાવહ કહે

વાય કે જેવી રાવણે, બાણાસુરે, હિરણ્યકશિપુએ અને હિરણ્યાક્ષવગેરે લોકોએ મહોટામાં મહોટી તપશ્ચર્યા કરીને કરેલી હતી. કે જેને માટે પાછળથી સર્વ સહૃદય લોકોને તથા વરદાન દેનારા બ્રહ્માને તથા મહાદેવજીને પણ વિચાર કરવો પડયો હતો. જ્યારે હિરણ્યકશિપુદૈત્યને શાંત કરી નૃસિંહભગવાન્ બિરાજેલા હતા ત્યારે સ્તુતિ કરવા માટે આવેલા બ્રહ્માને ભગવાને કહ્યું હતું કે બ્રહ્મન્! સ્વભાવથીજ ક્રૂર અને દુરાચારી હિરણ્યકશિપુ જેવાને જે તમે અસાધારણ વરપ્રદાન આપ્યું હતું, તેવું હવે કોઇને આપતા નહિ. આ અસુરે મારા ભકતને ઘણુ કષ્ટ આપ્યુ હતુ. જેને માટે મારે અવતાર લેવો પડયો. તેજ પ્રમાણે રાવણે પણ અપૂર્વ તપ કરી મહાદેવજીપાસેથી અજેયપણાવગેરેની જે પ્રાર્થના કરી હતી તે પ્રાર્થના અયોગ્ય કહેવાય કે જેને માટે વિષ્ણુને શ્રીરામચંદ્રજીનો અવતાર લેવો પડયો હતો. પ્રાર્થના કરનાર કૃપાન હોય તે ઇશ્વરપાસેથી ઇષ્ટ વસ્તુની સિદ્ધિ મેળવ્યાપછી ઇશ્વરની પણ દરકાર રાખતા નથી તો પછી બીજાની શી વાત! જ્યારે રાવણે એક વખત ભુજબળથી ગર્વિત થઇને પોતને વરપ્રદાન દેનાર મહાદેવજીની પણ દરકાર નહિ રાખતાં તેમના નિવાસરૂપ કૈલાસપર્વતને ઉખાડયો હતો ત્યારે મહાદેવજીએ જાણ્યુ કે દુષ્ટને વધારવો એ દુધ પાઇને સર્પને ઉછેરવા જેવું છે, માટે તેને દંડ આપ્યાવગર તેની શાંતિમાટે બીજો ઉપાય નથી. એમ નિશ્ચય કરી પોતાના પગના અંગુઠાથી લીલામાત્રથી કૈલાસપર જરા દબાણ કર્યું કે તુરતજ કૈલાસપર્વત પોતાને ઉઠાવનાર રાવણની સાથે નીચે પાતાલમાં ઉતરવા લાગ્યો કે જેથી રાવણને ત્રાસ થઇ ગયો, ત્યારે ઘણા પશ્ચાત્તાપ સાથે મહાદેવની પ્રાર્થના કરતાં કૃપાળુ પરમેશ્વરે તેવિષે દરગુજર કરી. આ ઇતિહાસનું વર્ણન કરનાર પુષ્પદંતાચાર્ય અર્થાંતરન્યાસ અલંકારદ્વારા એક અમૂલ્ય ઉપદેશ આપે છે કે કૃપાનને લૈકિક કે અલૈકિક સંપત્તિ મળવાથી તે અવશ્ય અકર્ત્તવ્ય કરવા વગર રહી શકતો નથી. પરમેશ્વરપાસે કે પરમેશ્વરની વિભૂતિરૂપ દેવતાપાસે તપશ્ચર્યાવગેરે ભક્તિપરિશ્રમ કરીને જે કંઇ માગવામાં આવે છે તે બાબતમાં એક આવો પણ વિચાર કરવાનો છે કે ભક્તિ કોઇ જાતની કામના રાખીને કરવામાં આવતી હોય તેમાં કામના શબ્દને દેખી ભડકી જઇને સર્વથા તેવી ભક્તિ નિંદાજ કરવા યોગ્ય હોય એવો આગ્રહ પકડી બેસવા જેવું નથી પણ કામના કેવી છે? કેવી બાબતની છે? કેવલ સ્વાર્થમાટે છે કે પરોપકારમાટે છે? કદાચ સ્વાર્થમાટે હોય તો પણ તે સ્વાર્થ નિંદ્ય છે કે પ્રશસ્ય છે? ઇત્યાદિનો વિચાર કરવાનો છે. જ્યારે સગરરાજાના પુત્રો કે જેઓ પોતાના પૂર્વજો થતા હતા અને ભગવદવતાર કપિલદેવના અજાણમાં અપરાધ કરવાથી બળીને ભસ્મ થઇ ગયા હતા તેઓની સદ્દગતિમાટે ગંગાજીની જરૂર જણાવામાં આવતાં તેઓના બીજા વંશજોએ ગંગાજીને પૃથ્વીપર પધરાવવા માટે તપશ્ચર્યાવગેરે ઘણો શ્રમ કર્યા છતાં પણ ગંગાજીની કૃપા નહિ થતાં છેવટ તે વંશમાં મહાપ્રતાપી રાજા ભગીરથ થયા, તેણે "અર્થ

साधयामि किंवा देहं पातयामि" એવો ઉત્કટ સંકલ્પ કરી ગંગાજીઉપર તપશ્ચર્યાત્મક ભક્તિ કરવા માંડી, કેટલેક કાલે તેના અડગ યત્નથી ગંગાજી પ્રસન્ન થયાં અને પ્રસન્ન થઇને કહ્યું કે ભગીરથ! વર માગો. ભગીરથે પૃથ્વીપર પધારવાની માગણી કરી ત્યારે ગંગાજીએ કહ્યું કે રાજન્! મને પૃથ્વીપર આવવામા બે વાંધા છે. એક તો જ્યારે હું આકાશમાંથી પૃથ્વીપર ઉતરૂં ત્યારે અપૂર્વ વેગવાળી મારી ધારાનું ધારણ કોણ કરશે? જો મારી ધારા પરબારીજ પૃથ્વીપર પડશે તો પૃથ્વી તે સહન નહિ કરી શકે અને તેમ થવાથી પૃથ્વીને ભેદી રસાતલ પાતાલમાં મારી ધારા જતી રહેશે, તો તમારો શ્રમ નિષ્ફલ જશે બીજો વાંધો આ છે કે પૃથ્વીના મનુષ્યો મારા જલમાં સ્નાન કરશે અને તેથી પોતે પાપમુક્ત થશે પણ મને પાપયુક્ત કરશે તે પાપમાથી મારે શીરીતે છુટવું એ બે બાબતનો ખુલાસો કરી આવો એટલે હું પૃથ્વીપર આવીશ. એ પ્રમાણે ગંગાજીના વચનોનું શ્રવણ કરી ભગીરથરાજાએ આશુતોષદેવ મહાદેવજીઉપર તપ કરી તેને પ્રસન્ન કરી ગંગાજીની ધારાનું ધારણ કરવાનું તે પાસેથી વરદાન લઇ ગંગાજીની પ્રાર્થના કરી કે ભગવતિ! પૃથ્વીપર પધારો, તમે માગેલા બન્ને ખુલાસા કરી આવ્યો છું. જ્યારે તમારી ધારા પૃથ્વીપર ઉતરશે ત્યારે ભગવાન્ દેવોના દેવ મહાદેવજી તેનું ધારણ કરશે અને પાપીલોકો જે પોતાનાં પાપોને તમારામાં ધોશે તે પાપો બ્રહ્મભૂત ભગવદ્ભક્ત મહાત્મા સાધુપુરૂષો કે "दर्शनादेव साधव." સાધુ મહાત્માઓ દર્શનમાત્રથીજ બીજાં લોકોને પવિત્ર કરેછે એ વચન પ્રમાણે તેઓનાં દર્શન તથા સ્પર્શથી તમો હમેશાં પવિત્રજ રહેશો. એ પ્રમાણે ભગીરથે કરેલા બન્ને વાતના ખુલાસાથી પ્રસન્ન થએલાં ગંગાજી આકાશમાંથી ધારાદ્વારા પૃથ્વીપર જ્યારે ઉતરવા લાગ્યાં ત્યારે મહાદેવજીએ પોતાની જટાને વિસ્તીર્ણ કરી ગંગાજીના મનમાં થયેલા પોતાની ધારાતી અતિ મહત્તાવિષેના અભિમાનને ઉતારવામાટે ગંગાજીની ધારાને જટાના એક પ્રદેશમાંજ સમાવી દીધી. ભગીરથરાજા એ પ્રમાણે દેખી ગ્લાનિ પામી ગયા કે આ તો મારો પ્રયાસ વ્યર્થ ગયો. હવે શું કરવું! રાજાની પ્રાર્થના ઉપરથી મહાદેવજીએ જટાની એક લટમાંથી ગંગાજીની ધારાને જવા દીધી ત્યારે ગંગાનો પ્રવાહ ભગીરથ રાજાના રથની પાછળ ચાલતાં ચાલતાં વચમાં જન્હુ નામના રાજા તપ કરતા હતા તેનો આશ્રમ આવ્યો. ભગીરથે તેને કહ્યું કે મહારાજા! આપ જેમ બને તેમ તુરતજ અહીંથી ખશી જાઓ, નહિ તો આ આવતા ગંગાજીના પ્રવાહથી તમારા આશ્રમની સાથે તમે તણાઇ જશો. ભગીરથનું વચન સાંભળી જન્હુરાજાએ એ બન્નેના અભિમાનને ઉતારવામાટે ગંગાજીના પ્રબલ પ્રવાહને પણ જેમ અગસ્ત્યમુનિ સમુદ્રને એક અંજલિમાં સમાવીને પી ગયા હતા તેમ જન્હુરાજા પણ અંજલિમાં કરી પી ગયા. ભગીરથરાજાએ જ્યાં પાછળ નજર કરી ત્યાંતો ગંગાનો પ્રવાહ બિલકુલ જોવામાં આવ્યો નહિ, વળીપણ એકલુાત થઇ જન્હુરાજર્ષિના દિવ્ય પ્રભાવથી વિસ્મય પામી તેની પ્રાર્થના

કરી ત્યારે જન્હુરાજાએ પોતાના કાનમાંથી ગંગાજીના પ્રવાહને ગતિ આપી. એ પ્રમાણે અનેક કષ્ટો તથા અનેક વિઘ્નોમાંથી મુક્ત થઇ રાજા ભગીરથે જે જગોએ પોતાના પૂર્વજોના ભસ્મીભૂતદેહો પડ્યા હતા તેઉપર ગંગાજીનો પ્રવાહ ચાલવાથી પૂર્વજોની મુક્તિ કરી અને તે સાથે પૃથ્વીના લોકોની પણ હમેશમાટે ગંગાસ્નાનદ્વારા પાપોમાંથી મુક્તિ કરી તથા પોતાની પવિત્ર સત્કીર્તિને અપ્રાપમાંથી મુક્ત કરી. એ પ્રમાણે ભગીરથ રાજાની ભક્તિ કેટલેક અંશે સ્વાર્થના હેતુથી હતી, તથાપિ તેવો સ્વાર્થ પણ એક જાતનો ઉત્તમોત્તમ પરમાર્થજ ગણી શકાય એવો હતો તેથી સર્વ પ્રકારે પ્રશસ્યજ ગણી શકાય. ગંગાજી પણ ગીતાજીના વચનપ્રમાણે પરમેશ્વરની વિભૂતિરૂપ છે. તેની ભક્તિ પણ પરમેશ્વરની ભક્તિ કહેવાય છે, પ્રકૃતવિષયમાં પરમેશ્વરપાસે પ્રાર્થનીય પદાર્થોમાં મુખ્ય ગણેલ અનાયાસ વિદેહમુક્તિને શાસ્ત્રમાં મોટા પુણ્યના ફલરૂપ કહેલી છે કહ્યું છે કે "त्रिभिः पुण्यं परीक्ष्येत अवसानप्रजाजलैः" જે મનુષ્યનું અવસાન સુધરી જાય તે મનુષ્યને પુણ્યવાન્ સમજવો જોઇએ. અવસાનનું સુધરવું એટલે રોગાદિકની વિશેષ પીડા કે જેથી શરીર તમામ પરાધીન થઇ જાય, અવશ્ય રાખવાની પવિત્રતા ન રહે, કેટલીએક અસહ્ય વ્યાધિઓથી જ્ઞાન વૈરાગ્યનું ભાન ન રહે અને ભગવદ્ભજનાદિવિના કોઇ અપવિત્ર પરદેશમાં પુત્રાદિ સંબંધીઓની ગેરહાજરીમાં મર્યાદિપૂર્વક દેહપાત થઇ જાય ઇત્યાદિ કોઇ દુઃસ્થિતિ ન થાય અને સમાધિપૂર્વક શરીર પડે તેવો પ્રસંગ સમજવાનો છે. એ પ્રમાણે અર્દેન્યવર્ત્તનની જે પ્રાર્થના કરવામાં આવી છે, તેમાં સુપુત્રવગેરે સારી પ્રજાની પણ માગણી અંતર્ભૂત થાય છે કે જે સારીપ્રજાઉપરથી પિતા વગેરેના પુણ્યશાળીપણાની પરીક્ષા થાય છે. પુરૂષ અથવા સ્ત્રી એ બન્નેની જીંદગી કોઇની પાસે કોઇ વખત પણ દૈન્યકર્યાવગર ચાલવી એ ભણેલા તેમજ દેશકાલવગેરેથી જાણીતા હોવાને લીધે ગણેલા પુત્રવગર થઇ શકતું નથી. પુત્ર જો સુપુત્ર હોય તો તેનો વડીલ અવશ્ય સુખી રહે છે અને જો કુપુત્ર હોય તો તેનો પિતા ગમે તેવો ધનાઢ્ય હોય, અક્કલદાર હોય કે રાજા હોય તો પણ કોઇ વખત સુખી રહી શકતો નથી. જેનો પુત્ર સુપુત્ર હોય તેના જેવો બીજો કોઇ મનુષ્ય સુખી નથી, એ બાબતમાં શ્રીકૃષ્ણભગવાનના પિતા વસુદેવજી દૃષ્ટાંતરૂપ છે અને જેનો પુત્ર કુપુત્ર હોય તેના જેવો બીજો કોઇ દુઃખી નથી એ બાબતમાં દુર્યોધનના પિતા ધૃતરાષ્ટ્રરાજા દૃષ્ટાંતરૂપ છે. શ્રીકૃષ્ણે પોતાની યોગ્ય અવસ્થા થતાં દુષ્ટ કંસરાજાએ કરેલા માતાપિતાનાં બંધનાદિ કષ્ટોને દૂર કરવાનું કામજ પહેલાં કર્યું હતું અને ત્યારપછી માતાપિતાતરફ પુત્રે જેવો સદ્ભાવ રાખવો જોઇએ તેની પ્રસિદ્ધિદ્વારા લોકોને શિક્ષણ દેવા માટે કહ્યું હતું કે—

सर्वार्थसंभवो देहो जनितः पोषितो यतः।
न तयोर्याति निर्वेशं पित्रोर्मर्त्यः शतायुषा॥

ધર્મ અર્થ કામ અને મોક્ષસંજ્ઞક ચારે પુરૂષાર્થ જેનાથી સાધી શકાય છે એવો ઉત્તમોત્તમ આ મનુષ્યદેહ જે માતાપિતાથી

ઉત્પન્ન થયો છે અને ત્યારપછી જેઓએજ અપાર અને અવર્ણનીય દુઃખોને વેઠીને તેનું પોષણ કરેલું છે તે માતાપિતાના કરજમાંથી સેંકડો વર્ષોસુધી તેઓની સેવા કરતા પણ મુક્ત થવાય એમ છેજ નહિ. જે પુત્ર પોતે સમર્થ છતાં અસાધારણ ઉપકારી માતાપિતાની સેવા કરતો નથી તે માટે ધિક્કારના બીજા શબ્દો વાપરવાથી સંતોષ થતો ન હોવાથી તે જીવતાં મરેલોજ છે એ શબ્દ વાપરવો એ તેને માટે પૂરતો છે કારણકે મરેલો પુત્ર માતાપિતાની સેવા શી રીતે કરી શકે? એ પ્રમાણે શ્રીકૃષ્ણજેવા ઈશ્વરાવતારે પણ માતાપિતાતરફ અપૂર્વ સદ્ભાવ દર્શાવેલ છે, તેમજ શ્રીકૃષ્ણે જેમ ઉત્પાદક જન્મ દેનાર માતાપિતાતરફ ભક્તિભાવ દર્શાવેલ છે તેમજ પોતાના પોષક-પાલન કરનાર-ઉછેરી મોટા કરનાર માતાપિતા નંદરાજી તથા યશોદાતરફ પણ અપૂર્વ ભક્તિભાવ દર્શાવેલો છે. કારણ કે શાસ્ત્રમાં—

जनिता चोपनेता च यश्च विद्यां प्रयच्छति।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥

જન્મદેનાર, યજ્ઞોપવીત [જનોઈ] દેનાર, વિદ્યાગુરૂ, અન્ન દેનાર અને ભયમાંથી બચાવનાર એ પાંચ પુરૂષોને પિતાતરીકે પૂજ્ય માનેલા છે જો કે નંદરાજી તથા યશોદાજી ફક્ત શ્રીકૃષ્ણનાં પાલક માતાપિતા હતાં તોપણ તેઓએ શ્રીકૃષ્ણઉપર પુત્રભાવ કરીને જે અલૌકિક સુપુત્રવાળાપણાનો આનંદ તથા સંતોષ અનુભવ્યો છે તેવા આનંદને બીજા કોઈપણ અનુભવી શકશે નહિ. વ્યાસભગવાન્ કહે છે કે—

नेमं विरिंचो न भवो न श्रीरप्यंगसंश्रया।
प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप विमुक्तिदात् ॥

બ્રહ્મા, શિવજી તથા લક્ષ્મીજી એઓએ ભગવત્કૃપાનો આનંદ યદ્યપિ મેળવેલો છે. નથી મેળવેલો એમ નથી તથાપિ ગોપી-યશોદાજી તથા નંદરાયજી શ્રીકૃષ્ણરૂપ સુપુત્રતરફથી જે દિવ્ય આનંદને પામેલાં છે તેવા આનંદને તેઓપણ કોઈ પ્રસંગે મેળવી શકેલ નથી એ પ્રમાણે સુપુત્રવાળો મનુષ્ય અદૈન્યથી પોતાના વર્તનને ચલાવી શકે છે અને કુપુત્રવાળો મનુષ્ય સમર્થ હોય તો પણ અનેક જાતના દૈન્ય વગેરે દુઃખોથી એક ઘડીભર પણ સુખને ભોગવી શકતો નથી ધૃતરાષ્ટ્રરાજા હસ્તિનાપુરજેવા નગરમાં રાજ્યકર્તાતરીકે હતા છતાં કુપુત્ર દુર્યોધનના દુઃખથી હમેશાં અપાર દુઃખોને વેઠતા હતા કારણ કે તેને અંતરથી પોતાના સહોદર નાનાભાઈ પાંડુરાજાના પરલોકપ્રયાણથી તેના પુત્રો પાંડવોનું પાલન કરવાનું હતું અને બીજી તરફ પોતાના સોપુત્રોમાં મહોટો પુત્ર દુર્યોધન કે જે જન્મથીજ હમેશાં પાંડવોતરફ મહા દુષ્ટભાવથી વર્તનાર હતો તેઉપર પુત્રવાત્સલ્યને લીધે તેની દુષ્ટતાને નહિ અટકાવી શકવાથી પરિતાપ પામ્યા કરતા હતા તેને છેવટસુધી પરિતાપજ રહ્યો કારણ કે અધર્મ તે વખતે બોલતો નથી પણ ધીમે ધીમે બોળામારે છે પ્રથમ તો દુર્યોધન પાંડવોઉપર જેમ જેમ લાક્ષાગૃહદાહ, દુષ્ટ

દ્રૌપદી ॥ લાજ લુંટવી અને વનવાસ દેવા વગેરે જુલમો ગુજારતો ગયો તેમ તેમ વધારે વધારે ખુશી થતો ગયો અને જાહોજલાલીના સુખને પણ સહેલાઇથી ભોગવતો ગયો. પણ જ્યારે વિષવૃક્ષની પેઠે અધર્મ ફલ ભિમુખ થયો ત્યારે—

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥
तथा नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव।
शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥

એ મનુસ્મૃતિના વચનપ્રમાણે છેવટ રાજ્યપદ જાહોજલાલી અને અખેલ સુખથી ભ્રષ્ટ થઇ જુલમ કરવામા જેઓ મદદગાર હતા તેઓની સાથે સમૂળ નષ્ટ થયો, એટલુજ નહિ પણ યાવચ્ચંદ્રદિવાકર પાપી લોકોના દાખલામાં રજીસ્ટરતરીકે નામ નોંધાવનાર થયો અને પિતા ધૃતરાષ્ટ્રને ભીખજેવાના હાથમાં રહેવુ પડ્યુ તેથી દૈન્યસમુદ્રમા ગળકા ખાતા રાખતો ગયો. સુપુત્ર જેમ પોતાના પિતાવગેરે વડીલ લોકોને આ લોકમા અદૈન્યવર્ત્તન કરાવવાદ્વારા દૈન્યવર્ત્તનથી મુક્ત કરે છે તેમ પરલોકમાં પણ પોતાના પિતા વગેરેની પાછળ શ્રાદ્ધાદિક્રિયાવગેરે સત્કર્મો, ગોદાન, બ્રહ્મભોજન, અન્નસત્ર તથા જલપ્રપા વગેરે ધાર્મિક કાર્યો કરી નરકપાતવગેરે કષ્ટપ્રદ દૈન્યભાવમાંથી મુક્ત કરેછે અને સ્વર્ગાદિ સદ્ગતિને પ્રાપ્ત કરી અદૈન્યવર્ત્તન પ્રાપ્ત કરાવે છે તેથી સુપુત્ર ઉભયલોકમા અદૈન્યવર્ત્તન દેવાવાળો કહી શકાય છે. "पुत्रेण लोकान् जयति इति सत्यवती श्रुतिः"

આ સ્થળે કેટલાએક વેદવિરુદ્ધ લોકો શ્રાદ્ધક્રિયા કે જે મરનારની પાછળ મરનાર ધણીના પુત્રવગેરે લોકોએ કરવામાં આવે છે, તેથી મરનાર ધણીને કશો લાભ નથી એટલે શ્રાદ્ધવગેરે મરનાર ધણીને પહોંચતુ નથી તેથી તે ક્રિયા કરવી નકામી છે એમ કહેછે તથા તેને સિદ્ધ કરવામાટે દાખલો આપે છે કે જેમ પરગામ ગયેલ માણસને ખોરાક તથા જલવગેરે પદાર્થ પૂરો પાડવામાટે તેના ઘરનાં માણસો પાણી તથા ખોરાક કોઇ બ્રાહ્મણને આપે તેથી પરગામ ગયેલો માણસ તૃપ્ત થઇ જતો નથી એટલે પહોંચી શકે તેમ નથી તેમ પરલોકમાં ગયેલા પ્રાણીને પણ આ લોકમા રહેલા તેના પુત્રાદિ સબંધીઓએ કરેલ શ્રાદ્ધવગેરે કશુ પહોંચી શકતુ નથી એ ઉપરનો દાખલો કે જે શ્રુતિસ્મૃતિમાં કહેલા સનાતન વૈદિકધર્મને નહિ માનનારા લોકોએ ગોઠવેલો છે, તે દાખલો તો પુણ્યપાપ, તેઓનુ ફળ, જીવાત્માનો પુનર્જન્મ અને સ્વર્ગનરકાદિ ગતિ એ સર્વને નહિ માનનારા ચાર્વાક વગેરે નાસ્તિકલોકો કે જેઓ પ્રત્યક્ષપ્રમાણવગર બીજા કોઇ પ્રમાણને માનતા નથી, શરીરથી ભિન્ન જીવાત્માને પણ નથી માનતા તેઓ આપતા હોય તો ઘડીભર ઠીક છે એમ કહી શકાય પણ જેઓ અપ્રત્યક્ષ પ્રમાણને પણ માને છે, પુનર્જન્મ વગેરે માને છે, છતાં પોતાના અનાદિ અનંત અજ્ઞાનને લીધે, વેદધર્મઉપર દ્વેષભાવવાળા થઇને શ્રુતિસ્મૃતિમાં કહેલુ હોય તેથી આપણે કંઇક નવુ ધતીંગ કરેવુ એવા તામસી સંકલ્પથી શ્રાદ્ધવગેરે ક્રિયાઓ કે જેઓ પરલોકમાં ગયેલા પોતાના પિતાવગેરેના કલ્યાણના ઉદ્દેશથી કરવામાટે

શાસ્ત્રમાં કહેલી છે તેઓને માનતા નથી, એ કેવી મૂઢતા છે? પુનર્જન્મ, પુણ્યપાપ તથા સ્વર્ગાદિનરકાદિ પદાર્થો પ્રત્યક્ષ નહિ છતાપણ તેઓને માનેછે, અને તેઓને માનવામાં શબ્દપ્રમાણ–શાસ્ત્રપ્રમાણવગર બીજું કશું પ્રમાણ તેઓપાસે નથી, તોપછી શબ્દપ્રમાણથીજ સિદ્ધ થતી શ્રાદ્ધાદિક્રિયાને શામાટે નહિ માનતા હોય? આવી શંકાના સમાધાનમા વિચક્ષણ પુરૂષો આ પ્રમાણે માનેછે કે તેવા લોકો કેવળ ઉત્કટ સ્વાર્થપરાયણજ હોવાથી પરોપકારથી વિમુખજ હોયછે. જ્યા સુધી જે પ્રાણીમાંથી પોતાનો સ્વાર્થ સિદ્ધ થતો હોય ત્યાંસુધીજ તે પ્રાણીસાથે સબંધ રાખેછે. જે વખત સ્વાર્થની આશા નિવૃત્ત થઇ કે તેજ વખત તે પ્રાણીના સબંધને સર્વથા છોડી દેછે. સ્વાર્થીનાં માતાપિતાવગેરે જ્યારે મૃત્યુ પામી જાય ત્યારે સ્વાર્થીલોકો જાણેછે કે હવે માતાપિતા આપણું કશું કામ કરનાર નથી માટે તેઓને માટે શ્રાદ્ધાદિ ક્રિયા કરવામાં શાસારૂ ધન ખરચવું! જો આપણે શ્રાદ્ધાદિ ક્રિયામાટે ફરજ પાડનાર શાસ્ત્રોને માનીશુ છતા શ્રાદ્ધાદિ ક્રિયા નહિ કરીએ તો લોકોમાં આપણી અપકીર્ત્તિ થશે અને લોભી કહેવાશુ. માટે "મૂલં નાસ્તિ કુતઃ શાખા," એ વાક્યપ્રમાણે તેવી હમેશમાટે ખર્ચ કરાવનારી ક્રિયાને કરાવનારા શાસ્ત્રોનેજ ન માનવાં એટલે કોઇ જાતની અડચણજ નહિ કોઇ કહેશે તો કહીશું કે અમો શ્રાદ્ધાદિ ક્રિયાને માનતાજ નથી, જો માનતા હોત તો અવશ્ય કરતા વળી એ લોકો કહેછે કે જે મનુષ્ય જે ક્રિયાનો કર્ત્તા હોય તે મનુષ્ય, તે ક્રિયાના ફળને પામે પણ શ્રાદ્ધાદિ ક્રિયાનો કર્ત્તા પુત્રવગેરે છે તેનું ફળ તેથી બીજા મૃત થએલા પિતાવગેરેને કેમ મળી શકે? એ શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે ક્રિયાનો કર્ત્તા પોતાની ક્રિયાના ફળને પોતે ઇચ્છતો હોય તો પોતાને થાય અને પોતાની ક્રિયાનું ફળ કોઇ બીજો કે જે પરની ક્રિયાના ફળ લેવામાટે લોકથી તથા શાસ્ત્રથી યોગ્યતાવાળો હોય તેપણ લઇ શકે છે. તેમ ક્રિયાનો કર્ત્તા પોતે પણ જે ઉદ્દેશથી પોતે ક્રિયા કરતો હોય તે ક્રિયાનુ ફળ મેળવી શકે એવી પણ વ્યાપ્તિ નથી. જો કદાચ તેવી વ્યાપ્તિ હોય તો જગત્માં કોઇપણ પ્રાણી દુઃખવાળો રહેજ નહિ કારણ કે સર્વ મનુષ્યાદિ પ્રાણીવર્ગ દુઃખને દૂર કરવામાટે અને સુખને પ્રાપ્ત કરવામાટેજ ક્રિયાઓને કરી રહેલા છે રાજાવગેરે આજીવિકા દેનારા સમર્થપુરૂષોના કિંકરલોકો શત્રુનાશાદિ ક્રિયાઓ પોતે કરેછે, છતાપણ તજ્જન્ય ધનાદિના લાભવગેરે ક્રિયાના ફળને રાજાવગેરેજ પામે છે. તેમ વળી ક્રિયાનો કર્ત્તા બે પ્રકારનો હોયછે. એક સાક્ષાત્કર્ત્તા અને બીજો પ્રયોજક કર્ત્તા. પ્રયોજકકર્ત્તા પોતે સાક્ષાત્ રીતિથી ક્રિયાનો કર્ત્તા નહિ છતાંપણ ફળોપભોગમાં સાક્ષાત્ ફળોપભોક્તા હોયછે. તેમજ મારણ, મોહન, સ્તંભન, વશીકરણ, ઉચ્ચાટનવગેરે અભિચાર ક્રિયાઓના કર્ત્તા જેના ઉદ્દેશથી તે ક્રિયાઓમાં પ્રવૃત્ત થયા હોય તેને તે ફળ થાય છે પણ મારણવગેરે ક્રિયાના કર્ત્તાઉપરજ મારણવગેરે ફળ આવી પડતું નથી. વળી એ [illegible] લોકો આમ માનેછે કે મર

જ્યારે જીવતો હોય ત્યારે પોતાના ધનવગેરેને અમુકઅમુક ધાર્મિકવગેરે ક્રિયાઓમાં ઉપયોગ કરવાનુ પુત્રવગેરેને કહી ગયેલ હોય તો પાછળથી મરનાર ધણીના ઉદ્દેશથી તેના પુત્રવગેરે જે કંઇ ધાર્મિક વગેરે ક્રિયા કરે તેનું ફળ, તે મરનાર ધણીને મળેછે. એ પ્રમાણે માનવાથી તેઓએ જે પ્રથમ આવી વ્યાપ્તિ ઉભી કરી હતી કે ક્રિયાનો કર્તા હોય તેજ ક્રિયાના ફળને ભોગવી શકે, બીજો ભોગવી શકે નહિ, તે તેઓના વચનથીજ તુટી જાયછે. કેમકે મરનાર ધણીના પુત્રવગેરે ધાર્મિક ક્રિયાના કર્તા છતાં તે ક્રિયાના ફળનો ભોક્તા મરનાર ધણી થઇ શકેછે એમ એઓએ. માનેલું છે. એ પદ્ધતિ શ્રાદ્ધાદિ ક્રિયામાં પણ સમાન છે. કારણ કે ગૃહસ્થધર્મમા રહેનારો મનુષ્ય જ્યારથી દારોપસંગ્રહણ કરે છે ત્યારથી શાસ્ત્રાજ્ઞાપ્રમાણે દેવઋણ, પિતૃઋણ અને ઋષિઋણ એ ત્રણ ઋણોમાંના પિતૃઋણમાંથી મુક્ત થવામાટે પુત્રની પ્રચ્છા રાખતો હોયછે. કારણ કે "जायमानो ह वै ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणवान्" ઇત્યાદિ શ્રુતિથી બ્રાહ્મણાદિત્રણેને માટે ઉપર બતાવેલાં ત્રણ ઋણો પ્રતિપાદિત કરેલાં છે. તેમજ જે પોતે ધનવગેરે સંપતિનો સંગ્રહ કરેછે તેમાંથી પણ જેમ પોતાના બીજા વ્યવહારોની સિદ્ધિની કલ્પના કરેલી હોયછે તેમજ પોતાની ઉત્તર ક્રિયાસંબંધી શ્રાદ્ધવગેરેને માટે જોઇતા ધનની પણ કલ્પના કરેલી હોયછે.

તે ઉપરાંત હાલના રિવાજપ્રમાણે સ્વસપદ્વ્યવસ્થા કે જે પોતાની સ્વસ્થાવસ્થામાં પોતે પોતાની મિલકતની પોતાની પાછળ વ્યવસ્થા થવામાટે વિલ કરી જાય છે તેમાં પણ શ્રાદ્ધાદિ ધાર્મિક ક્રિયામાટે અમુક ધનનો ઉપયોગ કરવો એમ લખેલું હોય છે. કદાચ તેવી લિખિત પદ્ધતિથી કોઇજાતનો નિયમ ન થયો હોય તથા મુખથી કહેવાયેલું પણ ન હોય તો પણ અનાદિસિદ્ધ શ્રૌતસ્માર્ત શ્રાદ્ધવગેરે ક્રિયા થવાના સંસ્કારો મરનાર ધણીના મનમાં તથા તેના પુત્ર વગેરેના મનમાં હોયજ છે. કેમકે શાસ્ત્રીય પરંપરાપ્રાપ્ત જે જે નિયમો હોય છે, તેઓના સંસ્કારો તે તે શુદ્ધ વર્ણોમાં જન્મેલા જે જે મનુષ્યોમાં ન હોય તો પછી તે તે મનુષ્યોના સંબંધમાં વિદ્વાન્ પુરુષો કેવી કલ્પના કરે અને કેવા શબ્દોનો ઉપયોગ કરે એ વિષય વધારે સ્પષ્ટીકરણ કર્યાવિગરજ રહેવા દેવો જોઇએ એવું છે તેમ વળી શ્રાદ્ધ શબ્દ શ્રદ્ધા શબ્દ ઉપરથી થયેલો છે. શ્રદ્ધા શબ્દનો અર્થ આસ્તિક્ય બુદ્ધિ છે. આસ્તિક્ય બુદ્ધિનો અર્થ વેદ તથા વેદાનુયાયી શાસ્ત્રોમાં કહેલી વિધિપ્રતિષેધાત્મક ક્રિયાઓમાં યથાયોગ્ય પ્રવૃત્તિનિવૃત્તિના સંબંધમાં કોઇજાતની અનાસ્થા કે અવિશ્વાસ નહિ કરતાં આસ્થાભાવ—ભરોસો અંતઃકરણમાં રાખવો એવો થાય છે. તેથી જેમ કેવળ શ્રદ્ધાગમ્ય પરજન્મ, પુણ્યપાપનું ફળ અને સ્વર્ગનરકાદિ પદાર્થોને વેદશાસ્ત્રોનાં વચનોઉપર શ્રદ્ધા રાખીને માનવામાં આવે છે તેમજ આ બાબતમાં શામાટે ન માનવું! શ્રાદ્ધાદિક્રિયા અનાદિસિદ્ધ છે એમ દૃઢ માનીને ગીતાજીમાં અર્જુન કહે છે કે "पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः" આ શ્રાદ્ધ વિષયની સિદ્ધિમાં ફક્ત દિગ્દર્શન જેવું છે. વિસ્તાર

करीએ તો એક મ્હોટો ગ્રંથ થઇ જાય એવું છે, એ પ્રમાણે સુપુત્રના સદ્ભાવમા પિતા વગેરેને જેમ આલોકમા અનન્યવર્તન થાયછે તેમ સુપુત્રના સદ્ભાવમા પિતા વગેરેનું અવસાન પણ અપૂર્વ સેવા ભક્તિ કરનાર હોવાથી અનાયાસથીજ સુધરે છે તથા પરમેશ્વરની ભક્તિ પણ પિતાવગેરે વડીલો કરી શકે છે કેમકે સુપુત્ર હોય છે તે પોતાની યોગ્યવય થયા થતા ઉત્તમ વિદ્યાભ્યાસ, કળાભ્યાસ, દેશકાળવિજ્ઞાન, વ્યાપારપ્રસંગ, રાજ્યપ્રપંચ, ખેતીવાડી, પરદેશપ્રયાણ, સમુદ્રયાત્રા, દેશાટન અને એવા બીજાપણ અનેક ધનવગેરે સંપત્તિઓને પ્રાપ્ત કરવાના ઉપાયોમા સઘળી નીવડવાને લીધે ઘરસંબંધી તમામ વ્યવહારોના બોજામાથી વડીલ વર્ગને મુક્ત કરી દે છે તેથી તેવા સુપુત્રના વડીલવર્ગ વ્યાવહારિક વિક્ષેપના અભાવથી સુખે ઇશ્વરભજન વગેરે ભક્તિ કરી શકે છે તેથી ભક્તિદ્વારા વારંવાર જન્મમરણના ફેરામા ફેરવનાર સંસારમાથી મુક્ત પણ થાય છે

પરમેશ્વરપાસે પ્રાર્થનીય વિષયોને બતાવનાર શ્લોકનો—

अनायासेन मरणमदैन्येन च वर्त्तनम् ।
परोपकारं त्वद्भक्तिं देहि मे परमेश्वर ! ॥

એવો પણ પાઠ છે કે જેમા પરોપકાર એ ચોથા નંબરનો પદાર્થ માગવામા આવ્યો છે, તે પણ ઘણોજ અમૂલ્ય પદાર્થ છે સ્વોપકાર પોતાનો ઉપકાર-પોતાનું પોષણ એતો કીટ પતંગથી આરંભી ચક્રવર્તી રાજાપર્યંતના પ્રાણીઓ કોઇના ઉપદેશસિવાયજ પોતાની મેળે કર્યા કરેછે પરંતુ પરોપકાર કરવો એતો કોઇ મહોદય મનુષ્યજ કરી શકેછે પરોપકારને કેટલાએક મનુષ્યો પરમાર્થ પણ કહેછે શાસ્ત્ર કહેછે કે—

अष्टादशपुराणेषु व्यासस्य वचनद्वयम् ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

અઢાર પુરાણો વાચવાથી કે સાભળવાથી આવો નિશ્ચય થાયછે કે પુરાણકર્તા વેદ વ્યાસ ભગવાને પ્રાણીઓને એ પ્રકારનો સારભૂત વસ્તુનો ઉપદેશ કર્યો છે કે, જો તમારે પુણ્ય-ધર્મ-કલ્યાણ મેળવવાની ઇચ્છા હોયતો પરોપકાર કરજો અને પાપ-અકલ્યાણ મેળવવાની ઇચ્છા હોયતો પરાપકાર કરજો એ શ્લોકમા શ્રેયસાધક માર્ગ પરોપકારજ છે એમ કહેલું છે મનોદ્વારા ધનદ્વારા, સદ્ભાવદ્વારા અને અનુમતિદ્વારા બીજા પ્રાણીનો ઉપકાર થાયછે

જેનો ઉપકાર કરવામા આવે તે પ્રાણી પાસેથી વર્ત્તમાનમા કે ભવિષ્યમા કોઇજાતનો બદલો લેવામા આવે અથવા બદલો લેવાની આશા રાખવામા આવે તો તે પરોપકાર કહી શકાય નહિ પરંતુ જેના તરફથી કોઇજાતનો બદલો લેવામા આવતો ન હોય કે બદલો લેવાની આશા પણ ન હોય તેવા પ્રાણીનો જે કંઇ ઉપકાર કરવામા આવે તે પરોપકાર કહેવાય છે જે પ્રાણીનો ઉપકાર કરવો હોય તે પ્રાણી તે ઉપકારનું પાત્ર છે કે નહિ એ બન્નેનો વિચાર કરવાનો છે કેમકે કુપાત્રને મદદ કરવાથી પાપકર્મની વૃદ્ધિ થાય છે

परोपकाराय सतां विभूतयः સત્ ઉદાર મનુષ્યોની સંપત્તિ પરોપકારમાજ કામે લાગે છે જે ધનવગેરે સંપત્તિ નીતિથી આવેલી

હોય તેનો ઉપયોગ પરોપકાર વગેરે સત્કાર્યમાંજ થાય છે અને જે ધનવગેરે સંપત્તિ, અનીતિથી આવી હોય છે તે ચોરાઇ જાય છે, અગ્નિથી ભસ્મ થઇ જાય છે, રાજદંડથી ચાલી જાય છે, જલમાં ડુબી જાય છે કે કોઇ મહારોગને બાને લુંટાઇ જાય છે. એટલામાટે મનુષ્યે પોતાની શક્તિના પ્રમાણમાં પરોપકાર કરવાનો છે. કોઇપણ કાર્ય પરમેશ્વરની કૃપાવગર થતુ નથી. એટલામાટે પરોપકાર પણ પરમેશ્વરપાસે પ્રાર્થનીય છે એ પ્રમાણે અનાયાસમરણ, અદૈન્યવર્તન, પરમેશ્વરની ભક્તિ અને પરોપકાર એ ચાર પદાર્થો પરમેશ્વરપાસે પ્રાર્થના કરવાના છે. પણ માત્ર પ્રાર્થનાથીજ મળી જાય તેમ નથી. કારણ કે તેમ થતું હોય તો એ ચારે પદાર્થો મળી જવાથી સઘળું જગત્ કૃતાર્થ થઇ ગયું હોત, પણ તેમ કૃતાર્થ થએલું નથી તેથી ઉપર કહ્યા પ્રમાણે તે પદાર્થોની પ્રાર્થના કરવાની યોગ્યતા મેળવીને પરમેશ્વરપાસે માગણી કરવી જોઇએ. જેઓ પ્રાર્થનાનો અધિકાર મેળવીને પરમેશ્વરપાસે ઉક્ત ચારે પદાર્થોની પ્રાર્થના કરશે તેઓ અવશ્ય પરમેશ્વરપાસેથી તે પદાર્થોને મેળવી મનુષ્યજન્મનું સાફલ્ય કરી અનન્ત કલ્યાણનું પાત્ર થશે

# કૈં દૂર રહેતાં શીખજે!



### હરિગીત.

કેવી મીઠી રસ ઉર્મિઓ, વ્હેની! તમારા દિલની,
કેવી મનોરમ ભાવના, વ્હેની! તમારા જીવનની,
સૌન્દર્યમાં ને શીલમાં, ઉન્નત પરમરસ ધર્મમાં,
તત્પર સદા શ્રદ્ધાવડે, સત્સ્નેહમાં-સત્કર્મમાં. ૧
સત્કારતાં હું સ્નેહીને, ગૃહધર્મ કોદી ના ચૂકી,
તુજ સ્વાર્થની-પ્રતિકારની, પર્વા નહિ લેશે કરી,
એ સર્વ છે સદ્ભાગ્ય છે, અનુકૂળ સમય પરિવાર છે,
કિન્તુ હજુ પ્રિય વ્હેન! તુ વ્યવહારમાં કુમળી છે. ૨
તું રક્ષજે! તું પોષજે! મોંઘા જીવન સૌન્દર્યને,
લીલી જીવનવાડી હવે, વ્હેની! નિરંતર રાખજે,
વ્હાલાં ઉરોને સર્વદા, અંતરથકી અભિનંદજે!
ક્ષણિક દુનિયાદારીથી, કૈં દૂર રહેતાં શીખજે! ૩

નલિનીકાન્ત.

# ચિત્તવૃત્તિવિજ્ઞાન શાસ્ત્ર.

અનુવાદક—શ્રીયુત "અભ્યાસી."



## પ્રકરણ પાંચમું.

### મુખ્ય મુખ્ય ચિત્તવૃત્તિઓના અંતર્વિભાગો.

[અનુસંધાન પૃષ્ઠ ૧૯૬ થી.]

આ સાવ સાદી અને સરલ ચિત્તવૃત્તિઓમાંથી વિષમ પ્રકારની એટલે કે ઝટ સમજાઇ ન શકે ત્હેવી ચિત્તવૃત્તિઓનો વિકાસ શીરીતે થાય છે તે ખાસ કરી એ ચિત્તવૃત્તિઓના વાસનાસ્વરૂપને ઉદ્દેશી, સમજવા આપણે હવે પ્રયત્ન કરીશું.

#### પ્રીતિ કે રાગ શબ્દનો અર્થ અને તેના પેટાવિભાગો.

બે જીવના સરખાપણામાં જે આકર્ષણ અનુભવાય છે તે, આકર્ષનાર જીવસાથે સમાન વિનિમય-સરખી આપલે સહિત જોડાવાની, એક વાસના છે. વિનિમય-આપલે, એટલામાટે કે બે જીવોવચ્ચેની પ્રીતિ [કે-અપ્રીતિ પણ] તે બે જીવો જૂદા જૂદા દેહધારીઓ હોવાથી જ્યાસુધી તે દેહોનો નાશ થઇ ઐક્ય ન થાય ત્યાંહાસુધી અન્ય સાધનદ્વારા અનુભવાનીજ નથી. સમાન વિનિમય, સરખી આપલે, એટલામાટે કે બન્ને એકજ અંગની બે પાંખ છે, એકજ સંબન્ધના બે પક્ષો છે; બન્ને સમાન હોવાથી, એક બીજાને એકદર કાંઇ આપી દેવાનું કિંવા એકને બીજાપાસેથી અમુક પદાર્થ આદિ મળે તો પોતાનો ખોટ પૂરી પડી, તેવી ઉણપસ્થિતિવાળા થવાનું પણ નથી તે બે વચ્ચે તો માત્ર વિનિમયનોજ અવકાશ છે અને જેટલી ચીજો કે પદાર્થોવગેરેની વધારે આપલે થાય તેમજ જેટલી વધારે ત્વરાથી તેની પુનરૂક્તિ થયા કરે તેટલી બધીવાતે એકબીજાને તૃપ્તિ અને સંતોષ થાય, અને તેટલો પ્રેમમાં વધારો પણ થાય. અને તે ક્રિયા જેમ જેમ વધતી ચાલે તેમ તેમ નિત્ય પૂર્ણતાની પાસે એટલે ઇશ્વરી એકતાસમીપ જવાય છે. અલબત્ત સર્વાંશે સંપૂર્ણતાનો અવકાશજ નથી, કેમકે તેનો અર્થ તો સાવ એકતા, કેવળ અદ્વૈતજ થાય અને ત્યાં તો પ્રીતિભાવનો પણ પછી અવકાશજ રહેતો નથી. છેક યુવાવસ્થામાં ખાસ કરી, જે પ્રેમગ્રન્થિ સ્ત્રીપુરૂષ-નરનારી

વચ્ચે, અતિશય ગાઢ બની જાય છે, તેનુ કારણુ તપાસીશું તો પ્રેમસ્વરૂપમાંજ એનું ગુપ્ત રહસ્ય રહ્યું છે કે જે સમજાઇ શકાય તેવું કે તૃપ્ત થાય તેવું દેખાતું નથી; એટલુંજ નહિ પણ જેમ જેમ પ્રેમ કે પ્રીતિમાં ઉંડા ઉતરતા જઇએ છઇએ તેમ તેમ તે અંદરને અંદર દૂર જતું–પાછું ખસતું, લાગે છે.

જેટલે અંશે તેમજ જે પદાર્થો સંબંધી આપણે થાય છે તેના ઉપર ચિત્તવૃત્તિના આ મુખ્ય વિભાગના બીજા નાહાના પેટા વિભાગોનો આધાર છે.

## સભ્યતા, મિત્રાચારી, આપોઆપ પ્રેમ ઇત્યાદિ.

માંહોમાંહેના વ્યાવહારિક સંબંધમાં સામાન્ય ઓળખાણુ હોય તે સમયે એ સંબંધ જળવાઇ રહે તેટલા સારૂ એકબીજાને મળવાની ઇચ્છારૂપી માનસિક જે સ્થિતિ બની રહે છે તેનું નામ "સભ્યતા" છે. આ સમયે પરસ્પરસ સભ્યતા બતાવતી વ્યક્તિ, એકબીજાપ્રતિ ઉપકાર થાય તેવાં કૃત્યો કરવાથી દૂર રહે છે; કેમકે તેમ થવાથી રખે એક વરિષ્ટ-મ્હોટો અને બીજો કનિષ્ટ–ન્હાનો દેખાય તેવો પ્રસંગ ન આવવા દેવા અને બન્નેમાં સરખાપણું વધે રહેવા પ્રસંગો વધારવા બન્ને પ્રયત્નશીલ હોય છે. સામસામા મળે ત્યારે એકબીજાને માર્ગ આપવો. સલામ કે અન્યોઅન્ય નમસ્કાર માત્ર કરવાની પદ્ધતિ આ સ્થિતિની બાહ્ય નિશાની છે. આથી વધારે નિકટ અને ઉંડો સંબંધ માંહોમાંહે બતાવનારી ચિત્તવૃત્તિનુ નામ મિત્રાચારી છે.

સંસ્કૃત ભાષામાં મિત્રાચારીના ચિન્હો દર્શાવનારી એક નાની શી કવિતા છે. જો કે તે બહુ રસિક નથી પરન્તુ મિત્રાચારીમાં ખઈ ઉંડું મૂળ કે રહસ્ય શું હોવું જોઇએ તે ઠીક રીતે કહે છે અને આપણા વર્ગીકરણને આ સ્થાને અનુકૂળ હોવાથી તેને ટાંકું છું:

भुंक्ते भोजयते चैव गुह्यं वक्ति शृणोति च।
ददाति प्रतिगृह्णाति षड्विधं मित्रलक्षणम्॥

આનો અર્થ એ છે કે મિત્રમાં આ ૭ લક્ષણો હોય તો મિત્રાચારી કહેવાય છે. અરસપરસ ખાય ખવરાવે, ગુપ્તવાતો કહે અને સાંભળે, ઇનામ બક્ષિસ માંહોમાંહે આપે અને લે. હાથોહાથ મેળવી મળવું કે આલિંગન કરવું; તે આ મિત્રાચારીની બાહ્યચેષ્ટા કે લક્ષણ છે વિકાસ ક્રમની હાલની સ્થિતિએ એક મનુષ્ય બીજા મનુષ્યપરત્વે બહુજ ઉંચા પ્રકારની ભાવનાથી એકતા–સમાનતા કરવા પ્રયત્નશીલ થઇ શકે અને તે પ્રાપ્ત કરી શકાય તે મનુષ્યકોટીમાં ખાસ કરી પુરૂષ–સ્ત્રી વ્યક્તિ વચ્ચે સધાવી શકાય તે એકજ સાધનથી બને તેવુ છે અને તેનું નામ પ્રેમ કે પ્રીતિ આપોઆપ છે. બાહ્યચેષ્ટામાં અન્યોન્ય નિત્ય સહવાસ, દામ્પત્ય જીવન અને હસ્તાલિંગન વ્યાપી રહે છે.

## આદરમાન, ઉચ્ચગણુના, પૂજ્યભાવના ઇત્યાદિ.

પોતાથી થોડા મ્હોટા કે વરિષ્ટ તરફ થતા આકર્ષણનું નામ "આદરમાન" કે "સન્માન" કહેવાય છે. એક કે વધારે ગુણો જેનામાં હોય તેને લઇ તેટલાં સન્માનને તે પાત્ર થાય છે પરન્તુ જો બીજા અમુક ગુણો-વગેરેને લઇને તે ન્હાની કે કનિષ્ટકોટિમાં

જતો હોય તો તેને માટે "ઉચ્ચગણના" માત્ર લેખાય છે એકબીજાપ્રતિ પ્રણામ કે સહજ નમન એ આ કોટિના માણસોની બહારની નિશાની દાખવે છે.

જ્યાં વરિષ્ટ કે મહોટપ બહુ વધારે હોય ત્યાં તે વ્યક્તિપ્રતિ ધરાવાતી ચિત્તવૃત્તિનું નામ પૂજ્ય ભાવના છે અને તેને લઇ તે વ્યક્તિનો આશીર્વાદ લેવાસારૂ તેને પગે પડવાની ક્રિયા તે સમયનું બાહ્ય સ્વરૂપ છે

જ્યારે પૂજ્યભાવના સંપૂર્ણ થઇ જાય છે, દ્દષ્ટાન્તતરિકે સરજનહાર ઇશ્વરપ્રતિ જે ભાવ આપણામા પૂરેપૂરો વ્યાપે છે ત્યારે તેની પૂજા કરવા આકર્ષાઇએ છીએ અને તે ઇશ્વરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ છીએ તે બહારનું ચિન્હ છે.

ઉપરનાં ત્રણે દ્દષ્ટાન્તોમાં જે અરસપરસ જોડાવાની, સહવાસ કે સંપર્કમાં આવવાની વાસના સમાએલી છે તે છેવટે સમાન થવાનું ... કરવાની સ્થિતિમાં હોય છે, કેમકે કહી ગયા તેમ શરીરો કે ઉપાધિઓનો નાશ થયાવિના પૂર્ણ ઐક્ય તો થવાનુંજ નથી, આ સ્થિતિમાં વડીલ કે મહોટા પાસેથી ન્હાનાએ કાંઇક મેળવવું-કંઇક સંપાદન કરવું એ મર્મ છે, અને ઉંચાહાથ કરી જાણે માગતા હોઇએ, તે તેની બહુ સત્તા છે જો કે એ સત્તા ખરેખરી રીતે દેખાવમા તો માત્ર પૂજા કરવાના દ્દષ્ટાન્તમા જણાઇ આવે ત્હેવી રીતે લાગુ પડી શકે છે પરન્તુ બીજા દ્દષ્ટાન્તોમા ગુપ્તપણે તે રહેલ છે અને પુન લક્ષ ખેંચવાની જરૂર પડે છે કે પ્રત્યેક વ્યક્તિ જીવનના સ્વરૂપ, કે અંશ, કે તત્વનું અસ્તિત્વ, સ્હામા સાપેક્ષીય અંગોની સ્થૂળ આકૃતિવિના સમજાતું નથી પછી ભલેને તે આકૃતિ આ ભૂલોકના પૃથ્વી તત્વની કે સાતમા સત્યલોકના સ્વર્ગીય તત્વની રચાએલ હોય; પરન્તુ તે આકૃતિ હોવાની આવશ્યકતા છે તે પ્રમાણે ચિત્તવૃત્તિના વિષયમા પણ જે કોઇ એક જીવની ચિત્તવૃત્તિનો આકર્ષક બનતો હોય, તેણે પોતે કાંઇ રૂપ કે આકૃતિસમ થવાની આવશ્યક્તા છે ખરી, કેમકે સાવ સ્વતંત્ર, સાપેક્ષીય, શિવાયના જીવન કે દ્દષ્ટાન્તનો તો અવકાશજ નથી ચાલુ વ્યાવહારિક માન કે અપમાન પ્રસંગોમા, એટને કે એકને બીજા ઉપર બેસાડવો, અથવા તેની વિશેષ માનવાળી બેઠક-પદવીએ વ્યવસ્થા રાખવી, ભીંત કે દીવાલ સરસી બેઠક ગોઠવવી જમણી બાજુએથી આવવાનું કરવું, માથું કે પગ વગેરે ખુલા કરી નાખવાં, સલામ કે પ્રણામ કરવા, કે અદબ કરી નમન કરવું વગેરે સંયોગોને બારિકીથી જોઇશું તો જો કે હાલ તેમાં કાંઇ દર્શનિક સ્થૂલ લાભાલાભ એકબીજા ભલેને મેળવતા ન હોય, પરન્તુ મૂળ બંધારણ સમયે પ્રાચીન કાળમા ત્હેવી આપને થતી હોવીજ જોઇએ એ સૂચન કરવા સાથે અત્યારે પણ તે પ્રકારની અરસપરસ સ્થિતિમા તે મર્મ ગૂઢ રીતે તો રહ્યો છેજ

## પૂજામાં વ્યાપી રહેલી સમાન-સરખા થવાની ક્રિયા-શક્તિ.

પૂજનક્રિયાથી વિવિધ સ્થિતિઓ, સિદ્ધિઓ, પૂજન કરનારને ક્રમે ક્રમે પ્રાપ્ત થાયછે તેમ પૂજ્ય અને પૂજકવચ્ચેની પ્રેમભાવનાની સ

માન કરવાની અસાધારણ શક્તિ સમાયેલી છે પ્રારંભમાં તો પોતાનો પૂજ્ય આદર્શ અતિશય વરિષ્ટતા ધરાવનાર છે, તેટલુંજ ભાન તેને બહુ અંશે હોય છે; અને પોતાની વચ્ચેનો એ અંતર દૂર કરવા અને તે પૂજ્યસાથે જોડાવાની અભિલાષા, તેની ઇચ્છાનેજ સ્વાધીન થઇ, તેનું સંરક્ષણ પ્રપત્તિ યાચવામાંજ વ્યાપેલ હોયછે. "હે પ્રભો! તારી ઇચ્છાપ્રમાણેજ હરકોઇ બાબત નિર્મિત થતી ઘટેછે, મારી ઇચ્છાપ્રમાણે નહિ." પોતાની ઇચ્છાશક્તિને બદલે બીજાની-તે પૂજ્યની ઇચ્છાશક્તિ પોતામાં વસેછે, એ ક્રિયાથી અમુક સમયપછી તે પૂજારીમાં તેની મૂર્તિ સાકાર થાયછે; તેનો સ્વભાવ એ પૂજ્યઆદર્શના સ્વભાવજેવો બનતો જાયછે અને છેવટ એ સ્થિતિ આવેછે કે તે વખતે એ જૂદી જૂદી ઇચ્છાશક્તિનું એટલે કે એક આજ્ઞાકારક અને બીજી આજ્ઞાધારક, એ પ્રમાણેનું તેને ભાન ન રહેતાં, એકજ ઇચ્છાશક્તિ અંતમાં છે, એમ તેને સાક્ષાત્કાર થાયછે અને તે કાળે એ ચિત્તવૃત્તિનો ઉદ્ગાર એમ થાયછે કે "હે પ્રભો! ત્હારી અને મ્હારી ઇચ્છા એકજ છે." આ સ્થિતિએ પૂજારી (ભક્ત, સેવક, દાસની સ્થિતિ) જ્યારે પહોંચે છે ત્યારે પ્રેમનાં સંપૂર્ણ સ્વરૂપનું તેને ભાન થાયછે અને તે સારૂપ્યના અનુભવકાળે પૂજાને બદલે આનંદ આનંદ તેનામાં વ્યાપી રહેછે, આનું નામ પ્રેમલક્ષણાભક્તિ છે.

**આત્માર્પણ-સ્વાર્પણનો ખરો અર્થ.**

આ સ્થળે એક પ્રશ્નનો અવકાશ છે કે પૂજા શબ્દમાંજ, એ ક્રિયા કરનાર-પૂજા કરનારની ન્હાનપ-કનિષ્ટતા સમાએલી છે. તેમાં તેની ઓછપ, ખામી, હાજત, જે કાંઇ હોય તે પૂરી પાડવાની પ્રાર્થના કરવાની સ્થિતિ, કાંઇક માગવાની અને તે મેળવવાની સ્થિતિ રહેલી છે. તો પછી એમ કહેવું કે પૂજ્યના આદર્શને પોતાનું [પૂજન કરનારનું] સઘળું સ્વાર્પણ કરી દેવું, અર્થાત્ તે આદર્શપાસેથી મેળવવાને બદલે જાણે તેને કંઇક આપી દેવું, એ વિરોધજેવું લાગતું નથી? તો તેનો સામાન્ય ઉત્તર એ છે કે પૂજાભાવમાં એક સહજ આવેશ તે પૂજા કરનારમાં અનાયાસે ઉત્પન્ન થાય છે અને તે, તે ભાવ જેવોજ નહિ પણ તેનો સહચાર બની રહે છે; વળી પોતાના પૂજ્ય આદર્શમાં કાંઇ ઉણપ કે ઓછપ છે તે પૂરીપાડવા સારુ કાંઇક પોતે આપી શકવાની સ્થિતિમાં છે કે પોતે આપે છે તેવો સ્વપ્ને પણ ખ્યાલ તેને હોતો નથી. તેની તો માત્ર એકજ દૃષ્ટિ છે કે એ પૂજ્ય આદર્શને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી જે કાંઇ પોતામાં કે પોતાપાસે છે તે સર્વ તેને અર્પણ કરી દેવું અને તે પણ એટલામાટે કે તેની મ્હોટપ આવડી મ્હોટી મ્હોટપ અને પોતાવચ્ચે વિઘ્નરૂપે તે પદાર્થો વગેરે ન થાય, તેમજ પછી તેમાં જે કાંઇ કૃપાઅંશ હોય તે પોતામા સારીરીતે આવી શકે અને તેના પરિણામે એના જેવો સ્વભાવ, આચાર, વિચાર, વગેરે સર્વ પોતાનું થઇ બન્ને લગભગ એક થાય એટલે કે સારૂપ્ય થવા શક્તિમાન્ થાય, આ પ્રકારના વિચારો કે ઉર્મિઓ, માત્ર તે પૂજારીના, તે ભક્તના, હૃદય અને મગજમાં રમણ કરતા હોય છે.

અપૂર્ણ.

# વૈરાગ્યપંચકની ગુજરાતી વ્યાખ્યા.

લેખક—શ્રીયુત સર્વતંત્રસ્વતંત્ર વૈદ્યરાજ પંડિત શિવશંકરશર્મા
દ્વિવેદી અધિકારી—જામનગર

(૩)

ઉદરના પોષણમાટે તેમજ સંસારનો વ્યવહાર સિદ્ધ કરવામાટે, શિષ્ટસજ્જનપુરૂષોનીપાસે જઇને કોઇપણ સાધારણ વસ્તુમાટે યાચના કરવા શામાટે ન જવું ? અગર તેમ જો શ્રીમદાન્ધપુરૂષોપાસે જઇ કોઇપણ વસ્તુની યાચના કરવામાં ન આવે તો જગત્માં દરેક પ્રકારના વ્યવહારનો લોપ થઇ જાય; આમ જ્યારે ચાલતો વ્યવહાર બન્ધ થઇ જાય, ત્યારે લોકમાં હાસ્ય સિવાય બીજું કંઇ થતું નથી. તે માટે કોઇએક વિદ્વાને—

वयोवृद्धास्तपोवृद्धा ज्ञानवृद्धास्तथापरे।
ते सर्वे धनवृद्धस्य द्वारि तिष्ठन्ति किङ्कराः ॥

લખ્યું છે જે, જે પુરૂષો વયોવૃદ્ધ હોય એટલે ઉમ્મરમાં મ્હોટા હોય, જે તપશ્ચર્યા કરીને મોટા તપસ્વી પદને પામ્યા હોય, જેઓ જ્ઞાન મેળવી જ્ઞાની થયા હોય, તેઓ અને અન્ય સર્વ મનુષ્યો પણ ધનવાળા મનુષ્યના બારણામાં નોકર ચાકરની માફક ઉભા રહે છે. આ નીતિવાક્ય મુજબ ચોકકસરીતે ધનવાળા પુરૂષો પાસેથી પોતાને જોઇતી વસ્તુની યાચના કરવાને આવશ્યકતા રહેછે. તેમજ વિદ્વજ્જનોનું માનવું પણ છે જે, યોગ્ય શિષ્ટજનપાસે યાચના કરવામાં આવે અને કદાચ તે યાચના નિષ્ફળ નીવડે તો પણ ઠીક છે. તેમ ધનવાળા મદાન્ધ પુરૂષોપાસે યાચના કરવામાં આવે અને કદાપિ કરેલી યાચના સફળ થાય તો પણ તે બીલકુલ ઠીક નથી માટે સજ્જનોપાસે યાચના કરવાવિષે કોઇજાતનો બાધ આવવો ન જોઇએ,

આવી રીતે થયેલી શંકાના સમાધાનમાટે શ્રીવેદાન્તાચાર્ય "કોઇપણ સજ્જન અગર દુર્જનપાસે યાચના ન કરવી" તે વિષય દૃઢ કરવામાટે નીચે લખેલા શ્લોકથી પ્રતિપાદન કરે છે—

कायाय नीचकृपणीयवाचा
मोचाफलस्वादुमुखा न याचे।
दयाम्बुचेले धनदाम्बुचेले
शिवेतिऽम्बुचेले धृतमाम्बुचेले॥ १

અમો વૈરાગ્યવાન્ પુરૂષો નીચ શ્રીમદાન્ધ પુરૂષો પાસે જઇને, કાયના ટુકડા જેવી હલકી વસ્તુની પ્રાપ્તિમાટે યાચના કરવા કોઇદિવસે પણ જવા માગતા નથી. તેમ અમો તે શ્રીમદાન્ધ અગર શિષ્ટપુરૂષ આગળ તેમને સારાં લાગે તેવાં, કેળનાં ફળ [કેળાં] જેવાં મધુરભાષણો પણ કરવા ખુશી નથી અમારે તો સર્વજગન્નિયન્તા શ્રીકૃષ્ણભગવાન્ બિરાજે છે. તેથી તે ભગવાન્ સિવાય અન્ય વસ્તુની કોઇ દિવસ કોઇપાસે યાચના કરવી

નથી. કારણ કે અમારાપ્રભુ દયાના સમુદ્રરૂપ છે. ભગવાનની કૃપાથી અમારે કોઇની પાસે યાચના કરવાની જરૂર નથી, જે પ્રભુની કૃપાદૃષ્ટિથી એક સુદામા નામનો અતિ દરિદ્ર અને નિર્ધન બ્રાહ્મણ હતો, તેમની આજન્મથી જે જે વિપત્તિઓ હતી. તે તુર્તજ નાશ પામી અને ઇન્દ્રાદિદેવતાઓને પણ અત્યન્ત દુર્લભ એવી સંપત્તિઓ મળી હતી. તે સઘળું શ્રીકૃષ્ણભગવાનની કૃપા વિના પ્રાપ્ત થવું બિલકુલ મુશ્કેલીભરેલું છે. આવા સુન્દર વસ્ત્રને ધારણ કરનાર અને લક્ષ્મીજીના સ્તનરૂપી સમયપુષ્પીને ધારણ કરનારા, કૃપાળુ શ્રીકૃષ્ણભગવાન વિરાજમાન હોવાથી સજ્જન યા દુર્જન મનુષ્યોપાસે યાચના કરવી નથી અને તેઓને મધુરવચનોથી સારૂં લગાડવાનો પ્રયત્ન પણ કરવો નથી. કેવળ સાધારણ વસ્તુમાટે પક્ષપાત કરી સાચાં ખોટાં વખાણ કરવાનું કામ જિહ્વાનું નથી. જો કે અનેક પ્રકારના સ્વાદ જાણવા સારી નઠારી વસ્તુનું યથાર્થ વર્ણન કરવું, વિગેરે વિષય પ્રતિપાદન કરવામાટે જિહ્વાનું પ્રયોજન છે. પરન્તુ ખરીરીતે જિહ્વાનું કાર્ય, ભગવાનના ગુણગાન કરવાનુંજ છે. જો કે ભગવાનના અલૌકિક ગુણોનું ગાન કરવું તે થોડા સામર્થ્યથી થઇ શકે તેમ નથી તો પણ જિહ્વાએ ઘણા લાંબા વખતના ભાગવતકીર્તનાદિના અનુભવનું સામર્થ્ય રાખી, નિરંતર ભગવાનના ગુણાનુવાદ કરવાવિષેજ પ્રયત્નશીલ થવું જોઇએ અને તેટલામાટેજ જિહ્વાની નિર્માણતા શાસ્ત્રોમાં પણ બતાવેલી છે. જેમકે અમારા હાથ તે ભગવાનની સેવા કરવામાં જોડાય, અમારા પગથી ભગવાનના મન્દિરે નિરન્તર જવાય, અમારા કર્ણો તે જગન્નિયન્તાપ્રભુના ગુણાનુવાદ સાંભળે, અમારી જિહ્વાથી અમો પ્રભુના ગુણાનુવાદ કરીયે; વિગેરે બહુજ વિસ્તારપૂર્વક પુરાણોમાં પણ પ્રતિપાદન કર્યું છે. આથી ખરેખર સાબીત થાય છે જે, કોઇપણ પાસે તુચ્છયાચના કર્યાસિવાય કેવળ શ્રીકૃષ્ણભગવાનની સેવાવિષેજ નિરન્તર પરાયણ થવું, એજ સંસારની જાળમાંથી મુક્ત થવાને ઇચ્છનારા, વૈરાગ્યવાન્ પુરૂષોનું મુખ્ય કર્તવ્ય છે.

અત્રે શંકા થવાનો અવકાશ પ્રતીત થાય છે જે, વૈરાગ્યવાન્ પુરૂષે કોઇની યાચના ન કરવી, પરન્તુ જે ભગવાનની સેવા કરવી, જે ભગવાનને આધીન થઇને રહેવું તે શ્રીકૃષ્ણભગવાન તો ગોલોકમાં વિરાજે છે. કે જ્યાં ગોલોકમાં બ્રહ્મા, રૂદ્ર, ઇન્દ્ર, મરૂદ્ગણ, એમ કોઇપણ દેવતાઓ જવાને તદ્દન અશક્ત છે. જો બ્રહ્માદિ દેવતાઓ ગોલોકમાં શ્રીકૃષ્ણભગવાનની સેવા કરવામાટે અશક્ત છે તો સાધારણ વૈરાગ્યવાળા ભક્તોની તો શી ગતિ થાય? અગર તે ભક્તો ભગવાનની સેવા શીરીતે કરી શકે? અર્થાત્ ભગવાનની સેવા કરવામાટે ગોલોકમાં જઇ શકાય નહિ તે બાબત સારીરીતે વિચારવાજેવી લાગે છે.

હવે ઉપર્યુક્ત શંકાના સમાધાનમાટે શાસ્ત્રોમાં સ્પષ્ટજ છે કે, કૃપાળુ શ્રીકૃષ્ણભગવાન પોતાના ભક્તને અધીન છે. તે માટે શ્લોકમાં પણ વેદાન્તાચાર્યે, दयाकुचेले એ પદનો નિર્દેશ કર્યો છે કે ભગવાન દયાના સાગર છે એટલે કે દયાળુ હોવાથી બ્રહ્માદિદેવોને પણ અપ્રાપ્ય એવી સિદ્ધિઓ પોતાના ભ-

કતોને આપે છે. ગીતામાં પણ ભગવાને "यो मे भक्तः स मे प्रियः" જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. ઇત્યાદિ મહાવાક્યોથી, સંશયવગર સિદ્ધ થાય છે, વળી જે ભગવાન્ પોતે ભક્તાધીન થતા અતિ દુર્લભ વસ્તુ પણ સહેજપણે આપે છે તેમજ શ્રીમદ્ ભાગવતમાં પણ—"अहं भक्तपराधीन." એમ કહ્યું છે.

જ્યારે નાભાગના પુત્ર અંબરીષરાજાને ત્યાં દ્વાદશીને દિવસે પારણા કરતીવખતે અકસ્માત્ દુર્વાસામુનિ આવ્યા, રાજાએ તેમનું સ્વાગતકરી, ભોજનમાટે પ્રાર્થનાકરી ત્યારે ઋષિ દુર્વાસા પોતાનું આહ્નિકકર્મ કર્યાપછી ભોજન કરવા આવશે એમ ખબર પડતાં, તેમ દ્વાદશી તિથિ અમુક વખત હોવાથી પછી પારણું ન થાય, એવી રીતે વિચારવમળમાં પડવાથી છેવટે વિષ્ણુભગવાનનું ચરણામૃત લઇ પારણું કરી લેવું આમ ધારી રાજાએ તે મુજબ ચરણામૃત લીધું અને તુર્તજ દુર્વાસાઋષિને ખબર પડતાં ઋષિએ રાજાનો નાશ કરવા કૃત્યાને મોકલી. તે વખતે ભગવાને પોતાના ભક્ત અંબરીષનું આવું સંકટ જોઇ પોતાનું ચક્ર રાજાના રક્ષણમાટે મોકલ્યું અને મૂકેલું ચક્ર ઋષિને બાળી નાખવા તત્પર થયું. તે વખતે ભયપામેલા ઋષિએ છેવટે શ્રીવિષ્ણુભગવાનપાસે જઇ પ્રાર્થના કરી ત્યારે ભગવાને अहं भक्तपराधीनः એ વાક્યથી કહ્યું જે હે ઋષિ "હું તો મારા ભક્તને આધીન છું" માટે તમે મારા ભક્ત અંબરીષપાસે જશો અને તે રાજા ચક્રને શાન્ત કરશે ત્યારે તમારૂં દુઃખ નિવૃત્ત થશે. ઋષિ તેમ કરવાથી પડેલા સંકટથી મુક્ત થયા હતા. આથી ભગવાન્ ભક્તાધીન હોવાથી પોતાના ભક્તોને કોઇ વખતે દુઃખ પડવા દેતા નથી બલ્કે અવશ્ય સિદ્ધિઓ આપે છે માટે તુચ્છ શ્રીમદાન્ધ અગર સજ્જનોપાસેથી કોઇપણ જાતની ખોટી સિદ્ધિ મેળવવાની આશા ન કરતાં કેવળ ઇશ્વરપાસે પ્રાર્થના કરવી સર્વથા ઉચિત છે. તેમ ઈશ્વર હોય તેજ સિદ્ધિ આપી શકે. વળી શ્લોકમાં अमुचले એ પદ આપવાનો અભિપ્રાય પણ એજ છે કે અપ્રાકૃતઅને ધારણ કરનાર પ્રભુ છે. ભગવાન્ લૌકિકવસ્તુને ધારણ કરતા નથી લૌકિકાદિ સાધનોનો વ્યવહાર સામાન્ય રાજવર્ગમાં હોઇ શકે છે, આથી અલૌકિક સિદ્ધિઓ આપવામાટે પણ પ્રભુ-ઈશ્વરજ સમર્થ હોઇ શકે છે. કારણકે જે વિશેષ્ય અલૌકિક હોય તેનું વિશેષણ પણ શબ્દશક્તિથી અલૈકિક હોયછે તેથી વિશેષના દરેક વિશેષણો પણ અલૌકિક હોવાં જોઇએ. "आनन्दमात्रकरपादमुखोदरादि" એ શ્રુતિ પણ ઉપર્યુક્ત વિષયનું પ્રતિપાદન કરે છે. હાથ પગ વિગેરે વિશેષણ છે તે આનન્દ માત્ર છે, અને તે આનન્દ માત્ર અલૈકિક છે આ પ્રબલ કારણથી અલૈકિકસ્વરૂપવાળા શ્રીકૃષ્ણ ભગવાનજ અલૌકિક સિદ્ધિઓ આપે છે અને તે અર્થને સમંજસ છે. આથી અન્યત્ર લક્ષ્મીયાચના કરવામાટે કેવળ નકારવાદ સિદ્ધ થાય છે. ૩.

ચોક્કસ આ જગતમાં પૂર્વજન્મના પુણ્યપ્રભાવથી જેઓ રાજ્યાસને પ્રાપ્ત થયા છે, તે રાજવર્ગને તો સ્વાભાવિક રીતે ગર્વ, અભિમાન વિગેરે થવું જોઇએ કારણ કે પૂ-

ન્વીમાં કોઇ એવો ચમત્કાર છે કે જેઓ પૃથ્વીના ભાગીદાર અગર પૃથ્વીના સ્વામીતરીકે સંબંધ ધરાવે, એટલે ક્રોધ અભિમાન, ઉધ્ધતાઇ વિગેરે તેમના સહજ ગુણો અવશ્ય આવેજ છે. આગળના વખતમાં પણ જે રાજાઓ થઇ ગયા છે અને હાલ વર્તમાનમાં છે તે સર્વને પૃથ્વીનાજ સબબથી ગર્વાદિક થવાનો વખત આવે છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોઇશું તો મહાભારતજેવું મોટું ભયંકર યુધ્ધ થવાનું કારણ પણ આપણને ઉપસ્થિત થતું હોય તો પૃથ્વીસિવાય બીજું નથી. તેમજ આગળના રાજર્ષિઓ જેવા કે માંધાતા, ઐલ, નલ, રઘુ વિગેરે સમર્થ પુરૂષોને પણ પૃથ્વીના ગર્વાદિક સહજગુણોનો આશ્રય કરવાનો સમય પણ એક દિવસે આવ્યો હતો.

આવી રીતે રાજવર્ગને અધીન સમગ્ર પ્રજા હોવાથી પ્રજાને રાજવર્ગનું શિક્ષણ ગમે તેવા પ્રકારનું હોય તો પણ તેને માનવું જોઇએ. આવા કેટલાક વ્યવહારનું દિગ્દર્શન પ્રતીત થતાં તે બધું જુઠું છે. અને વૈરાગ્યવાન પુરૂષોએ કોઇની ખુશામત ન કરતાં, જગન્નિયન્તા પરમેશ્વરનુંજ સેવન કરવું અને તેમની પાસેજ પ્રાર્થના કરવાવિષે શ્રીવેદાન્તાચાર્ય નીચેના શ્લોકથી પ્રતિપાદન કરેછે.

क्षोणीकोणशतांशपालनकलादुर्वारगर्वानल
क्षुभ्यत्क्षुद्रनरेन्द्रचाटुरचनां धन्या न मन्यामहे ।
देवं सेवितुमेव निश्चिनुमहे योऽसौ दयालुः पुरा
धानामुष्टिमुचे कुचेलमुनये धत्तेस्म वित्तेशताम् ४

પૃથ્વીના કોઇએક ખૂણાનો સોમો ભાગ, અગર હજારમો ભાગ, એટલે કે સમગ્રપૃથ્વીનો બહુજ થોડો ભાગ હોય તેના રક્ષણમાટે સ્વચ્છંદ અને દુષ્ટતા કરનારા, તેમ શાન્ત થઇ શકે નહિ તેવા ગર્વરૂપી અગ્નિના તાપથી બળીબળી ગયેલા, એવા તુચ્છ રાજાઓપાસે, મધુર કર્ણપ્રિય ભાષણ કરવામાટે અમો વૈરાગ્યવાળાઓ કોઇરીતે ઠીક માનતા નથી. અમોએ તો કેવળ અમારા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણભગવાનનીજ સેવા કરવામાટે નિશ્ચય કર્યો છે કે જે દયાળુ શ્રીકૃષ્ણભગવાને સુદામા નામના બ્રાહ્મણને કુબેરના જેવી સમૃદ્ધિ આપી હતી. સુદામાએ કેવળ ત્રણમુઠી ચોખાજ શ્રીકૃષ્ણભગવાનને શ્રદ્ધાથી અર્પણ કર્યા હતા, તથાપિ દયાળુ ભગવાને પોતાના ભક્તની શ્રદ્ધા જોઇ તુર્તજ અપાર સમૃદ્ધિ આપી હતી તેમાં મુખ્ય કારણ શ્રદ્ધાજ છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ [गीता ]

એ ગીતોક્ત મહાવાક્યથી શ્રીકૃષ્ણભગવાને આજ્ઞા કરી છે જે, મારો ભક્ત મને પત્ર, પુષ્પ, ફળ, અગર જલ પણ જો શ્રદ્ધા અને ભક્તિથી અર્પણ કરે છે તો તે ભક્તિયુક્ત અર્પણ કરેલું હું પોતેજ ગ્રહણ કરૂં છું. આવી રીતે ભગવદાજ્ઞા હોવાથી અમારા જેવા વૈરાગ્યવાન્ પુરૂષોએ ક્ષુદ્ર નરેન્દ્રોનીપાસે યાચના કરવાની આવશ્યકતા કોઇરીતે ઠીક નથી.

હવે મૂળ શ્લોકમાં સેવિતુમ્ એટલે સેવા કરવાને, તે સેવિતું પદમાં ષેવૃ સેવને ધાતુ છે અને તેને તુમુન્ પ્રત્યય લગાડી સેવિતું કૃદન્તાન્તરૂપ થયું છે. સેવન તેજ સેવા કહેલી છે અને સેવા તેજ ભક્તિ માની શકાય છે. તેમ તે ભક્તિના પુષ્ટીકરણમાટે ખાસ વેદમાં

રૂપે વર્ણવ્યા છે આવા પ્રકારની શરીરની સ્થિતિ જ્યાંસુધી રહે ત્યાંસુધી પરિચર્યાના પ્રકારથી હમેશા વાસુદેવ ભગવાનનું સેવન કરવુ સર્વોપયોગી છે કારણ કે મોક્ષના દ્વારરૂપી આ મનુષ્યશરીરવિના અન્ય પશુ પક્ષીના શરીરમા જ્ઞાનનો અભાવ છે, તેથી મોક્ષસ્થાન પ્રાપ્ત થવુ મુશ્કેલ છે. તેવી રીતે શરીરને મુનિશ્વર વ્યાસજીએ પણ સંસારનું તારક કહેલ છે

नृदेहमाद्य सुलभ सुदुर्लभ
प्लव सुकल्प गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरित
पुमान्भवाब्धि न तरेत्स आत्महा ॥

આ મનુષ્યદેહ છે તે સારીરીતે દુર્લભ છે અને શરીર વહાણરૂપે ગણેલુ છે તેમ શરીરરૂપી વહાણમા સદ્‌ગુરુરૂપી સુકાની [વહાણ ચલાવનાર ]ની જરૂર છે વળી ભગવાનરૂપી અનુકૂળ વાયુની પ્રેરણાથી શરીરરૂપી વહાણ સંસારરૂપી સમુદ્રમા ચાલે છે આવા ઉપયુક્ત શરીરરૂપી વહાણમા બેસીને જે મનુષ્ય સંસારરૂપી સમુદ્રને તરવાનો પ્રયત્ન કરતો નથી તે કેવળ આત્મહત્યારો માણસ મનેલો છે આવુ દુર્લભ મનુષ્યશરીર પ્રાપ્ત થયાપછી સારા ગુરુની સેવા કરવાની જરૂર છે અને પછી ભગવાનની કૃપાદૃષ્ટિ થાય ત્યારે સંસારરૂપી સમુદ્ર તરવો અશક્ય નથી જો કે આ શરીર પૂર્વના પુણ્યપ્રભાવથી પ્રાપ્ત થાય છે, પરંતુ મૂર્ખજનો આવા દુર્લભ શરીરનો સદુપયોગ ન લેતા, વિષયાદિ સેવનથીજ શરીરનો ત્યાગ કરે છે જેવી રીતે કોઇએ સોનાની થાળી દેવપુજા કરવામાટે અગર, ભોજન કરવામાટે આપી હોય, તેમા અજ્ઞાની મનુષ્યો ઘરની સંજવાળીનો કચરો નાખે છે, કોઇ અજર અમર થવામાટે અમૃત પીવા આપે તો, મૂર્ખજનો તે અમૃતથી પગ ધોવાનુ કામ કરે છે, વળી કોઇ હાથી બેસવામાટે આપે તો મૂર્ખજનો તે હાથી ઉપર જંગલોમાથી અને પર્વતોમાથી કાષ્ઠ ઉપાડવાનુ કાર્ય કરે છે તેવીજ રીતે દૈવકૃપાથી કોઇ દિવસે ચિન્તામણિ પ્રાપ્ત થયો હોય કે જે મણિથી માણસોનાં અભિલષિત કાર્યોની સિદ્ધિ થાય છે તેવા ચિન્તામણિને કાગડાઓને ઉડાડવા માટે ફેંકી દીએ છે આવી રીતે ઉપર્યુક્ત અતિ દુર્લભ વસ્તુઓ પ્રાપ્ત થતા તેનો સદુપયોગ ન કરતા, મૂઢ અને મૂર્ખાઓ દુરુપયોગ કરે છે આ ઉપરથી વિદ્વાન્ અને સત્પુરુષોએ તો, દુર્લભ મનુષ્યદેહ પ્રાપ્ત કરી, પરબ્રહ્મ શ્રીકૃષ્ણભગવાનની સેવા કરવી જોઇએ તે માટે કોઇ એક નીતિપુરુષે મહાવાક્ય કહ્યુ છે કે—

धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम्॥

ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર વસ્તુમાથી એકપણ વસ્તુ જો પ્રાપ્ત થયેલી ન હોય તો મનુષ્યનું જન્મ, બકરીના ગળે રહેલા દુધવિનાના સ્તનની માફક, વ્યર્થ ગણાય છે તેથી વિજળીની માફક ચપળ, આજીવિત-જ્યા સુધી રહી શકે ત્યા સુધી એટલે મરણપર્યંત દેવના દેવ કૃષ્ણભગવાનનું સેવન કરવુ કે જે સેવનથી સંસારની નિવૃત્તિ થતા જન્મ મરણના સંકટો મટી જાય છે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ જે આ સંસાર આપણનેજ ભ્રમ અને મોહ કરાવનારો છે એટલુંજ નહિ પરંતુ મોટા રાજર્ષિઓ દેવર્ષિઓ અને મહર્ષિઓને પણ મુગ્ધ બનાવી ભ્રમયુક્ત પતિત કરી નાખે છે તો આવા દુર્જય સંસારની નિવૃત્તિ માટે આ વૈરાગ્યચક્રમા બતાવેલા ભગવદ્ ભજનાદિ સાધનોને મેળવી જગન્નિયન્તા પરબ્રહ્મ શ્રીકૃષ્ણભગવાનનુ સદા સેવન કરવુ સર્વને અગત્યનું છે ય

## એક સખાવતી પવિત્ર આત્મા,

### માતુશ્રી મોંઘીબાઈ



| જન્મ | અવસાન |
|---|---|
| ૧૯૨૬ના આસો સુદ ૧૨ ને ગુરૂવાર | ૧૯૭૧ના માહ શુદ ૩ ને શનિવાર |

(આ ફોટો એમના [illegible] સમયનો છે)

# એક પવિત્ર આત્માની નોંધવાલાયક સખાવતો.

ગયા અંકમા મુંબઇના ધર્મમૂર્તિ લોહાણા શેઠ ગોપાલજી વિશ્રામના ધર્મપત્ની વિધવા મોંઘીબાઇના સ્વર્ગવાસની નોંધ અમે લીધી છે તેમા એ બાઇની સદ્વૃત્તિમાટે ટૂંકામાં જણાવેલ છે. હાલમાં એમના હાથથી થયેલાં સખાવતી કામો તથા એમની પાછળ એમની ઇચ્છામુજબ જે જે સખાવતી યોજનાઓ કરવામાં આવી છે તે નીચે મુજબ અમોને જણાવવામાં આવે છે. પૈસો એ એક એવુ હથીઆર છે કે તે વાપરતાં ન આવડે તો જેણે તે હથિયાર પકડયું હોય તેની જીંદગીનેજ મોહોટી હાનિ કરે છે અને જો વાપરતા આવડે તો તેની જીંદગીને બચાવી-શોભાવીને બીજા ઘણાંઓને લાભકારી થાય છે. નીચેની હકીકત વાંચવાથી ધ્યાનમાં આવશે કે એક ધર્મપરાયણ વ્યક્તિ પોતાના સામર્થ્યનો સદુપયોગ કરી આત્મહિત કેવી ઉચ્ચરીતે સાધી શકે છે!

## સ્વ મોંઘીબાઇએ પોતાની હયાતીમાં કરેલી સખાવતો.

૨૫૦૦ શેઠ નારાયણજી ઇંદ્રજી તથા મૂલચંદ મેઘજી લોહાણા બોર્ડીંગ ઇંધી કેળવણીમાટે.

૧૫૦૦ પોતાના સ્વ. પતિના પુણ્યાર્થે.
૧૦૦૦ પોતાના પુણ્યાર્થે

૨૫૦૦.

૧૦૦૦ લેડીનોર્થકોટ હિંદુ ઓર્ફનેજને.

૫૦૦ પોતાના સ્વ. પતિના પુણ્યાર્થે.
૫૦૦ પોતાના પુણ્યાર્થે.

૧૦૦૦.

૨૦૦૦ ચિ. રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજને પોતાના પતિના તથા પોતાનાં નામથી.

૨૦૦૦ શા. અર્જુન ખીમજી કચ્છ દુષ્કાળફંડમાં

૨૫૦ શા. તેજપાળ નરસી કચ્છ મરકી રકૂલફંડમા.

૭૫૦ શા. રામજી ધ્રમજી લોહાણા સહાયકારી ફંડમાં.

૭૫૦ શા તેજપાળ નરસી હુન્નર ઉદ્યોગ ફંડમાં

૯૫૦ પોતાના સ્વ. પતિ તથા પોતાના પુણ્યાર્થે ગાયોને છોડાવવાના કાર્યમાં.

૧૦૨૦૦.

"હાથે તે સાથે" એ સિદ્ધાંતપ્રમાણે એમણે પોતાના હાથથી કરેલી સખાવતોઉપરાંત પોતાની પાછળ નીચે પ્રમાણે સખાવતો કરવાનુ તેઓ ફરમાવી ગયાં છે, જેને તેમના કાકાજી સસરા શ્રીમદ્ શેઠ અનુમોદન આપેલ છે તેથી તેની વ્યવસ્થા પણ તુરતમાંજ થશે એમ જણાય છે એ વ્યવસ્થા પોતાના ધર્મપુત્ર વ્યાસ કલ્યાણજી રણછોડજી જેઓ પોતાના સ્વર્ગસ્થ પતિના પણ વ્યાસ વિશ્વાસુ

# કુદરત.



શીતળ મધુરો વાયરો, વાયે અહા મીઠો ઘણો.
જીવના સુખે એ ફરફરે, આભાર એ કુદરતતણો

વારિ ભર્યું સરવરમહીં ન્હાવા ધોવામાટે જનો;
હોંશે પીને ખુશી થતા, આભાર એ કુદરતતણો

કલરવ કરે મીઠા મધુ, વિહગો સુકંઠે તે સુણો.
શ્રવણે દિયો પ્રફુલ્લતી, આભાર એ કુદરતતણો

જાણુ તમે સૃષ્ટી પરે, જો ધર્મ એ પરમાર્થનો.
ખીલે-રમે- જગમાં જીવો, આભાર એ કુદરતતણો

કુસુમો ખીલ્યાં ઉદ્યાનમાં દર્શાવતા હે' પ્રિયજનો,
સુગંધ તો જુવો જરા, આભાર એ કુદરતતણો

રાત્રી અહા! શી શોભતી, વ્યોમે મહા તારાગણો.
ક્રીડા કરે જીવજંતુઓ, આભાર એ કુદરતતણો

ચાન્દે બની આલમમહીં, મહાભારતી રૈની કહ્યો.
સૌનાં સુખે સૌ અર્પિયાં, આભાર એ કુદરતતણો

વૃક્ષો જુદી કઇ જાતના, નહિ પાર ધન ને ધાન્યનો:
નદીના વહે નીર નિર્મળા, આભાર એ કુદરતતણો

ફળ નિપજે વિધવિધના, અતિ પ્રેમ એ કિરતારનો.
ખાઓ પીઓ ખુશીઓ કરો, આભાર એ કુદરતતણો

ન્યારી ગતિ કુદરતતણી, નહિ ધ્યાન આવે કાવ્યથી,
કુદરત હરી શું ઓ સખા!, જયકાર હો! કુદરતતણો

હરિમદિર-બીજ                હરિરામ.

# શિલ્પી.

લેખક—શ્રીયુત રમણલાલ નાથાલાલ શાહ-વરોદરા.

મૂર્તિકાર ધ્યાનપૂર્વક પત્થર કાપીને મૂર્તિ બનાવી રહ્યો હતો. તે વખતે તેને સાંસારિક નશ્વર વ્યાપારોની કાંઇ પણ ખબર નહોતી. મૂર્તિ સિવાય અન્ય કાંઇ પણ વિચારે તેના દિલમાં વાસો કર્યો નહોતો તેને માટે ભોજન અને નિદ્રા સર્વ અતૃપ્તિકર હતાં

નિર્જીવ તથા નીરસ પત્થરની મૂર્તિ શિલ્પીના નિપુણ કરસ્પર્શથી ધીરે ધીરે સજીવ થઇ રહી હતી, મૂર્તિના જે અંગપર શિલ્પીનો હાથ લાગતો હતો તે જગ્યાઉપર પ્રત્યક્ષમાં સૌંદર્ય ઝળકી નીકળતું હતું, માધુર્ય તરી આવતું હતું. આવો કઠોર પત્થર પણ તેના હાથથી એકદમ સમમર્ થઇ રહ્યો હતો

લગભગ એજ સમયે એક સ્વર્ગમાંથી ઉતરી આવેલી હોય એવી એક દિવ્ય સુંદરી સમ્મુખ આવી ઉભી થઇ ગઇ

સુંદરીને જોઇને શિલ્પીએ વિસ્મિત કહે પૂછ્યું "સુંદરી? તમે કોણ છો?"

સુંદરીએ હસીને જવાબ દીધો, "હું—હું તે છું, કે જેની મૂર્તિ તમે અતિશય ધ્યાનપૂર્વક ઘડી રહ્યા છો."

શિલ્પી અવાક્ બનીને પોતાનાં ચક્ષુઓમાંથી સુંદરીની તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો.

મંદમંદ સ્મિત કરતાં સુંદરી બોલી, "શિલ્પી! મને જોઇને તમે તમારૂં કામ છોડી દીધું? જલદી કરો, તમારૂં કાર્ય જલદીથી પૂરૂં કરો. ત્યાંસુધી હું તમને એક ગીત સંભળાવું છું"

એમ કહીને સુંદરીએ અત્યંત કોમળ સ્વરથી નીચેનું ગીત ગાવાનો આરંભ કર્યો

"કૃષ્ણકી સુરત રસકી ખાન."

સુંદરીનું ગીત શિલ્પીને ઘણું સારૂં લાગ્યું. તેનું મન નવીન છંદ, નવીન તાલ અને નવીન સુર સાંભળીને ઘણુંજ પ્રસન્ન થયું તે મનમાં ને મનમાં સુંદરીપર મુગ્ધ થનો બોલ્યો, "સુંદરી! તમે થોડીકવાર મારી પાસે આવીને બેસો.".

સુંદરીએ પોતાનું ગાન સમાપ્ત કર્યું અને શિલ્પીની પાસે આવીને બેસી ગઇ શિલ્પીએ મૂર્તિ ઘડવાનું બંધ કર્યું અને પોતાનાં મુગ્ધ નયનોથી સુંદરીના સૌંદર્યરાશિનું પાન કરવા લાગ્યો.

સુંદરી બોલી—"શિલ્પી! તમે મન લગાવીને તમારૂં કામ કરો; હું તમને બીજું એક ગીત સંભળાવીશ."

શિલ્પીનાં મુગ્ધ નયનોની સામે એમીતે

સુંદરીએ બીજું એક ગીત ગાવાનો આરંભ કર્યો.

**"પ્રભુકી સૂરત પાચી વૈસી,**
**દેખે સ્વપ્નમધ્યમેં જૈસી,"**

ગાન સમાપ્ત થવાબાદ શિલ્પીએ ફરીથી કહ્યું, "સુંદરી! મારીપાસે આવીને છેક ન ઝદીક બેસો, અને ગીત ગાઓ."

સુંદરી ગાન ગાતી ગાતી શિલ્પીની નજીક આવીને બેસી ગઇ.

શિલ્પી બોલ્યો, "સુંદરી! હજી જરા વધારે નજીકમાં આવો"

સુંદરી વધારે નજીક જઇને બેઠી.

ગીતના કોમળ સ્વરસાથે શિલ્પીનુ મન મતવાલું થઇ ગયું હતું. તે પોતાના મનમા છંદના પ્રત્યેક તાલઉપર નૃત્ય કરી રહ્યો હતો અને સુંદરીના સંગીતઉપર તે એટલો બધો મુગ્ધ બની ગયો હતો કે તેને તેના તન બદનની કાંઇ પણ સુધિ રહી નહોતી

સુંદરીએ કહ્યું, "શિલ્પી! મોહમાંથી જાગ્રત થાઓ! તમારી મૂર્તિને ઘડીને સંપૂર્ણ બનાવો."

પણ શિલ્પીને સુંદરીની આ વાત ઠીક ન લાગી. તે બોલવા લાગ્યો, "સુંદરી! મારા કામની કાંઇ પણ પરવા ન કરશો. તેને તેમજ પડી રહેવા દો, તમે મારા મનમન્દિરમાં બિરાજી રહ્યાં છો, પછી હું શીરીતે તમને વિસરી જઇને મારા કામમાં દિલ લગાડું? સુંદરી! સમીપ આવો; તમારા મુખની છટા દેખાડી મને પ્રસન્ન કરો; હું તમારું મુખ જોઇ સુખી થઇશ"

સુંદરીએ લજ્જાથી પોતાનુ શિર નીચું કરી લીધુ અને બોલી,—"ના, તે અયેગ્ય છે."

શિલ્પી પાગલ બનીને બોલ્યો, "સુંદરી! વધારે ન સતાવો! હવે આમ એકવાર તમારાં અધરનું પાન કરાવી મને પ્રસન્ન કરો."

લજ્જાથી મસ્તક નીચું કરતાં સુંદરી બોલી, "નહિ, તે અનુચિત છે."

શિલ્પીએ તે સમયે સુંદરીનો હાથ પકડી લીધો.

સુંદરી હાથ છોડાવીને બોલી, "શિલ્પી, આ શું કરો છો? હું તમારી તો છું."

શિલ્પી અધીર બનીને બોલ્યો, "ત્યારે દૂર કેમ ઉભાં છો? મારી નજીક આવો."

સુંદરી વધારે કાંઇ ન બોલી, તે એક વખત મુસ્કેરાઇ.

શિલ્પીએ ઉત્સાહિત બનીને સુંદરીને દૃઢ આલિંગન કર્યું.

પણ આ શું? આટલા કોમળ ઓષ્ઠ આટલા બધા કઠણ કેમ?

શિલ્પીએ વિસ્મિત બનીને જોયું કે તેની સુંદરી પગથી માથાસુધી પત્થરની બની છે. પણ તેના ઓષ્ઠપર હજી પણ શિલ્પીના ચુંબનની રેખા ઝળકી રહી છે. *

---

* હીંદી ઉપરથી.

# મંગલલંઘનગુટિકા.



લેખક—શ્રીયુત મંગળજી હરજીવન ઓઝા-રાજકોટ.

અધિપતિરાજ[1] મે એક ગુટિકા બનાવી છે. તે જનસમાજને બહુ ઉપયોગી છે, મારે તેને પ્રસિદ્ધિમાં મૂકવી છે, આપને ને મારે લાંબી મુદતનો સ્નેહ છે, તેથી જાહેરાતના પૈસા આપવાની મારી મરજી નથી (!) તો આટલુ થોડું લખાણ અંકુરમાં લેખ તરીકે પ્રસિદ્ધ કરવા મહેરબાની કરશો.

મારી ગુટિકામાં જે જે ઔષધો છે તે સઘળા જીવનને હિતકર છે. અનાદિ કાળથી ઋષિમુનિઓએ પોતે જાતે અનુભવ લઇ સિદ્ધ કરેલા છે. લોહીમા કોઇ જાતનુ વિષ પ્રકટ કરે એ શંકાજ લાવવાની નથી. રસાયન ધાતુઓ તો આમાં નથીજ, એટલુજ નહિ પણ કાષ્ટ આદિ પણ જે શરીરમા કચરારૂપ થઇ પડે છે તે પણ મારી ગુટિકામાં નથી

મારી ગુટિકામા કોઇપણ જાતની પરહેજી પાળવાની નથી કદાચ કુપથ્ય થઇ જાય તો-પણ કશો વિકાર આ વાપરવાથી થતો નથી

આબાલવૃદ્ધ સર્વને એકસરખી રીતે સેવન કરવાની છે. મારી ગુટિકા લગભગ બધા રોગો મટાડે છે. વિશેષતઃ અજીર્ણ, ઝાડા, કોલેરા, સર્વ પ્રકારના તાવ, ન્યૂમોનિયા, ઇન્ફ્લુએન્ઝા, વગેરે રોગ ઉપર અકસીર ઇલાજ છે. આ ભયંકર રોગોમાં અમરગોળી ગળીને સપડાવુ ન હોય, અથવા તો સપડાયા પછી જીંદગી બચાવવાની ઇચ્છા હોય તો આ સર્વ રોગ ઉપર મનુષ્ય જાતિએ મારી જગવિખ્યાત અને વિશ્વવંદ્ય ગોળીનો ઉપયોગ કરવો જોઇએ. ઘણા વૈદ્યો અને ડાકટરોના ઉપર ગણાવેલા દરદોવાળાં દરદીઓમાંથી જેઓ મરણશરણ નહિ થતાં બચેલા છે, તે સઘળો મારી ગોળીનોજ પ્રતાપ છે. વૈદ્ય અને ડાકટરોએ રોગીઓને મારી ગોળીનો ઉપયોગ કરીનેજ બચાવેલા છે.

મારી ગુટિકાની રામબાણ અસરમાટે સંખ્યાબંધ સર્ટિફિકેટો મળેલાં છે. જ્યાં ત્યાં મારી ગુટિકાની તારીફ થયા કરે છે.

મારી ગુટિકા માટે તો દરેક જણને આવે છે. જૈનલોકોમાં એ અતિશય આદર પામેલી છે. તેઓ ખરી કિંમત આંકી શક્યા છે. મુસલમાનભાઇઓમાં પણ આ ગુટિકા સુપ્રસિદ્ધ અને માનપ્રદ થઇ પડેલી છે તેઓ તેને બહુ ચાહે છે. દરેક હિંદુ ધર્મપંથ કે સંપ્રદાયમાં મારી ગોળીઓનો નિયમિત રીતે ઉપયોગ થાય છે હિંદુ અને મુસલમાન લોકોતર આ એજ લોકોમાં મારી આ ગોળીનો પ્રચાર ઓછો છે, પણ જેમ જેમ તેઓ આ ગોળીની કિંમત સમજતા જશે તેમ તેમ તેઓમાં વધારે પ્રચલિત થશે.

સદરહુ ગુટિકાનો જરૂરજેટલો ઉપયોગ કરવો; અતિશય ઉપયોગ કરવાની હું ભલામણ કરતો નથી. કોઇ કોઇવાર આખી ગુટિકા પણ

લેવાનો રિવાજ રાખવો; તેથી પણ લાભજ થશે. ધર્મના સપ્રદાયોમાં પણ મારી ગુટિકા કેટલેક દિવસે આખી વાપરવાની તથા કોઇ કોઇ વખત અર્ધી વાપરવાની આચાર્યો આજ્ઞા કરી ગયા છે.

મારી ગુટિકા વાપરીને કેટલાએક ખાઉધરા લોકોએ, તથા ધનવંત અને વૈભવી લોકોએ, વખોડવાલાયક રીવાજ ચલાવેલો છે તેઓ મારી ગુટિકા ઉપર ઘણી જુદી જુદી જાતનાં અને ઘણા વધારે પડતા ફ્લો અને ખાદ્યાન્નનાં મિષ્ટાન્નો વાપરે છે; આથી મારી ગુટિકાનુ સામર્થ્ય વ્યર્થ જાય છે, અને અણસમજુ તથા વૈભવી લોકો રોગથી મુક્ત થવાને બદલે હાથે કરીને રોગિષ્ટ બને છે મારી ગુટિકાનું ખરૂં તત્વ જૈન લોકો સમજ્યા છે, તેઓ કદી આ ગુટિકાઉપર આવા પદાર્થોનો ઉપયોગ કરતા નથી. ગુટિકાઉપર તેઓનો અતિશય પ્રેમ છે, પણ તેને લીધે કોઇ કોઇવાર જોઇએ તે કરતા તેનો વધારે ઉપયોગ તેઓ કરી નાખે છે.

અશક્ત અને બાળકોને માટે રોજ અર્ધી ગુટિકા બસ છે, બીજાઓએ આખી ગુટિકા લેવી, પ્રયોગ કેટલા દિવસસુધી ચાલુ રાખવો તેને માટે સારા વૈદ્યોની સલાહ લેવી. રોગ નાશ પામે કે તરત પ્રયોગ બંધ કરવો. આ ગુટિકાનો અતિ ઉપયોગ થવા ન દેવો.

જે સમજુ મનુષ્યો આહારમાં નિયમિત રહે છે, ખોરાક જરૂરકરતાં જરાપણ વધારે લેતાં નથી, મિષ્ટાન્ન હોય કે બહુ સ્વાદિષ્ટ ભોજન હોય તો પણ મનને વશ રાખી એક કોળીઓ પણ વધારે ભરતાં નથી, એવાં સમજુ માણસોને આ ગુટિકાની બહુ જરૂર પડતી નથી

ગુટિકા મારીપાસેથી મંગાવવાની જરૂર નથી, માત્ર નામ જાણવાથી આ ગુટિકા બનાવી શકાશે અને દરેક સમજુ મનુષ્ય જરૂર પડતો ઉપયોગ કરશે. આ ગુટિકાની કિંમત-અમૂલ્ય છે.

હવે માત્ર મારી ગુટિકાનુ નામ કહેવું બાકી છે, મેં તેને મંગલલંઘનગુટિકા એવું નામ આપેલું છે, કોઇને બીજું નામ આપી તેની પ્રસિદ્ધ કરવાની તથા તેનો લાભ લેવાની ઇચ્છા હોય તો તેઓને ખુશીથી તેમ કરવાનો હુ હક્ક આપુ છુ

આ ગોળીનો બુદ્ધિપૂર્વક, જરૂર જેટલો, વૈદ્યની સલાહ પડે તેટલો ઉપયોગ કરી, જનસમાજ પેટના દરદોથી મુક્ત થાય એ મારો આશય છે,

# બેહુલા.

લેખક—શ્રીયુત ડૉ. ભાઇલાલ નરભેશંકર અધિકારી-જામનગર

[ અનુસંધાન પૃષ્ઠ ૧૮૬ થી ]

ચાંદવાણિઓ એ હાલતમાં પોતાને ઘેર પાછો વળ્યો, સનકા સ્વામીની આવી અવસ્થા જોઇ રડી રડી બ્હેબાકળી બની ગઇ, સાતે વહાણ ડૂબી ગયા હતા, તેઓનું મ્હોટા ઉપાડાનું એક 'મધુકર' ભાગી જઇ તળીએ પહોંચ્યુ સાંભળી સનકા શોકમાં ગરક થઇ ગઇ લક્ષ્મી ભ્રષ્ટ થયા પછી ઉપરાઉપર આફતો આવી નડે છે નિર્દેશ સોદાગરના ઘરમાંથી લક્ષ્મીનો વાસો ઉપડી જવા આવ્યો છે, એ "મધુકર ડબી જવાથી સનકાને બરાબર તેવોજ આભાસ પડયો, સનકા મધુકર માટે રડવા લાગી અને સોદાગરને વિનવતી વિનવતી વારવાર પૂછા-પરછ કરવા લાગી—

સુણો સોદાગર કયાં પડ્યુ 'મધુકર રત્ન
કહો હું તમ પગે પડુ

સોદાગરને પોતાને જે સઘળી વિપદ આવી પડી હતી તે સનકાને કહી સંભળાવી નહોતી પરંતુ સાધ્વી સ્વામીના ભવ્ય દર્પણતુલ્ય લલાટપર કાળી ઝાંય પડેલી જોઇ તેના કષ્ટનો ખ્યાલ સમજી ગઇ દિવસરાત સનકાનું મન બળી ખાખ થવા લાગ્યું તે પણ અશ્રુઓથી આંખ ભીંજવી ડોક ઉંચી કરી મનસાદેવીપ્રત્યે બોલી "અમે તારા પ્રત્યેની ભક્તિ સોદાગરના પ્રાણમાં ઉતારી શકયાં નથી માટે એવા કોઇને અમારા વંશમાં આણી આપ કે જેની કોશિસથી આ અસાધ્ય સાધી શકાય, તારી સ્થાપના તું તારી મેળેજ કરીજા અમારી હવે તે કેટલીકવાર પરીક્ષા કરવાની? અમારૂં હૃદય ઘણુંજ દઢ છે, પાષાણ હોત તો તે આવા કઠોર આઘાતથી કયારેય ભાંગી ગયો હોત,

પાછો વળી સોદાગરના વિશાળ ઘરમાં શંખ ઘંટા કાંસિયા વગેરેનો નાદ ચોમેર ફરી વળ્યો ફરીથી એકવાર રંગનો રેળ ચઢ્યો અને પાડોશીઓ બોની ઉડયા જુઓ આ સનકારાણીને પાછો વળી એક દીકરો આવ્યો ઉન્મતીઓ ચન્ધર ફરીથી મનસા સાથે અટસ રાખી આ પણ ખોઇ બેસશે. અહા! છોકરાનું કેવું મજાનું ગોળમટોળ ચાંદાસરીખું મ્હોં છે!" સનકાએ તે સૂતિકાગૃહમાં બાળકનું શરદના ચાંદજેવું પ્રફુલ્લ મુખડું જોયું અને પૂર્ણ ચંદ્રોદયસમયે સમુદ્ર જેમ ફુલાઇ જાય છે, શોકાર્ત્ત માતૃહૃદયનો સઘળો રૂંધાઇ રહેલ સ્નેહ તે બાળકના મુખદર્શનથી તેમ ઉભરાઇ જવા લાગ્યો

અને છાતી ગજ ગજ ઉંચી આવવા લાગી, તેની સાથે સાથે એ પણ જાણી લીધુ કે મનસાદેવી આ પુત્રને પણ જીવતો રહેવા દેશે નહિ. એક આંખના ખૂણામાંથી ભાવિ ભયથી ઉપજેલાં અશ્રુઓ જળજળી રહ્યાં, પરન્તુ માતૃસ્નેહ એવો તો પ્રબળ છે કે બીજી આંખ બાળકના ચંદ્રમાજેવા વદનના દર્શનથી હર્ષમાં ફુલી ઉઠી. જાણે લાંબા કાળની દાઝ દૂર થઇ ગઇ હોય એમ જણાવા લાગ્યું, લક્ષ્મી ઘરમાંથી વખતે અન્તર્હિત થઇ જશે, એ ભય સનકાને રહ્યા કરતો હતો એટલે તે ઘરમાં બાંધી રાખવાની ભાવનારૂપે પુત્રનું નામ "લક્ષ્મીન્દ્ર" રાખ્યું. એ નામ લોકવ્યવહારમાં છેવટે 'લખાઇ' અને તે હજુપણ વધારે સંક્ષિપ્ત થઇ સરવાળે "લખા" થઇ ગયું.

ચાંદસોદાગર પુત્રના મુખદર્શનથી પ્રસન્ન થઇ ગયો હતો અને તે અસાધારણ રૂપ જોઇ તેને દહેશત લાગી આવી કે આ છોકરો પણ મનસાના ક્રોધાગ્નિની આહુતિરૂપ થઇ પડે તો મન કેમ સ્થિર રાખવું? તેના ઉંડા વિચારમાં પડી ગયો. જ્યોતિષ વિદ્યામાં નિપુણ જોશીઓએ તેને કાનમાં કહી આપ્યુ કે વિવાહને દિવસે શયનગૃહમાં "દુર્લભ" લખીન્દરનું મરણ સર્પદંશથી નિશ્ચય સમજવું. આ સાંભળી સોદાગરે એક ઉંડો નિસાસો મૂકયો અને સંસારમાં સુખદુઃખથી પણ જે ઉચું સ્થાન ધરાવે છે તે શાન્તિમય સ્થાનમાટે અંધકારમાં રત્નમાટે ફાંફાં મારતી વ્યક્તિની પેઠે વલખાં મારવા લાગ્યો અને "શિવ" "શિવ" "હરિ" "હરિ" એ શબ્દો એના મ્હોંમાં અવિરામ નિકળવા લાગ્યા, પુત્રની અશુભ વાત તેણે સનકાને જણાવી નહિ પણ પોતે તે મહાપરીક્ષાના દિવસમાટે તૈયાર થઇ રહ્યો.

દેખતાં દેખતાં લક્ષ્મીન્દરની કિશોર અવસ્થા પસાર થઇ ગઇ, સનકા માયાની જાળમાં ફસાઇ ગઇ હતી એટલે રાતદિવસ "લખા" માટે તેને સુખી રાખવા પ્રાણ પાથરીને પણ પોતાથી બનતું કરતી પણ ચાંદસોદાગર પુત્રને એટલો બધો કઇ મ્હોડે ચડાવતો નહિ, તેથી જોકે સનકાને માઠું લાગી આવતું પણ ચાંદ જે કારણથી લક્ષ્મીન્દરને પ્રેમના ઉભરામાં લાડ લડાવવા જવા છતા ત્યાંથી સટકી પાછો વળી જતો હતો, તેના બન્ને નેત્રો જ્યારે પુત્રના મુખનું સુધાપાન કરવા તરસી રહેતાં ત્યારે પણ જે કારણથી તે તલપી રહેતાં નેત્રોને પાછાં વાળી લેતો હતો તે સનકા જાણતી નહોતી. તેથી તે ધારતી કે સ્વામી શોક તથા દુઃખોમાં પડી આવા સુનમુન દેખાય છે અને ઘુમરાય છે, તેમ પહેલાંજેવું તેનું હૃદય પણ હવે રહ્યું નથી, તેના જડ જેવા થઇ બેઠા છે.

નવ-યૌવન ખીલી નિકળતા લખીન્દર એ વણિકઘરનો એક ઉજ્વળ દીવો થઇ રહ્યો, કેવળ એક દીવાની જ્યોતિથી જેવીરીતે સમસ્ત અંધકાર ટળી જાય છે તેમ તે વિશાળ પ્રાસાદ લક્ષ્મીન્દરના રૂપ-ગુણથી ઝળકી ઉઠયો. લક્ષ્મીન્દરને તે ઘરનાં સઘળાં માણસો "દુર્લભ લખો" કહી બોલાવતા. ઘણાં ઘણાં દુઃખો સહી, કેટલીએ રીતે કષ્ટ અને કેટલીએ તપસ્યા તથા માનતાએ કરી "લખો"

રાત્રિ મનમાં આવતાં તેનાં પોતિયાં છૂટી જવા લાગ્યાં, તેણે સનકાની પ્રાર્થનાપર મુદ્દલ લક્ષ આપ્યાવગર દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પાષાણપ્રતિમાની પેઠે સનકા ઉભી રહી. તે વખતે નદીના નીરથી ભિંજાઇ ભિંજાઇ પવન જાણે ગવાક્ષ [બારીઓ] માંથી પેસી તેના કુંચિત કુંતલાગ્રનો સ્નેહસહિત સ્પર્શ કરતો હોય એમ જણાતું હતું. પશ્ચિમ આકાશનો નીલવર્ણ ભેદી "શુક્ર તારો" સ્વામીતરફથી અનાદર પામેલીના ગાલપરથી પ્રવાહિત થતી અશ્રુધારાને ઉજ્વળ કરી મૂકતો હતો. તેની એવડી મ્હોટી મુરાદની વાતતરફ આવી રીતે સ્વામીએ આંખઆડા કાન કર્યા જાણી સનકાના હૃદયમાં રહેલું સમસ્ત સંચિત દુઃખ આજ ઉભરાઇ જવા આવ્યું અને તે ઉભી ઉભી મુંગે મ્હોડે અશ્રુવિસર્જન કરવા લાગી. લખો અંતઃપુરમાં દાખલ થઇ વ્યાકુળપણે માતાને અહિં તહિં શોધતો આવ્યો -ગયો. સનકાએ તેનો "મા" "મા" શબ્દ સાંભળ્યો નહિ, એક પ્રહરનો સમય એવી રીતે વીતી ગયો પણ સનકાની હૃદયની વ્યથા કમ થઇ નહિ, પુત્રશોકમાં જે ઉંચે સ્વરે રડી સાંત્વના પામતી હતી તે આજના દુઃખમાં મુંગી થઇ બેઠી, આવી રીતનું દુઃખ તેને માટે તદ્દન નવું હતું, તેમ તેણે તેવું કોઇ દિવસ અનુભવેલ પણ નહોતું. કેવળ તેના ગાલોને સીંજવતી અશ્રુધારા વહ્યા કરતી હતી અને રાત્રિની નક્ષત્ર મણિઓમાં સ્વપ્નને પેલા અલક્ષણાને લીધે ડપકેલા અશ્રુબિંદુઓને સ્વર્ગની ઉજ્વળતા પ્રદાન કરતાં હતા, કે બિચારી રાંક અભાગીને શુદ્ધબુદ્ધ કાંઇ રહી ન હતી, ભાનવગરની થઇ ઉભી રહી હતી.

ચાંદ જ્યારે બહારથી પરબાર છેડી રાત્રે પોતાના શયનગૃહમાં ફરી આવ્યો ત્યારે તેણે અશ્રુમુખી સનકાને શાંત ઉભેલી જોઇ. સ્વામીને જોઇ સનકા પતિના ભોજનમાટે તૈયાર થઇ. ચાંદે તેને માનથી પોતાની પાસે હાથ ઝાલી તાણી લીધી અને કહ્યું "તું શું સારથી અહિં ઉભી છે?" સ્વામીના માનભર્યા શબ્દો સાંભળી તેણે ચક્ષુમાંથી દડદડ કરતાં આંસુનો પ્રવાહ છૂટો મૂક્યો અને કશો ઉત્તર આપી શકી નહિ.

ચાંદ સોદાગર તેના મનની વ્યથા સમજી ગયો. તે જો જોશીઓની વાત સનકાને કહે તો તેનું હૃદય ચિરાઇ જશે એવો સંદેહ હતો, તેમ જોશીઓની વાત નહિ કહે તેની પણ ખાત્રી હતી નહિ. લખાને વિવાહની સાંકળમાં જોડી દેવાની વાત સાંભળી તેના હૃદયમાં મોહોટી બીક પેસી ગઇ હતી અને શું કરવું તેની સમજ પડતી નહોતી.

પોતાના ધોતીયાની પાટલીના છેડાવતી સનકાનાં અશ્રુ લુછી નાખી તેણે કહ્યું કે મનસા દેવી સાથે અણબનાવ હજૂ લગી એમને એમ છે અને છ વિધવા વહુઓએ ઘરને તો સ્મશાનસમાન કરી રાખ્યું છે. તેમાં વળી ઘરમાં બીજી એક વહુ આણવાની હિંમત ચાલતી નથી ને તે સુખ પણ જો અતિવાદી દેવતાને છાતીમાં સાલે તો શું કરવું!

સનકા રડતી રડતી બોલી "તમે લખાને બોલાવતા નથી તે મારો જીવ સહન કરી શકતો નથી. મારો માંદ કરીને એક લખો

લખાઇ આવ્યો એટલે તે "દુર્લભ" કહેવાતો.

વખો હવે ભર નવયૌવન અવસ્થાએ પહોચ્યો, તેણે પોતાનો ધંધો શિખી લીધો હતો, કાવ્ય, નાટક, અલંકાર વગેરેનો અભ્યાસ કરી પાવરધો થઇ બેઠો.

તે કેવળ ચંદ્રધરના ઘરના ગૌરવરૂપ નહતો, તે પેલી વિશાળ ચંપકનગરીના ગૌરવરૂપ થઇ પડયો હતો, જ્યાં "લખો" પોતાનાં પગલાં મુકતો તે સ્થળે બધાઓનાં મુખપર આનંદની રેખા અંકાઇ રહેતી. તેની સાથે વાતચિત કરવામાં પણ લોકો પોતાને કૃતાર્થ થયા માનતા, કેવળ સોદાગર સમસ્ત ધર્મબુદ્ધિની શક્તિ પરાણે હૃદયમાં રોકી બેસાડી લખાથી દૂર રહેતો. માનીની દોલતને વ્હાલથી બોલાવતા તે હિંમત હારી જતો, જેને પોતાની પાખમા રાખવુ જોઇએ, તેને પોતાની કાખમા લઇ બે શબ્દ બોલવા જતા મ્હોડુ નીચુ કરી તેને શિવનું નામ સ્મરણ કરવુ પડતુ હતુ.

છ વહુઓ તો વિધવા થઇ બેઠી હતી. સ્રીઓમાં કેવળ સનકા મત્સ્યાહારી હતી અને છ વહુઓ માટે નિરામિષ હાંડલા ચૂલાપર ચડતાં તેઓને જોઇ સનકાને ખાવા પીવામાં કે શામાએ ગોઠતું નહિ. પોતે જ્યારે દુઃખથી પડી ગયેલ કરચલીઓવાળા લલાટપર સિંદોર ચડાવતી ત્યારે વહુઓના શુભ્રચદ્ર જેવા ઉજ્જ્વળ લલાટ શૂન્ય જોઇ તેનું હૈયું ભરાઇ આવતુ અને હવે કેને લઇ સાજરે કેશ ગુથું? હવે કોને કપાળે કંકુની ટપકી કરીશ? હવે કેના તાંબૂલથી રંગાએલા પ્રિય ઓષ્ઠાધર જોઇ હરખાઇશ? સંધાડિયાને વરસઆખરીએ કોનામાટે 'નાના' પ્રકારની ચૂડીઓ ઉતારવાનું કહીશ? વગેરે બોલી બોલી મનના ઉભરા કહાડ્યા કરતી હતી. જેને લઇને એ બધી આનંદલીલામાં લીન થતી, તે કુંકાવટી જોઇ છૂપી રીતે જે અશ્રુબિંદુઓ વહેવડાવી સાડીના છેડાવતી લુછી નાખતી તે સનકાની તીક્ષ્ણ દૃષ્ટિથી બહાર નહોતું, સનકા તે વખતે કશું બોલ્યાવગર પોતાના પલંગતરફ ચાલી-આવી રડતી અને તે દિવસ કાં તો નરણોજ જતો, સોનાની કાંસકીથી પોતાનું માથું ઓળતાં સનકાને આંખમાં પાણી આવી જતાં અને કહેતી "હાયરે વિધાતા! પ્રૌઢા જે કર્તવ્યની ખાતર કરે છે, તે યૌવનવખતેજ શોભે તેમ છે; સુંદર યુવતીઓ ઘરમાં તપસ્વિનું વ્રત પાળે અને પ્રૌઢા તાંબૂલ તથા મત્સ્યનો ભોગ કરી, સોનાની કાંસકીથી કેશ ઓળે તે કેમ નજરે જોયું જવાય"? પણ તેમ કર્યા વગર તેને છૂટકો ન હતો.

સનકા એક દિવસ સાંજરે સ્વામીના પગમાં માથું નાખી પડી બોલી કે "મારા દુર્લભ લખામાટે એક વહુ આણીઆપો, લક્ષ્મીજેવી વહુ અલક્તરંજિત, ઝાંઝરના ઝમકાર કરતા-ક્રીડાશીલ પગે આ ઘરમાં હરશે ફરશે તેનો પ્રિય શબ્દ હું સાંભળીશ અને આગણામાં તે અલક્તકરંગ જોઇ હેતુ હેતુ કરીશ, મારી સોનાની ડાબલીમાં ભરેલાં પેલાં કંકુથી હું તેના સુંદર કપાળમા ચાંલ્લો કરી કૃતાર્થ થઇશ."

ઓચીંતો વટેમાર્ગુ સર્પના દેહનો સ્પર્શ કરતાં જેમ ચમકી ઉઠે તેમ એ માગણીથી ચાંદસોદાગર ચમકી ઉઠયો, વિવાહની પહેલાં

રાત્રિ મનમાં આવતાં તેનાં પોતિયાં છૂરી જેવા લાગ્યાં, તેણે સનકાની પ્રાર્થનાપર મુદ્દલ લક્ષ આપ્યાવગર દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પાષાણપ્રતિમાની પેઠે સનકા ઉભી રહી. તે વખતે નદીના નીરથી ભિંજાઇ ભિંજાઇ પવન જાણે ગવાક્ષ [જાળીઆ] માંથી પેસી તેના કુંચિત કુંતલાગ્રને સ્નેહસહિત સ્પર્શ કરતો હોય એમ જણાતું. હતું, પશ્ચિમ આકાશનો નીલવર્ણ ભેદી "શુક્ર તારો" સ્વામીનારદ્થી અનાદર પામેલીના ગાલપરથી પ્રવાહિત થતી અશ્રુધારાને ઉજ્વળ કરી મૂકતો હતો. તેની એવડી મ્હોટી મુરાદની વાતતરફ આવી રીતે સ્વામીએ આંખઆડા કાન કર્યા જાણી સનકાના હૃદયમાં રહેલું સમસ્ત સંચિત દુઃખ આજ ઉભરાઇ જવા આવ્યું અને તે ઉભી ઉભી મુંગે મ્હોડે અશ્રુવિસર્જન કરવા લાગી. લખો અંતઃપુરમાં દાખલ થઇ વ્યાળુ માટે માતાને અહિં તહિં શોધતો ચાલ્યો ગયો. સનકાએ તેનો "મા" "મા" શબ્દ સાંભળ્યો નહિ, એક પ્રહરનો સમય એવી રીતે વીતી ગયો પણ સનકાની હૃદયની વ્યથા કમ થઇ નહિ, પુત્રશોકમાં જે ઉચે સ્વરે રડી સાંત્વના પામતી હતી તે આજના દુઃખમાં મુંગી થઇ બેઠી, આવી રીતનુ દુઃખ તેને માટે વહન નવું હતું, તેમ તેણે તેવું કોઇ દિવસ અનુભવેલ પણ નહોતુ, કેવળ તેના નયનોને સૌજીવની અશ્રુધારા વહ્યા કરતી હતી અને રાત્રિનાં નક્ષત્ર બારિયામાંથી સુધને પેસાં અવગણનાને લીધે ઉપજેલાં અશ્રુબિંદુઓને સ્વર્ગ જેવી ઉજ્વળતા પ્રદાન કરતાં હતાં, દે ભિખારી રાંક અબળાને શુદ્ધબુદ્ધ કાંઇ રેહી ન હતી, ભાનવગરની થઇ ઉભી રહી હતી.

ચાંદ જ્યારે બહારથી ઘરબાર છોડી રાત્રે પોતાના શયનગૃહમાં ફરી આવ્યો ત્યારે તેણે અશ્રુમુખી સનકાને શાંત ઉભેલી જોઇ. સ્વામીને જોઇ સનકા પતિના ભોજનમાટે તૈયાર થઇ. ચાંદે તેને માનથી પોતાની પાસે હાથ ઝાલી તાણી લીધી અને કહ્યું "તું શું ત્યારથી અહિં ઉભી છો!" સ્વામીના માનભર્યા શબ્દો સાંભળી તેણે ચક્ષુમાંથી દડદડ કરતાં આંસુનો પ્રવાહ છૂટો મૂક્યો અને કશો ઉત્તર આપી શકી નહિ.

ચાંદ સોદાગર તેના મનની વ્યથા સમજી ગયો. તે જો જોશીઓની વાત સનકાને કહે તો તેનું હૃદય ચિરાઇ જશે એવો સંદેહ હતો, તેમ જોશીઓની વાત નહિ ફળે તેની પણ ખાત્રી હતી નહિ. લખાને વિવાહની સાંકળમાં જોડી દેવાની વાત સાંભળી તેના હૃદયમાં મોહોટી બીક પેસી ગઇ હતી અને શું કરવું તેની સમજ પડતી નહોતી.

પોતાના ધોતીયાની પાટલીના છેડાવતી સનકાનાં અશ્રુ લુછી નાખી તેણે કહ્યું કે મનસા દેવી સાથે અણબનાવ હજૂ લગી એમને એમ છે અને છ વિધવા વહુઓએ ઘરને તો સ્મશાનસમાન કરી રાખ્યું છે. તેમાં વળી ઘરમાં બીજી એક વહુ આણવાની હિંમત ચાલતી નથી ને તે સુખ પણ જો પ્રતિવાદી દેવતાને છાતીમાં સાલે તો શું કરવું!

સનકા રડતી રડતી બોલી "તમે લખાને બોલાવતા નથી તે મારો જીવ સહન કરી શકતો નથી. મારો માંડ કરીને એક લખ્ખ

ને તમે તેની સામે નજર પણ કરતા નથી તમને માયા કે મમતાજેવુ કશુએ નથી બચુને શું હમેશાને માટે વઢ્યા રાખશો? મનસા દેવી હવે પજવશે નહિ લખાની વહુ ઘરમા ન આવે તો પછી આ મારૂ આ સુનુ ઘર પુરશે કોણ? મને ઘણી હોંસ છે કે વહુ અને દીકરો લઇ પાછો સસાર એકડે એક કરી માડુ—તમે આડા થજો મા” એટલુ કહી સનકા અશ્રુપૂર્ણ નેત્રે ચાદ સોદાગરને પગે પડી

ચાદ જરા ભમર ઉચે ચડાવી ક્ષણવાર વિચાર કરવા લાગ્યો ‘ જોષીઓનો વર્તારો ખરો કે ખોટો પડશે તેની ખાત્રી શી? અને તેથી હુ ઘરની જોગવાઇ એવી તો કરીશ કે મનસા પ્રતિકૂળ થાય તોપણ વાળ વાંકો કરી શકે નહિ આ અભાગણી દુખિયારીની ઇચ્છા અપૂર્ણ રાખીશ નહિ

યત્ન સહિત સનકાને ઉઠાડી ચાદે કહ્યુ, “ તું ફચવાઇશ નહિ, પુત્રવધૂ ઘરમા લાવી આપીશ કુળ પુરોહિત જનાર્દનને બોલાવી કહ્યુ કે યોગ્ય વહૂની તજવીજમા રહો ’

તે વખતે નિછની ગામના એક સામ સોદાગર નામના વણિકની ન્યા નામે બેહુલા ચૌદ વર્ષની ઉમ્મરે પહોંચી હતી બેહુલાનો કંઠસ્વર કોકિલ જેવો હતો તેની માફક કોઇ નર્તકી પણ નાચી શકતી નહિ અને ના ધવામા કામમા કસાએલી તેમ સુલેખિકા હતી તેનું રૂપ જોઇ પૂર્ણચંદ્ર પણ ફિક્કો પડી જતો હતો નિતબઅવલમ્બિત કુતલ-રાજિ જોઇ કાદમ્બિની [મેઘમાળા] ને આકાશના પ્રાત ભાગમા લપાઇ જવુ પડતુ હતુ આડોશીપડોશીઓ ઘણા ખરા તેને ‘ દેવી ’ કહી બોલાવતા. એ છોકરી જ્યા જતી ત્યા લોકો તેની વાત માથે ચડાવી માની લેતા, તેની સ સ બુદ્ધિની વાતોમા અનેક ગૃહસ્થોના ટટા ફિસાદનો ફેંસલો થઇ જતો, જ્યાં બેહુલા રહેતી ત્યા નૃત્ય ગીતથી તે સ્થળે આનદના ફુવારા ફૂટી નિકળતા, લોકો તેને હુલામણે ‘ બેહુલા નટડી ’ કહી બોલાવતા ખરૂ જોતા બેહુલા બીજી છોકરીઓની માફક હતી નહિ તે સસારમા રહી જાણે કોઇ સ્વર્ગની કલ્પનામા મસ્ત રહેતી હોય એમ લાગતુ હતુ, સમાન વયની બાલિકાઓ જ્યારે જોતી કે બેહુલા યોગમાયાની પેઠે કાનમા કુડળ પહેરી સધ્યા વખતે નદીને કાંઠે આખ ઉંચે ચડાવી એકલી બેઠી છે, ઠીક એકાદ નિશ્ચળ ચિત્ર જેમ તેના કેશની લટ વાયુંહિલ્લોળથી ડોલવા પામતી નથી ત્યારે તે પુણ્યવતી ધ્યાનશીલાના ચિત્તાલોકનમા ભગ પાડે એમ તેઓ વાત કરવા ઇચ્છા કરી શકતી નહિ પણ સ્થિર થઇ તેની પાસે ચુપચુપ ઉભી રહેતી અપૂર્ણ

# સ્વદેશી સાહસનો વિજય ક્યારે થાય?

સ્વદેશી ચળવળનો યુગ ચાલુ થયો છે, પ્રજાના નેતાઓ, પ્રજાને સ્વદેશી વસ્તુઓ વાપરવા પ્રતિજ્ઞાઓ લેવરાવે છે, પ્રજા આગ્રહી બની સ્વદેશી વસ્તુ વાપરવાનાં વ્રત લે છે, અને તેથી દરેક સ્વદેશી ઉદ્યોગો પગભર થતા જાય છે, દિનપ્રતિદીન અસંખ્ય ઉદ્યોગીક સાહસો શરૂ થયા છે, પરંતુ પરિણામે કેટલા સાહસો વિજય મેળવશે એ એક શંકા ભરેલો સવાલ હિન્દના વિચારકોની સંગીન વિચારમાળાને તોડી નાંખે છે,–કેમકે જેમાં અત્યંત સ્વાર્થ રહેલો છે, જેમાં આંતરીક તપાસતાં સ્વદેશ પ્રેમનો ગંધ પણ નથી, એવાં સ્વદેશી સાહસો, વિજય મેળવી શકે? એ સર્વદા અસંભવિત વાત છે.

આપરથી આટલી વાત સ્પષ્ટ થાય છે કે, જે સ્વદેશી સાહસનો પાયો, સનાતન સત્ય સ્વદેશ પ્રેમ ને સ્વાર્થના પ્રમાણસર ત્યાગપર રચાયેલો હોય, તેનોજ અંતે વિજય થયછે. અમે પણ આ અમારા ઉપાડેલા સ્વદેશી સાહસમાં એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આજ અનુભવી રહ્યા છીયે,–અને ખાસ સ્વદેશી બન્ધુઓને ફાયદો કરી આપવાની ખાતર–વિદેશી માલને હઠાડવાની ખાતર નવીન રીતે યોજનાઓથી સ્વદેશી સાબુ બનાવવાનું અમારા તરફથી ઉપાડવામાં આવેલું મોટું સાહસ, ધીમેધીમે પણ સંગીન વિજયની વાટપર આવતું જાયછે?–

સ્વદેશીનો આગ્રહ ધરાવનાર અત્યારે હિન્દવાસીયોનો મોટો ભાગછે, ને તેઓ અમારો સ્વદેશી બનાવટનો રેલ્વે સોપ વાપરી ફાયદો મેળવે, એ કંઇ વધુ આશ્ચર્ય જેવું નથી, પરંતુ જે વિદેશી માલપર મોહી પડયો છે, એવો પરદેશી માલની વાહવાહ પોકારનારો પ્રજાનો કેટલોક ભાગ પણ આ રેલ્વે સોપનો પુર છુટથી ઉપયોગ કરી ફાયદો ને સંતોષ મેળવવા લાગ્યો છે,– આના કારણો તપાસતાં—દરેક હિંદીને જાણવું અગત્યનું થઇ પડશે કે આ કુ૦ના સાબુઓએ થોડાજ વખતમા સાબુના બજારમાં સારી નામના મેળવી છે, આ સાબુ દરેક પવિત્ર અને સ્વદેશી વસ્તુથી બનતો છતાં કપડાં ધોવામાં ટકાઉ, ને ઉત્તમ સાબીત થયો છે, અને હિંદી રસાયનશાસ્ત્રિઓ પણ કંઇક કરી. શકે છે? એવી બીતી હરીફ વિદેશી વેપારીયેના હૈયામા ઉત્પન્ન કરી છે —

સ્વદેશી ચીજને નામે સ્વાર્થ સાધનારાઓને પણ આ સાબુએ ચમકાવ્યા છે, કેમકે ખાસ ખર્ચ પૂરતો જુજ નફો ચડાવી આ રેલ્વે સોપ સસ્તામાં સ્વદેશબાંધવોને આપવા આ કુ. એ પહેલ કરી છે, કે જેથી હરીફાઇમાં ઉભું રહેવું, તીજોરીભર કરવાની ઇચ્છાવાળાઓને પાલવે નહિ.

આ સાબુનો બહોળો પ્રચાર કરી અમારા હિન્દીભાઇઓના લાભને જાળવી રાખવા તેમજ આ સાહસને અંગે બીજા નવા સ્વદેશી ઉદ્યોગો ખીલવવા મેમ્બરશીપની એક યોજના આ કું તરફથી બહાર પાડવામાં આવી છે, કે જેને આચારમાં ઉતારી મેમ્બર થનારને નીચે મુજબ લાભ મળે છે.

મેમ્બર.—મેમ્બર તરીકે દાખલ થનાર ગ્રાહકને નીચેની લાભદાયક શરતોએ ફક્ત રૂા. ૨૫) પચ્ચીસ આ કું૦ ના મેમ્બરડીપોઝીટ ખાતામાં અનામત મૂકવાના હોયછે, કે જે રૂપિઆ ગમે તે વખતે રસીદ રજુ કરતાં પુરેપુરા પાછા મેળવી શકાય છે.

૧—આ ડીપોઝીટ રાખેલી રકમનું વ્યાજ આપવામાં આવતું નથી, પરંતુ વ્યાજને બદલે દર મહીને રેલ્વે સાબુના બે સીંગલ લાટા મફત આપવામાં આવેછે.

૨—આ બે સીંગલ લાટા ઉપરાંત દરેક ડીપોઝીટર (થાપણ રોકનાર) ને દર મહીને ૭, ૭, કિફાયતી કુપન આપવામાં આવે છે, આ કુપન અમારી આફીસમાં રજુ કરતાં દર કુપન દીઠ સાબુનો એક સીંગલ લાટો ફક્ત ત્રણ આનાની કીમતે આપવામાં આવે છે, કે જે કુપનનો ઉપયોગ ડીપોઝીટરના સગાવ્હાલા, કે મિત્ર પણ સંપુર્ણ છુટથી કરી શકે છે.

૩—આમ દર મહીને મફત બે લાટા અને ૭ કુપન મેળવનારા ગ્રાહકો કદાચ પોતાની ડીપોઝીટ મુકેલી રકમ, એક મહીના કરતાં ઓછી મુદતમાં પાછી ઉંચકી લે તો તેઓને આ લાટા ને કુપન મફત મેળવવાનો હક રહેતો નથી.

૪—આ ડીપોઝીટની રકમ કોઇપણ ગ્રાહક લાંબી મુદતસુધી કું૦ ના મેમ્બર ડીપોઝીટ ખાતામાં જમે રાખી દરદમેશ મુજબ લાભ મેળવવા ઇચ્છતો હોય, પરંતુ કું૦ એવી અનામત વધુ વખત પોતાને ત્યાં જમે રાખવા નહિ ઇચ્છતી હોય, તો તે અનામત ધણીને પાછી સોંપી, અપાતો લાભ બંધ કરી શકેછે.

ઉપર જણાવ્યા મુજબ સાબુના બહોળા ફેલાવાઅર્થે, દેશી ભાઇઓના લાભ જાળવવા-અર્થે તેમજ આ ઉદ્યોગને અંગે બીજાં સ્વદેશહિતનાં ઉદ્યોગિક સાહસ ઉઠાવવામાટેજ આ યોજના હાથ ધરવામાં આવી છે, જેમાં અન્ય શંકાને અવકાશ નથી, ને તેથીજ દરેક સ્વદેશ હિતચિંતકનું કર્તવ્ય છે કે, આ યોજનાનો લાભ પોતે લેવો અને પોતાના બંધુ-ઓને અપાવવો.

છુટક સીંગલ લાટા નંગ ૧ ના પાંચ આના.

| | |
|---|---|
| ઓફીસ-પ્રિન્સેસ, સ્ટ્રીટ-મુંબઇ. | લી. રણછોડદાસ નાગરદાસ સંઘવી, પ્રોપ્રાયટર. |

## ધી રેલવે સોપ મેન્યુફેકચરીંગ કું.

ઇન્સ્યુરન્સ, એસ્ટેટ, મેટલવર્કસ, લેધર ગુડ્ઝ, વિગેરે કામકાજ કરનાર.



# દિલ્હી દરબાર.

અનુવાદક—શ્રીયુત વકીલ.

## પ્રકરણ ૭ મું ચાલુ.

(અનુસંધાન પૃષ્ઠ ૧૭૬ થી.)

"નામદાર સાહેબ ! હું ગઇ હતી. હજુ પણ હું આળસુ નથી બેઠી. મારાથી બનતી તપાસ કરૂં છું પણ કહેવાને દિલગીર છું કે હું તેની વીલયાતસંબંધી હજુ અંધારામાં છું."

"ક્યાં તે કમબખ્ત સંતાણી હશે ?"

"તે હજુ ખબર થયેલ નથી. તે વીંટી લઇ બેગમમહાલમાં કોણ દાખલ થયું તે હજુ ચોકસ કરી શકી નથી. લગભગ પાંચ-હજાર બાંદીઓ આહિ રહે છે અને ગમે તે વખતે અમે તેને ઓળખી કાઢવી એ સહેલુ કામ નથી. વધારામાં હમેશાં બાંદીઓ નવી આવે છે અને જાય છે."

"જુલેખાંથી તો સારીરીતે પરિચિત હતી નો !"

"હા, નામવર ! બહુ સારીરીતે તેને જાણું છું. મારી નજરે પડે તો ઓળખી કાઢ્યા વગર રહું નહિ અને તેથીજ મને લાગે છે કે તે બીજું કોઇ હોય. વળી સમય પણ બહુ થોડો ગયેલ છે જેથી પૂરતી તપાસ થયેલ નથી. જૂલેખા જીવતી છે કે મરી ગયેલ તે ચોકસ નથી પણ તે વીંટી આપના નામવાળી બીજાના હાથમાં આવી અને તે પણ હુશિયાર હોવી જોઇએ. નામદાર ! એથી વધારે હજુ જાણું છું. ચોકબજારની ગાંછણ પાન-વાળીસાથે જૂલેખાને સારો સંબંધ હતો. તેણે પોતાની ઓનોકરને ગાંછણને ત્યાંજ મોકલી અને જુલેખાંના મરણની સાથેજ તે બન્ને નાસી ગયાં—

"હા તે સઘળું જાણું છું. હું નથી જાણતી તે બાબતની તારે તપાસ કરવાની છે. તું તારા યત્નમાં ફાવી કે તારી માગણી કબુલ."

ગહરજાન સલામ કરી પાછી જવાની તૈયારીમાં હતી ત્યાં નુરજહાને અટકાવી કહ્યું.

"ફતેહપુરસીકરીના બનાવો અને દિલ્હીમાં મરદાંના દેખાવોસંબંધી કાંઇ તું જાણે છે? અને મોહબતખાન અને ભીમસિંહના કાવત્રાં સંબંધી કાંઇ ખબર છે?"

"તે બાબતની તપાસ કરવા પૂરતો સમય નથી મળ્યો. જહાંપનાહ! આ બેગમમહાલમાંજ ખરીરીતે હું પૂરાયેલી છું હવે આપનો હુકમ થયો છે એટલે તરતમાંજ તપાસ કરીશ. પણ સામી બાજુથી સાવચેત રહેવા પ્રાર્થના કરૂં છું. સામી બાજુમાં હુશિયાર માણસો છે છતાંપણ, આપણું કાર્ય પાર ઉતારી આપની કૃપાપાત્ર તરતમાં થઇશ."

નુરજહાને કહ્યું—

"હું આ બળવાખોરોથી કંટાળી ગઇ છું. આ બાબતની તપાસ કરવા જાતે જાઉં એમ મારા મનમાં આવે છે. ફતેહપુરસીકરીના બનાવો, દિલ્હીના દસ્યો અને કાવત્રા, તે સર્વને ગાઢ સંબંધ હોવો જોઇએ એમ મને લાગે છે પ્રભુની કૃપાથી મને આ કાર્યમાં ફતેહ મળે તો પછી—પછી"

રાણી ગુસ્સામાં બોલતી બંધ થઇ અને મનની વાત મનમાંજ સમાવી પણ ચતુર ગહર તે સમજી ગઇ, આગલાં સંસ્મરણો તાજાં થયાં—જહાંગીરવિરૂધ્ધ ખુશરૂસાથે જોડાયેલાની દુઃખદાયક સ્થિતિ તે જાણતી હતી, તેઓની જીવતાં ચામડી ઉતારવામાં આવી હતી અને ચામડીવગરના શરીરમાં મીઠું છાંટી અસહ્યવેદનામાં વધારો કરેલ હતો. તે દિવસોની ત્રાસદાયક સ્થિતિ ગહરને યાદ હતી અને જો રાણી આર્જના કાર્યમાં ફતેહમંદ થઇ તો પછી બળવાખોરના શા હાલ થશે તે વિચારથી ગહર કંપી.

મોટાઇ મેળવવાની ઇચ્છા એ ગુલાબની પાંખડીઓનું બીછાનું નથી તે તો કાંટાથી ભરપૂર છે. મોગલ મહારાજ્યમાં મોટાઇ મેળવવામાટે દરેક ક્ષણે મોતને માટે તૈયાર રહેવુંજ જોઇએ, ગહરને અભિલાષા—લોભ હતો અને તેથી તેને વિચાર થયો કે મને મારૂં કાશ્મીરનું રાજ્ય મળે પછી દિલ્હીનું તખ્ત મેળવવામાં વાર નહિ લાગે. ગુલામો પણ હિંદુસ્તાનઉપર રાજ્ય કરી ગયા છે ત્યારે એક ગૃહસ્થનો પુત્ર શામાટે તે લોભ ન રાખે? આવા વિચારમાંથી જાગૃત થઇ ગહરજાને પૂછ્યું.

"બેગમસાહેબ! મારૂં કાર્ય શરૂ કરૂં તે પહેલાં એક વાત જાણવાની જરૂર છે. આપ ખોટુ તો નહિ લગાડોને?"

"ગહર! શું જાણવાની જરૂર છે?"

ગહરજાને નમ્રતાથી સલામ ભરી કહ્યું.

"શહેનશાહપછી તખ્તપર કોણ આવશે? પરવીજ કે શહેરીયાર?"

"કોણ પૂછે છે! હા." લાગણીઉપર અંકુશ રાખી કહ્યું "પરવીજને તખ્ત આપવાનો શહેનશાહનો વિચાર છે તે કોણ નથી જાણતું. ! આખા રાજ્યમાં સર્વ જાણે છે. બાદશાહની ઇચ્છા એજ મારી ઇચ્છા."

---

## પ્રકરણ ૮ મું

### શાહજાદો શહરીયાર.

બાદશાહના સર્વથી ન્હાના પણ પ્રિય પુત્ર શાહજાદા શહરીયારના મોજશોખના ખંડમાં વાચક તું અમારી સાથે ચાલ.

તે ખંડમાં પૂરતો પ્રકાશ હતો. તે સમયનો દેખાવ અવર્ણનીય હતો. ભભકાબંધ ગાલીચાઓ, સુંદર મનહર ચિત્રો અને કિંમતી—અમૂલ્ય કરતીચરથી આખો ખંડ શણગારવામાં આવેલો હતો. આ કૃત્રિમ સુંદરતામાં ઉમેરો કરવાને સૌંદર્યવાન સુંદરીઓ સંખ્યાબંધ ત્યાં રહેતી.

આ લંપટ સુંદરીઓના મધુરસ્વર ચારે તરફ સંભળાતા હતા અને સગીતની સાથે નૃત્ય પણ થતું અને પૃથ્વીઉપર આ સ્થળ સ્વર્ગસમાન જણાતું.

આ અલૌકિક સ્થળે શાહજાદો શહરીયાર સૌગંધિક તમાકુ પીતો પડ્યો હતો, તેની આસપાસ લાવણ્યમય લલનાઓ વિંટાયલી હતી ઉપર જણાવ્યું તેમ તે સૌથી ન્હાનો કુમાર હતો અને વાર્તાના સમયે તે યુવાન હતો હજુ ૨૪ વર્ષ પણ પૂરા થયા ન્હોતા પણ મોજશોખ અને વિષયાસક્તિમાં તેની બરાબરી કરી શકે તેમ કોઇ નહોતું અને તે પાછળ શહરીયાર અઢળક દોલત ઉડાવતો

આ યુવાન કુમારની પાયમાલી કરનાર નૂરજહાન હતી તે તેનાપ્રત્યે અતિ લાડ બતાવતી, એટલી હદસુધી કે તેણીને કુમારની સુધારવાની આશા છોડવી પડે. જ્યારે શેરઅફઘાનની વિધવા મહરુન્નીસાને બાદશાહ જહાંગીરની પ્રિય મહેરદારતરીકે લાવવામાં આવી ત્યારે તેની સાથે એક ન્હાની બાળા આવી હતી. મહરુન્નીસા જ્યારે બુર્દવાનના સુબેદારના ઘરમાં હતી ત્યારે તે જન્મી હતી. પોતાની માના ભાગ્ય સાથે તેનું ભાગ્ય પણ ફર્યું અને તે શાહજાદીના નામથી ઓળખાવા લાગી. ઉમ્મરલાયક થતાં બાદશાહના પ્રિય પુત્ર શહરીઆરસાથે તેણીને નૂરજહાને પરણાવી.

કુમારની સ્થિતિ હવે સર્વને ઇર્ષ્યા ઉપજાવે તેવી હતી. તે સૌથી ન્હાનો, બાદશાહનો પ્રિયપુત્ર હતો તેમ સર્વ સત્તાધીશ નૂરજહાનનો જમાઇ થયો. બાદશાહથી નૂરજહાનને કાંઇ સંતાન થયું નહોતું. પોતાની એકજ પુત્રીપ્રત્યે નૂરજહાનને અથાગ મમતા હતી. આને પરિણામે શહરીઆરને કશીવાતે મુંઝવણ પડતી નહિ

આગલા પ્રકરણમાં પરવીઝની જીંદગીનો કાંઇક અનુભવ આપણે કરેલ છે અને હમણાં શહરીઆરની સ્થિતિ જોઇ. ખુરમ દરબારમાંથી ગેરહાજર હતો ક્યાં છે તે કોઇ જાણતું નહિ અને તેથી પોતાના બાપના દરબારની ચેપી ઝેરી અસરથી તે દૂર રહેવા પામ્યો હતો.

ખુરમે ગાદી મેળવવા કદી આશા રાખી નહોતી જહાંગીર ન્યાયી સ્વભાવનો હોવાથી પોતાના પૂજ્ય વડિલને પગલે ચાલી સર્વને યોગ્ય ઇન્સાફ આપવા તેને ઇચ્છા હતી તેથી પરવીઝની નાલાયકી જાણ્યા છતાં પણ હિંદનું મહારાજ્ય તેને સોંપવા પોતાની ઇચ્છા ભરદરબારમાં પ્રગટ કરી હતી એટલે પરવીઝને ગાદી મળશે એમ નક્કી થયેલ હતું.

ખુરમના સદ્ભાગ્યે રજપૂત સરદારોની ઇચ્છા ખુરમને ગાદી અપાવવાની હતી. જે

દિવસથી ભવિષ્યના થનાર શહેનશાહનું નામ જાહેર થયું તે દિવસથી તે અભાગી આત્માની જીંદગી બહુ જોખમમાં આવી પડી. તેની આસપાસ મૃત્યુ ફરવા લાગ્યું. પરવીઝ અને ખુરમ બન્નેનું ભાગ્ય તે પ્રમાણે હતું, તેઓની પાછળ અસંખ્ય જાસુસો ફરતા. શહેરીઆરને આ લોભ હતોજ નહિ. શહેરીઆરની જીંદગીનો હેતુ ખાવું પીવું અને મોજ કરવી [To eat drink and enjoy] એજ હતો.

આજે શહેરીઆર પુરબહારમાં આનંદ ભોગવતો હતો, એકાએક તેમાં અડચણ આવી મધુરસ્વર બંધ થઇ ગયા, સર્વે એકીનજરે દરવાજાતરફથી નુરજહાનને આવતી જોઇ રહ્યા.

મોગલ મહારાજ્યમાં એવી એકપણ વ્યક્તિ નહોતી કે જે નુરજહાનને નમતી નહિ.

રાણી આગળ આવી અને મ્હોટા અવાજે કહ્યું. "શહેરીઆર!"

શહેરીઆર રાણીને પગે પડયો અને ઉઠવાને અસાધારણ મહેનત કરી પણ નિશામાં ચકચુર . પગપાસે પડયોજ રહો, રાણીએ ગંભીરાઇથી કહ્યું "ચાલ-ઉઠ, નાલાયક! તારી સાથે મારે વાતચીત કરવી છે."

બે બાંદીઓએ હાથ પકડી શાહજાદાને ટટાર ઉભો રાખ્યો. નુરજહાને કહ્યું "ચાલ આ બાજુના ખંડમાં આવ."

દારૂડીઓ કુમાર હુકમને તાબે થયો.

નુરજહાને કહ્યું " શહેરીઆર. ! તને ખબર છે કે તારે વાસ્તે હું શું શું કરૂં છું. ! તને તેની કાંઇ કિંમત છે?"

"જહાંપનાહ ! તમો બહુ માયાળુ છો તે હું જાણું છું. મારે વાસ્તે તમો ઘણું કરો છો."

"તું તેને લાયક છે?"

"તમો ખરૂં કરજો, હું આવીરીતે દિવસ કાઢીશ."

"શહેરીઆર! સાંભળ, ઘણો સમય થયા તારી વર્તણુકના મને ખબર આવ્યા કરે છે. તે ખબરની સત્યતા તપાસવા હું જાતે આવેલી છું અને મેં જોયેલ દેખાવથી મને તો એમજ જણાય છે કે તું ચાબુકના મારનેજ લાયક છે. તારી વર્તણૂક સુધારવા મેં તને ઘણો સમય આપ્યો, સર્વથી પવિત્રના સોગન ખાઇ કહે કે આ જીંદગી હું છોડી આપીશ, રાજ્યના કામકાજતરફ ધ્યાન આપીશ અને તારા ઉપર જે જવાબદારી હું નાખવા માગું છું તેને લાયક તું નીવડીશ, યાદ રાખજે કે આવી જીંદગી ચાલુ રાખી તો તને ગાદી અપાવવાના મારા પ્રયત્ન નિષ્ફળ જશે—અરે પ્રજાના હિતને અર્થે હું તેવા પ્રયત્ન કરી શકીશ નહિ."

દારૂની અસરમાંજ કુમારે જવાબ વાળ્યો "બાદશાહબેગમ-બાદશાહબેગમ ! મારા ભાઇઓ તે કરશે, મને ગાદી નથી જોઇતી."

નુરજહાન ક્રોધાતુર થઇ અને કહ્યું; "અત્યારે તો હું જાઉં છું પણ લડાઇમાં જવા તૈયાર થઇ રહેજે, ઘણેભાગે આવતીકાલે પ્રભાતનાજ જવું પડશે."

શહેરીઆર ભયથી કંપતો—

"શું લડાઇ-લડાઇ શામાટે?"

"આવતીકાલ સવારે તે ખબું જણાશે."

એમ કહી નુરજહાન ત્યાંથી ચાલી ગઇ,

# ભાગ ૪ થો.



## પ્રકરણ ૯ મું.

### સમજાવટ.

નૂરજહાનની અતિપ્રિય એકનીએક પુત્રી, શાહજાદીબેગમ શાહજાદા શહેરીઆરસાથે પરણાવેલ હતી અને તે વિષયવંધ્ય શાહજાદાની કારકિર્દી આપણે જોઇ ગયા છીએ. તેની મહેરદાર પણ મોજશોખ ભોગવવામાં તેનાથી વધે તેવી હતી. આ કુંવરી બહુજ સુંદર ઓરત-બાલિકા હતી, ઉમર સોળવર્ષના આશરાની હતી અને તેની વ્હાલી મા તેને "લુલી' ના નામથી બોલાવતી, તેના શરીરની સુંદરતા અનુપમ હતી, સૌંદર્ય સાથે તે સદ્‌ગુણી હતી, દુનિયાની લુચ્ચાઇથી અપરિચિત હતી, આનંદ અને મોજશોખમાંજ મશગુલ રહેતી.

આ સ્વરૂપવાન સુંદરી અત્યારે મખમલના કોચઉપર પડી હતી, આસપાસ સૌગંધિક પદાર્થોનો પરિમલ પ્રસરી રહ્યો હતો, સ્વરૂપવાન બાંદીઓ આમતેમ ફરતી હતી, રાત્રિનો કયો સમય હતો તેનું લુલીને મોજશોખમાં ભાન હતું નહિ, જે વખતે મહાન્ નૂરજહાને તે ખંડમાં પ્રવેશ કર્યો તેજ સમયે સર્વ શાંત થઇ ગયાં, મશ્કરી બંધ થઇ, બાંદીઓ ભયભીન થઇ અને લુલીને પણ આશ્ચર્ય થયું.

નૂરજહાને બાંદીઓતરફ નજર નાખતાં જણાવ્યું કે "જાઓ, અહિથી જાઓ, મારી પ્રિયપુત્રીસાથે મારે ખાનગી વાતચીત કરવાની છે." હુકમને તાબે થઇ બાંદીઓ ચાલી ગઇ અને નૂરજહાને ગંભીર પણ માયાળુ અવાજે કહ્યું "લુલી-મારી વ્હાલિ, એક અગત્યની બાબતવિષે તારી સાથે વાતચીત કરવા માગું છું. સમયને તું બરાબર સમજી શકીશ એમ હું ધારૂં છું."

શાહજાદીનો મનમોહક ચહેરો ફીક્કો થઇ ગયો અને તેણીએ પોતાની માપ્રત્યે ભયભીત નજર નાંખી નૂરજહાન પડખે બેઠી અને ધીમા અવાજે કહ્યું "શહેરીઆર હમણાં કેવી જીંદગી ગુજારે છે તે તું જાણેછે? અથવા તો જાણવાની દરકાર કરેછે?"

શાહજાદીએ નીચું જોયું અને ધીમેથી બડબડી કે ' મારે તેની શું પરવા?" નૂરજહાનનો ચહેરો ક્રોધાતુર થયો, તેના ગુલાબી ગાલઉપર લોહી ચડી આવ્યું અને બોલીઉઠી "તારે શું પરવા કેમ? મારી પુત્રીપાસે શું મેં આ જવાબની આશા રાખી હતી? પ્રાણનાથની હીલચાલ તપાસવાથી ઓરતને કાંઇ લાભ ન થાય કેમ? શું ગાંડી થયેલ છુ? આવી તારી વર્તણુકથી તારે હિંદુસ્તાનની શહેનશાહબાનુ થવું છે કેમ? ખરેખર લુલી! તારી પાસેથી આ સાંભળી મને મહોા ખેદ થય છે"

શાહજાદીએ ધીમા, પણ મધુરસ્વરે જણાવ્યું "મા-મા! મારે તે ઇચ્છા નથી. દિલ્હીની બાદશાહબેગમ થવા મને સ્વપ્ને પણ ઇચ્છા નથી."

નૂરજહાન પોતાના આવેશને રોકી શકી નહિ—"હા-હા બરાબર જોઇ શકી છું. મૂર્ખ છોકરી! એક સાધારણ સરદાર શેરઅફઘાનના ફરઝંદને તે ઇચ્છા ક્યાંથી થઇ શકે? તું મારી પુત્રી છું એ વિચારથી મને શરમ થાય છે."

લૂલીએ ઉતાવળથી જવાબ વાળ્યો "માં, તું તારા આ કહેવામાં ખરી નથી, જો કુદરતનો જે કાયદો તેં હમણાં જણાવ્યો તે સર્વ સ્થળે સરખો હોય, તો તું હાલ જ્યાં છે ત્યાં ન હોઇ શકે. શહેનશાહબાનુની પદવીએ—કે જેની પાસે શહેનશાહ એક ગુલામ માત્ર છે—તું ન હોઇ શકે"

આ દલીલ નૂરજહાન સમજી ગઇ પોતાની પુત્રીના માબાપો કરતાં વધારે ખાનદાન ઓલાદની તે નહતી. તેણે હસતાં હસતાં લળીને કહ્યું, "તારી સાથે આમ વિવાદ મારે કરવો નથી, મારે તો તને ભવિષ્યની શહેનશાહબાનુ બનાવવી છે, મારી સત્તા અને પદવી તને સોપાવવી છે"

"મા! માફ કર મારે તે લોભ છેજ નહિ અને મને લાગે છે કે મારા ખાવિંદને પણ તે અભિલાષા નથી"

"લૂલી! તું મૂર્ખ જણાય છે, મારે તને કેમ સમજાવવી? તને એક વિષયલંપટ નાલાયક અને અભિલાષાવગરના રાજકુમાર સાથે પરણાવેલી છે."

લૂલીએ પોતાની ભલમનસાઇ બતવતાં જણાવ્યું કે "પરવીઝ, બાદશાહનો મોટો કુંમાર છે, રાજાના પાટવીકુમારતરીકે રાજ્યગાદીઉપર આવવા તેનોજ હક છે, તેની પાસેથી તે હક છીનવી લેવો એ એક પાપ છે."

નૂરજહાને સમજાવવા માંડ્યું કે "લૂલી! તું હજુ ભોળી છે, કેવું ભયંકર કાવત્રું રચાય છે તેની તને ખબર પણ નથી, રાજ્યદરબારમાંથી પરવીઝને હાંકી કાઢી ખુર્રમને ગાદી અપાવવા બેઇમાન રજપૂતો મહેનત કરે છે, તેથી તું જોઇ શકશે કે જો શહેરીઆરને તખ્ત ન અપાવું તો ખુર્રમ ગાદીએ આવશે અને પાટવી કુમાર રઝળશે, હવે તને ખાત્રી થઇ? કે તારી દલીલ પડી ભાગે છે."

"મા! બેઅદબી માફ કર, પણ જો તું ખરા જીગરથી કોશીશ કર તો પરવીઝને અવશ્ય તખ્ત મળે બાદશાહ તો હમેશાં નાચીજ છે અને તે પોતાના મોટા પુત્રને અવશ્ય તખ્ત આપશે."

"દીકરી! તે ગાદીઉપર આવી શકશે નહિ. ભવિષ્યનો રાજ્યકર્તા તો ખુર્રમ થઇ ચૂકેલ છે."

"મા, હું આ બધું સમજી શકતી નથી હું નથી સમજી શકતી કે તારી કિંમતી મદદ હોય તો પરવીઝને તખ્ત ન મળે! દિલ્હીની શહેનશાહબાનુ થવા હું મારા મનને સમજાવી શકતી નથી, તેથી ક્ષમા કરજે, હું જે છું તેજ ઠીક છું."

"બેવકુફ! તને ખબર છે કે જો ખુર્રમ ગાદીઉપર આવે તો આપણા શા હાલ થાય! ત્યારે તારી મૂર્ખાઇનું પરિણામ શું આવે તેનું તને ભાન છે?"

નાદાન બાલિકા બોલી "મા!—એ સવાલ કેમ પુછે છે! આપણે જેવાં છીએ તેવાંજ રહીએ." નૂરજહાને ગુસ્સામાં જણાવ્યું "ખુર્રમ આપણો શિરચ્છેદ કરાવે."

"મા! માતેમ બનેજ નહિ, તે ઉદાર મનનો કુમાર છે, આપણુ બધાને ચાહે છે, 'ખરૂં' અને ચોખ્ખું કહેવા દે તો જો મારો ધણી

પસંદ કરવાનું મારી મુનસફીઉપર હોત તો મારી જીંદગીના સાથીતરીકે હું ખુરરમનેજ પસંદ કરત, કારણ કે બધા કુમારોમાં તેનેજ હું લાયક લેખું છું."

"લુલી, આપણે અત્યારે કેવી અચોકસ અને અસ્થિર સ્થિતિમાં છીએ તે તને સમજાવવું એ નાહક સમય ખોવા બરાબર છે. અલબત મારામાં તું વિશ્વાસ રાખીશ અને અગાઉથીજ પગલાં લેવા હું તૈયારી કરૂં છું, મારૂં કહ્યું માન કે જો ખુરરમ તખ્તનશીન થશે તો ઘાતકી રીતે આપણનો તે અંત આણશે."

"મા! તે અશક્ય છે, હું તેમ માની શકતીજ નથી."

"કદાચ તે આપણને નહિ મારે તો ભીમસિંહ અને મહોબતખાન જે મારા કટ્ટા દુશ્મનો છે, તે પોતાનું વેર વાળવા ચૂકશે નહિ"

"મા! તું બધું ભૂલી જાયછે, તેનો વિનાશ કરવા તેંજ કોશેષ કરી હતી. તેનો શું દોષ છે?"

"મૂર્ખી તારી સાથે શબ્દની મારામારી મારે નથી કરવી, આવતીકાલ સવારે શહેરીઆરસાથે લડાઇમાં અમો જઇશું."

શાહજાદી એકાએક આ સાંભળી ચમકી અને ઉતાવળે ઉતાવળે પૂછ્યું "લડાઇ, લડાઇ! કોની સાથે?"

નુરજહાને ગુસ્સાના આવેશમાં કહ્યુ "ખુરરમ સાથે, ભીમસિંહ અને મોહબતખાન સાથે. બાદશાહ સાથે હું પણ દુશ્મનની સામે જવાની છું."

લુલીનો મનમોહક ચહેરો શ્યામવર્ણ થઇ ગયો, તેણીએ દુઃખી સ્વરે જણાવ્યું. "મા! આ બીનજરૂરના ભયાનક લોહી લુહાણથી સારૂં ફળ શું આવશે!"

નુરજહાને સિંહણમાફક ગર્જના કરી "ઉદ્ધત બળવાખોરો આપણી સામે લડવા માગે છે અને લડાઇ કરવાનો હેતુ ખુરરમને ગાદી અપાવવાનોજ છે, તેઓની હિંમત તો જો! નુરજહાન એવો પાઠ શીખવશે કે આખી જીંદગી તેઓ યાદ કરશે"

શાહજાદી થોડો સમય ચૂપ રહી, ન્યાયખાતર કહેવું પડશે કે અતિ લાડમાં ઉછરેલ અને મોજશોખમાંજ મશગુલ લુલીમાં સ્વર્ગીયસદ્ગુણો અને પવિત્ર વિચારોની ખોટ નહોતી. મધુર, પ્રેમાળ હૃદયની તે હતી અને છળ, કપટ, દગો શું તે તે જાણતીજ નહોતી મોગલ બાદશાહના જનાનામાં તેના જેવી ભોળી, નિખાલસ સ્વભાવની બીજી કોઇ ઓરત હતી નહિ, તેણી મોજશોખ અને શાંતિને ચાહતી જ્યારે લડાઇ અને ખૂન ખરાબીને ધિક્કારતી, તેનું પ્રેમાળ હૃદય તેણીની માએ જણાવેલા સમાચારથી ધબકવા લાગ્યું.

"લુલી! અમો કાલ સવારના રવાના થઇશું" નુરજહાને જણાવ્યું.

"મા-ક્યાં! કાંઇ જણાવતો ખરી."

"રાજપૂતાના તરફ. વખતે સીકરી જવાની પણ જરૂર જણાય, હજુ અમે તે બાબત કાંઇ નિર્ણય કરેલ નથી., શહેરીઆર અમારી સાથે આવશે."

"મા-શું તેણે હા પાડી છે!"